# गूजरातना इतिहासनो सार.

---

હાલ ગુજરાતમાં સાહેબ લોકનું રાજ્ય છે. તેની પહેલાં મરેઠાનું રાજ્ય હતું. તે પહેલાં મુસલમાનોનું રાજ્ય હતું; વળી, તે પહેલાં રજપૂતોનું રાજ્ય હતું. તે વખતે ગુજરાતની રાજધાની દ્વારકાંમાં હતી, અને ત્યાં શ્રી કૃષ્ણ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાર પછી ગુજરાતની રાજધાની વલ્લભીપુરમાં થઇ.

**વલ્લભિપુર**—ગોહેલવાડમાં ચમારડીના પહાડ છે. તેના પડમાં વળા નામે ગામ છે; ત્યાં પહેલાં વલ્લભિપુર નામે એક શહેર હતું; એ શહેરનાં ખંડેર વળા ગામની પાસે પીલુડીઓ ઉગેલી છે તેમાં છે, તે ખંડેર એકદમ નજરે પડે તેમ નથી, પરંતુ તેની નજીકમાં ઘેલો નામે વેહેળો છે; તેના વડે ચોમાસામાં એ શહેરનાં ખંડેર તથા પાયા જોવામાં આવેછે; ત્યાં પહેલાં રજપૂત રાજાઓની રાજધાની હતી. તેમના રાજ્યની કેટલી હદ હતી, તે જણાતી નથી. ઈ૦ સ૦ ૧૪૪ થી ૩૪૪ સુધીની કંઇક હકીકત માલુમ પડેછે; તે હકીકત પરથી જણાય છે કે, વલ્લભીપુરની ગાદીએ ૧૮ રાજા થયા. તેમાંના છેલ્લા પાંચ શિલાદિત્ય નામથી પ્રખ્યાત છે. સૌથી છેલ્લો શિલાદિત્ય શિવભક્ત ને બૌદ્ધધર્મી હતો.

**વલ્લભિપુરના નાશવિશે જુદીજુદી વાતો**—(૧) જ્યારે સૌથી છેલ્લો શિલાદિત્ય રાજા, વલ્લભિપુરમાં રાજ્ય કરતો હતો ત્યાં મારવાડના પાલી શહેરથી કાકુ કરીને એક વેપારી આવ્યો હતો, તે વેપારમાં ઘણો પૈસો કમાયો. એક દહાડો તેની દિકરી રત્ન જડીત કાંસકીથી માથું ઓળતી હતી; તે શિલાદિત્યની કુંવરીના જોવામાં

આવી; તે લેવા કુંવરીએ પોતાના બાપને કાકુ પાસે મોકલ્યો. કંજુસ કાકુએ આપી નહિ, માટે તે શિલાદિત્યે જબરાઇથી લીધી. આ જબરાઇના કારણથી કાકુ મલેચ્છના રાજ્યમાં (સિથિયન લોકનો રાજા પાસે) ગયો. અને ત્યાંના રાજાને કહ્યું કે, જો તમે વલ્લભિપુરનો નાશ કરો, તો હું તમને એક લાખ મહોરો આપુ, તે વાત રાજાએ કબુલ કરી, ને વલ્લભિપુર ઉપર ચડાઇ કરી, તેમાં શિલાદિત્ય મરાયો, અને મલેચ્છ રાજાએ વલ્લભિપુરનો નાશ કર્યો.

(૨) વળી, વલ્લભિપુરવિષે એક એવી ગપ છેકે, ત્યાં ધુન્ડીમલ નામે એક સાધુ આવ્યો. તેની સાથે એક ચેલો હતો. તે ચેલો દરરોજ ગામમાં લોટ માગવા જાય, પણ તેને કોઇ આપે નહિ. માટે તે દરરોજ લાકડાંનો ભારો વેચી તેનો લોટ લાવતો હતો; પણ તેને કોઇ રોટલા કરી આપતું નહિ. ફકત એક કુંભારણ કરી આપતીહતી, ભારાથી ચેલાના માથાના વાળ ઘસાઇ ગયા; તે એક દહાડો ધુન્ડીમલના જોવામાં આવ્યા; ત્યારે તેણે ચેલાને વાળ ઘસાવાનું કારણ પૂછયું, એટલે ચેલે સર્વે વાત કહી. પછી ધુન્ડીમલે ચેલાને કહ્યુંકે, બચ્ચા આજ હું લોટ માગવા જઇશ. તે પ્રમાણે તે માગવા ગયો, પણ કુંભારણ સિવાય કોઇએ આપ્યો નહિ; તેથી તેણે ચેલા પાસે જઈ કહ્યું કે, બચ્ચા, કુંભારણને કહી આવ, કે તારી સર્વે માલમતા લઇ બહાર નીકળ, કેમકે, "આજ આ શહેરનો છેલ્લો દિવસ છે" પછી કુંભારણ શહેર બહાર નીકળી, એટલે ધુન્ડીમલે કહ્યું કે "આ શહેર ઉંધુ વળજો, ને તેનો પૈસો ધુળ મળજો" એટલે ઝટવારમાં વલ્લભિપુર દટાઇ ગયું.

પંચાસર—વલ્લભિપુરનો નાશ થયા પછી, ગુજરાતની રાજધાની પંચાસરમાં થઇ, એ પંચાસર કચ્છના નાના રણની થડમાં, ઝી-

છે; ત્યાં સોમનાથ પાટણના ચાવડા રાજા રાજ્ય ક-રતા.

**ચાવડા નામ શાથી પડયું**—ભોજ નામે રાજા ઉજ્જનમાં રાજ્ય કરતો હતો, તેના વંશમાં જયશખિર નામે રાજા થયો. તે વખતથીજ પરમાર જાતની અટક બદલાઇને ચાવડા જાતની અટક શરૂ થઇ કેટલાક વહીવંચા કહેછે કે, જયશિખરના બાપદાદા ચામુંડા દેવીની સેવા કરતા, તે ઉપરથી દેવીએ પોતાની યાદગીરી માટે ચાવડા નામ આપ્યું છે, વળી, જૂનાં પુસ્તકો ઉપરથી જણાય છે કે, તેઓ પોતાની પાસે હમેશાં ચઢાવેલાં ચાપ રાખતા; તેપરથી ચાવડા રજપૂત નામ પડયું.

## ચાવડાવંશની વંશાવળી.

**ચાવડાવંશ—ઇ૦ સ૦ ૬૯૬ થી ૯૪૨ સુધી ૨૪૬ વર્ષ ચાલ્યો**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| જયશિખરી | ૬૯૬ | ૭૪૬ | ૫૦ | ભુવડ | ૮૬૬ | ૮૯૫ | ૨૯ |
| વનરાજ | ૭૪૬ | ૮૦૬ | ૬૦ | વિરસિંહ | ૮૯૫ | ૯૨૦ | ૨૫ |
| યોગરાજ | ૮૦૬ | ૮૪૨ | ૩૬ | રત્નાદિત્ય | ૯૨૦ | ૯૩૫ | ૧૫ |
| ક્ષેમરાજ | ૮૪૨ | ૮૬૬ | ૨૪ | સામતસિંહ | ૯૩૫ | ૯૪૨ | ૭ |

જયશિખરી—૬૯૬—૭૪૬—ઇ૦ સ૦ ૬૯૬ માં પંચાસરમાં જયશિખર નામે રાજા રાજ્ય કરતો હતો. તેના રાજ્યમાં શંકર નામે એક કવિ હતો. તે એક વખતે કલ્યાણીમાં ગયો, તે વખતે ત્યાં સોલંકી કે ચોલુક્ય વંશનો ભુવડ નામે રાજા રાજ્ય કરતો હતો, તેના દરબારમાં જઇ કવિએ જયશિખરની કીર્તિનાં તથા ગુજરાતની જમીનનાં અને લોકનાં વખાણ કર્યાં. તેપરથી ભુવડને ગુજરાત જીતવાની લાલચ થઇ, માટે તેણે પોતાના સરદાર મીરને ગુજરાત જીતવા મોકલ્યો, પણ તેને જયશિખરના સાળા સુરપાળે હ-

રાવ્યો; એટલે ભુવડ જાતે લડવા આવ્યો; અને બાવન દિ-
વસ પંચાસરને ઘેરો ઘાલ્યો. છેવટે ભુવડના ભટ સેનાપતિએ પં-
ચાસરના કિલ્લામાં બાખું પાડયું.

મહારાજા જયશિખરની રાણીને બાળક અવતરવાનું હતું. મા
ટે તેણે પોતાના સાળા સુરપાળને કહ્યું કે તું તારી બેનને જલદીથી
નિર્ભય જગ્યાએ મુકી આવ; કારણ કે એને જો પુત્ર થશે તો મારૂં
વેર વાળશે, એ પ્રમાણે શીખામણ આપી રૂપસુંદરી સાથે સુરપાળ
ને મોકલ્યો. પછી પોતે તથા પોતાના લડવૈયાએ ભુવડ સામે લડાઇ
કરી, પણ પોતાના લડવૈયા ખુટવાથી તથા પોતે રણમાં પડવાથી
પંચાસર ભુવડને હાથ ગયું. ભુવડે કચ્છ અને સોરઠના રાજાને તા-
બેદાર કર્યા. અને બીજા માંડળિક રાજાઓ પાસે અમુક ખંડણી ઠ-
રાવી, પછી પોતાના જીતેલા મુલકનો વહીવટ કરવાને ગુજરાતમાં
એક પ્રધાન મુકયો.

ભુવડના દરબારમાં સોળ જોદ્ધા હતા. તેમાંનો દરેક યુદ્ધ વ-
ખતે હજાર હજાર માણસનો ઘાણ કાઢી નાંખતો (મારી નાંખતો)
એ જોદ્ધાનાં નામ.

દોહરો.

અંક કંદ ભેટ વેદ વીર
સિંહ સિંધુ ગિરિ ધીર
સામંત શ્રીમત ધન્વી પટુ
ભીમ મહારથી ગોર

વનરાજ—૭૪૬—૮૦૬—સુરપાળ પોતાની બેન રૂપસુંદરી
ને મુકીને પાછો આવતો હતો. એવામાં એણે પોતાના બનેવીના મ-
રણની વાત સાંભળી. તેથી આગળ પોતાની બેનને મોં દેખાડતાં

ા, માટે તે ગિરનારની ગુફાઓ તરફ ગયો. હવે, વનમાં રૂપસુંદરીની સેવા ચાકરી કોઈ ભલી ભિલડીએ કરી. ઈ૦ સ૦ ૭૨૫ના વૈશાખ સુદી પૂનમને દિવસે જયશિખરની રાણીને કુંવર સાંપડ્યો. એ કુંવર ૭ માસનો થયો, એવામાં એક દહાડો વગડામાં ઝાડે પારણું બાંધીને, તેમાં તે કુંવરને સુવારેલો હતો. તે વખતે શીલગુણસુરી નામે જૈન સાધુ ત્યાં થઈને જતો હતો. તેણે પેલું પારણું જોયું, તો તેમાં રાજ કુંવર દીઠો. તેથી તેને તથા રૂપસુંદરીને તે પોતાને અપાસરે લઈ ગયો.

વનરાજનો જન્મ વનમાં થયો, માટે જૈન સાધુએ તેનું નામ વનરાજ પાડ્યું.

કુંવર જેમ જેમ મોટો થતો ગયો, તેમ તેમ રમતો તરફ તેનું મન જવા લાગ્યું. એક વખત એક ડોસો બેઠો બેઠો ઉંઘતો હતો, તેવામાં વનરાજે તેના મોંમાં દેડકાનું બચ્ચું ઘાલી દીધું. એટલે ડોસો બરાડા પાડવા મંડ્યો; વળી, તેના પેટમાં પેલું બચ્ચું કુદા કુદ કરે તેથી અકળાઈને તે પેટ કુટવા લાગ્યો. એવામાં બાળકો આવી પહોંચ્યાં, તેમણે પેલા ડોશાને ઉલટી કરાવી એટલે દેડકું નીકળી ગયું.

રૂપસુંદરી વનરાજને ઉખાણા શીખવતી હતી. રૂપસુંદરી વનરાજને કહે કે, “ હાથીના પગે તાળાં દઈ આપો, ત્યારે વનરાજ કહે કે હાથી ધમ ધમ ચાલે, પાતાળ પાણી કાઢે. પાતાળ પાણી કાળાં, હાથીને પગે તાળાં ” વનરાજ કહે છે કે, “ અમે અમે પણ ભણશે નહિ, કાટે જનોઈ પણ પહેરશું નહિ ” રૂપસુંદરી કહે છે એ તો રંડાયો. વનરાજના ત્રીસ બ્રાહ્મણો વનરાજને ઉખાણા કહીને બોલાવતા હતા.

જે છોકરાઓ તરફ વનુભા હોય તે છોકરાઓ હારૂ
રતા નહિં. વનુભાએ એક દહાડો પોતાના ફળિયાના છોકરાને એક
ઠા કર્યા, તે કહ્યું કે, આપણે વનોડા ગામના છોકરાને હરાવવા જોઇ-
એ ? તેથી સર્વે છોકરા ઝટ તૈયાર થયા. કેટલાક છોકરાએ ઢેડના
છોકરાને રમુસીંગુ ફુંકતા તેડી આણ્યા. પછી, ધીનતીન, ધીનતીન
તાસાં વગડાવતા વનોડા તરફ ગયા; વનોડાના જબરા છોકરા વન-
રાજ સામે લડવા આવ્યા, પણ તેઓ વનરાજનામારથી હારી ના-
શી ગયા.

વનરાજ ચૌદ વરસનો થયો, ત્યારે પોતાના મામા સુરપાળ-
ની જોડે બારવટુ કરવા લાગ્યો, ભૂવડે ગુજરાતની ઉપજ પોતાની
કુંવરી મીનળદેવીને આપી હતી. એક વખત મીનળદેવીનાં માણસ
તે ઉપજ તથા કાઠીઆવાડી ઘોડા લઇ સ્વદેશ જતાં હતાં તેમને
વનરાજે લુટયાં. અને તે લૂટવડે ઇ૦ સ૦ ૭૪૬ એટલે સંવત ૮૦૨
માં સરસ્વતી નદીને તીરે અણહીલપુર પાટણ નામે શહેર વસાવ્યું,
અને ત્યાં રાજગાદી કરી.

શ્રીદેવી નામે વાણિયણે વનરાજને જમાડયો, તથા તેની સેવા
ચાકરી કરી, તેથી વનરાજે તે બાઇને એવું વચન આપ્યું કે, જ્યા-
રે હું રાજા થઇશ ત્યારે તારે હાથે તિલક કરાવીશ. અણહિલ નામે
ભરવાડે વનરાજને જવા આવવાના રસ્તા બતાવ્યા, માટે પોતાની
રાજધાનીનું નામ તેણે અણહિલપુર પાટણ પાડયું. ચાંપો નામે એક
વાણીઆએ વનરાજને રૂપિયા ધીર્યા, માટે વનરાજે તેને પ્રધાનવટુ
આપ્યું. એ ચાંપાએ ચાંપાનેર વસાવેલું કહેવાય છે. એ શહેર પા-
વાગઢની તળેટી પાસે છે, લોકો એવું કહે છે કે ચાંપાનેરની વસ્તી
તૂટીને અમદાવાદમાં આવી. એ વાત સાચી છે; કારણ કે, અમ-

.. કડીઆની નાતમાં પાટણવાડી અને ચાંપાનેરી એવા બે પ્રકાર છે, તેમાંના ચાંપાનેરી કડિયા ચાંપાનેરથી આવેલા કહેવાય છે. પાટણ વસાવ્યા પછી વનરાજે ૬૦ વરસ રાજ્ય કર્યું, તેનું અને ૧૧૦ વરસની ઉંમરે મોત થયું.

યોગરાજ—૮૦૬–૮૪૨–વનરાજ પછી તેનો દિકરો યોગરાજ ગાદીએ બેઠો, તે શૂરો ને ચતુર હતો. એણે પોતાનું રાજ્ય જીતીને વધાર્યું ને રૈયતને સુખી કરી. આ રાજાના વખતમાં કોઈ પરદેશી વેપારીનાં વહાણ સોમનાથ બંદરે આવ્યાં. તે વહાણ યોગરાજની મનાઇ છતાં, તેના દિકરા ક્ષેમરાજે લુંટયાં માટે તેણે ક્ષેમરાજને ઠપકો દીધો, અને કહ્યું કે, રાજાનું કામ રૈયતનું રક્ષણ કરવાનું છે. પણ લૂંટવાનું નથી. આ ઉપરથી જણાય છે કે, એ પ્રમાણીક હતો. એણે કૃષ્ણની ભક્તિનો એક ગ્રંથ બનાવ્યો હતો, વળી, તે તારંદ્ કરવાના કામમાં પણ બહાદુર હતો, એનું મોત ઈ૦સ૦ ૮૪૨ માં થયું, તેથી તેની પાછળ તેનો દીકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો.

ક્ષેમરાજ—૮૪૨–૮૬૬–યોગરાજ પછી તેનો દીકરો ક્ષેમરાજ ગાદીએ બેઠો, એ સ્વભાવનો તોરી હતો, તેથી એને સગાં વહાલાં જોડે બનતું નહોતું. તેમ છતાં તેણે રાજ્ય અને ઉપજમાં વધારો કર્યો, તે ૨૫ વરસ રાજ કરી ઈ૦ સ૦ ૮૬૬માં મરણ પામ્યો. તેની પાછળ તેનો દીકરો ભૂવડ અણહિલવાડની ગાદીએ બેઠો.

ભૂવડ—૮૬૬–૮૯૫–ક્ષેમરાજ પછી તેનો દિકરો ભૂવડ ગાદીએ બેઠો. એનું બીજું નામ પીણુ હતું, તેના વખતમાં ઝાઝા લડાઇ ટંટા થયા નહિ. તેથી રાજ્યમાં સલાહ શાંતિ હતી. એ ઈ૦ સ૦ ૮૯૫ માં મરણ પામ્યો તેથી એની પાછળ એનો દીકરો વીરસિંહ અણહિલવાડની ગાદીએ બેઠો.

વિરસિંહ—૭૯૫-૮૨૦—ભૂવડ પછી તેનો દિકરો ગાદીએ બેઠો, એના વખતમાં લડાઈ ટંટા બધી પડયા. એક હલાડ એણે જંગલી લોક સામે લડાઇ કરી, તેમાં તે છત પામ્યો એને બહાદુર નામે પ્રધાન હતો, તે પ્રધાનની ઓથથી; તે કોઈ દહાડો હાર પામ્યો નથી. ઇ. સ. ૮૨૦માં એનું મોત થયું, તેથી એની પાછળ એનો દિકરો રત્નાદિત્ય અણહિલવાડની ગાદીએ બેઠો.

રત્નાદિત્ય—૮૨૦-૮૩૫-વીરસિંહની પાછળ રત્નાદિત્ય ગાદીએ બેઠો. એનામાં લડાઇના કેટલાક લશ્કરી ગુણો હતા. તે પોતાનું વચન પાળવામાં નેકી હતો. મુસલમાની ઇતિહાસમાં એનુ નામ રેશાદત છે, એણે પોતાના રાજ્યમાંથી લુચ્ચા, જુઠા અને ઠગારાને કાઢી મુક્યા તેથી રૈયત સુખી થઇ ઇ. સ. ૮૩૫ માં એનું અંત થયું, તેથી તેની પાછળ તેનો દીકરો સામતસિંહ અણહિલવાડની ગાદીએ બેઠો.

સામતસિંહ—૮૩૫ થી ૯૪૨—રત્નાદિત્ય પછી એનો દીકરો સામતસિંહ ગાદીએ બેઠો એ ચાવડા વંશનો છેલ્લો રાજા હતો. દારૂના નિસામાં તે હમેશાં ચકચુર રહેતો, અને લડાઈના કામમાં નબળો હતો. વળી "હમણું બોલે ને ઘડી કેરે ફરી બોલે" એવા એનામાં દુર્ગુણો હતા, એક વખતે એણે દારૂના ઘેનમાં પોતાનું રાજ્ય પોતાના ભાણેજ મુળરાજને આપ્યું; પરંતુ નિશાની અહેજત ઉતર્યા પછી તેણે પોતાના ભાણેજ પાસેથી રાજ્ય પાછું માગ્યું, તેથી મુળરાજે તેને મારી નાંખ્યો. ને ચાવડા વંશની આખર આવી.

## સોલંકી વંશ ઉત્પત્તિ.

જયશિખરની સામે લડનાર કલ્યાણી નગરનો ભુવડ રાજા હ-

૧૧ છઠ્ઠી પેઢીએ ભુવનાદીત્ય કરીને એક રાજા થયો. તેને ત્રણ છોકરા હતા. એકનું નામ રાજ, બીજાનું નામ બીજ. અને ત્રીજાનું નામ દંડક હતું એ ત્રણ ભાઇઓ સોમનાથની જાત્રા કરી સામતસિંહના દરબારમાં આવ્યા. તેમાંનો રાજ નામે છોકરો, ચાવડાવંશના સામતસિંહની બેન લીલાદેવી વેરે પરણ્યો. તેને મુળરાજ નામે છોકરો થયો. એ છોકરાનો જન્મ મુળ નક્ષેત્રમાં થયો, માટે એનું નામ મુળરાજ પાડ્યું. એણે પોતાના મામા સામતસિંહને મારીને ચાવડા વંશનો અંત આણ્યો ને પોતે ચાવડારજપુતોની ગાદીએ બેઠો.

## સોલંકીવંશની વંશાવળી.

| | |
|---|---|
| મુળરાજ......૯૪૨-૯૯૭-૫૫ | સિદ્ધરાજ......૧૦૯૪-૧૧૪૩-૪૯ |
| ચામુંડ......૯૯૭-૧૦૧૦-૧૩ | કુમારપાળ ... ૧૧૪૩-૧૧૭૪-૩૧ |
| વલ્લભસેન ૧૦૧૦-૧૦૧૦- ૦ | અજેપાળ......૧૧૭૪-૧૧૭૭- ૩ |
| દુર્લભસેન.૧૦૧૦-૧૦૨૨-૧૨ | બાળમુળરાજ. ૧૧૭૭-૧૧૭૯- ૨ |
| ભીમદેવ...૧૦૨૨-૧૦૭૨-૫૦ | ભોળોભીમદેવ. ૧૧૭૯-૧૨૪૨-૬૩ |
| કરણ......૧૦૭૨-૧૦૯૪-૨૨ | ત્રિભુવનપાળ...૧૨૪૨-૧૨૪૪- ૨ |

મુળરાજ—૯૪૨—૯૯૭—એણે પોતાના મામાને મારીને રાજ્ય મેળવ્યું. એના વખતના ચાર બનાવ જાણવા લાયક છે ૧. લો અજમેર અને તૈલંગણના રાજા જોડે લડાઇ. ૨ જો સોરઠના રાજા, ગ્રહરીપુ જોડે લડાઇ. ૩ જો લાટ દેશ ઉપર ચડાઇ. ચોથો ધર્મનાં કામો.

(૧) જ્યારે અણહિલવાડની ગાદીએ મુળરાજ સોલંકી બેઠો, ત્યારે તેનાપર અજમેરનો રાજા લાખણરાવ ચોહાણ ચડી આવ્યો, તેમજ તૈલંગણના રાજા તૈલપદેવનો બાર્પ નામે સરદાર ચડી આ-

ર્યો. મુળરાજે અજમેરના રાજાને ધન આપી પાછો વાળ્યો. બારપને લડાઇમાં માર્યો.

(૨) ગુજરાતના ખંડીઆ રાજાઓએ મુળરાજની આણ માની નહિ, તેમાંનો સોરઠનો રાજા ગ્રહરીપુ, સોમનાથની જાત્રાએ જનાર લોકોને લુંટવા લાગ્યો; માટે મુળરાજે તથા તેના પ્રધાનં જંબુકે અને ખેરાળુના રાજા જેહલે એના ઉપર ચડાઇ કરી. ગ્રહરીપુની મદદે કચ્છનો રાજા લાખો આવ્યો; ઘણા દિવસ લડાઇ ચાલી, તેમાં લાખો મરાયો અને ગ્રહરીપુને હરાવી નસાડયો.

(૩) પહેલાં ભરૂચ પાસે લાટ નામે દેશ હતો ત્યાંના રાજા દ્વારપે મુળરાજને અપશુકનવાળો હાથી આપ્યો, માટે મુળરાજે પોતાના છોકરા ચામુડને તેની સામે લડવા મોકલ્યો તેમાં લાટ દેશનો રાજા મરાયો.

(૪) મુળરાજ ઘડપણમાં મોસાળીઆંના પાપથી પસ્તાયો, માટે તે પાપનો નાશ કરવાના ઉપાય કરવા લાગ્યો. તેણે સિદ્ધપુરમાં રૂદ્રમાળાનું દહેરં ચણાવવા માંડયું, પણ તે તેના વખતમાં પુરૂ થયું નહિ; વળી તેણે બ્રાહ્મણોને ઘણાં ગામ દાનમાં આપ્યાં, તેમાં કરા બ્રાહ્મણોને સીહોર ગામ આપ્યું ને છ બ્રાહ્મણોને ખંભાત આપ્યું. તેમજ બીજા બ્રાહ્મણોને સિદ્ધપુર અને સીહોરની પાસેનાં ગામો આપ્યાં, હજાર બ્રાહ્મણોએ રાજાનું દાન લીધું, માટે તેઓ ઔદીચ્ય સહસ્ર કહેવાયા, ને એક બ્રાહ્મણની ટોળાએ ન લીધું, માટે તે ટોળીના ઔદીચ્ય ટોળકીયા કેવાય છે, એમ એણે ઉત્તરના બ્રાહ્મણોને દાન આપી ગુજરાતમાં વસાવ્યા. પછી મુળરાજ પોતાના છોકરા ચામુડને રાજ્ય સોંપી જાત્રા કરવા ગયો.

ચામુડ—૯૯૭-૧૦૧૦—એ નબળો અને પીળા ચહેરાનો હ-

તો. સુંદર લુગડાં પહેરવાનો એને ઘણો શોખ હતો. પોતાના બાગમાં સારાં સારાં ઝાડો વાવતો, એણે વાવ અને તળાવો બંધાવી લોકોને સુખી કર્યા; અને ઉપજ તથા કીર્તિમાં વધારો કર્યો. એણે ૧૩ વરસ રાજપાટ ભોગવ્યું, પછી પોતાના મોટા કુંવર વલ્લભસેનને રાજ્ય આપી પોતે કાશીએ જતો હતો. રસ્તામાં માળવાના રાજાએ એનું અપમાન કર્યું, માટે એનો દિકરો વલ્લભસેન માળવાના રાજાને હરાવવા જતો હતો, એવામાં એકદમ શીતળાના રોગથી રસ્તામાં તે મરણ પામ્યો; તેથી ચામુંડે પોતાના નાના દીકરા દુર્લભસેનને ગાદી સોંપી; ને પોતે શુક્લતિર્થે જાત્રા કરવા ગયો.

વલ્લભસેન—૧૦૧૦-૧૦૨૨—એ શરીરે ઠીંગણો હતો, એને આખે શરીરે તલ હતા. ચામુંડને જાત્રાએ જવાનું હતું, માટે એને ગાદી મળી, એના બાપ ચામુંડનું માળવાના રાજાએ અપમાન કર્યું, માટે એ માળવાના રાજા સામે લડવા જતો હતો, પરંતુ એને રસ્તામાં શીતળાનો રોગ થયો. તેથી તે એકદમ મરણ પામ્યો. એની પાછળ એનો ભાઇ દુર્લભસેન ગાદીએ બેઠો.

દુર્લભસેન—૧૦૧૦-૧૦૨૨—નાનપણમાં વલ્લભસેન અને દુર્લભસેન જોડે જોડે પાઠ વાંચતા હતા; અને એ બંને ભાઇ કદી લડતા નહિ. દુર્લભસેન શૂરો ને બહાદૂર હતો. એણે અણહિલવાડમાં દુર્લભ સરોવર બંધાવ્યું હતું. વળી, જનાવરોપર દયાભાવ રાખતો, પોતાની બેન માટે એણે સ્વયંવર રચ્યો હતો, તેમાં તેની બેને મારવાડના રાજા મહેન્દ્રને વરમાળા પહેરાવી. દુર્લભસેનને શીવની ભક્તિ ઘણી વહાલી લાગતી. થોડા દિવસ પછી એનું મન વૈરાગ્યવાળું થયું, તેથી તેણે પોતાના નાના ભાઇ નાગરાજના કુંવર ભીમદેવને રાજ્ય સોંપ્યું, ને પોતે જાત્રા કરવા ગયો.

**ભીમદેવ**—૧૦૨૧ થી ૧૦૭૨–એના વખતમાં ચાર બનાવ બન્યા (૧) સોમનાથ ઉપર મહમદ ગીઝનીની ચડાઈ (૨) માળવાના રાજા ભોજ ઉપર ચડાઇ (૩) અજમેરના રાજા વિશળદેવની ગુજરાત ઉપર ચડાઇ (૪) સિંધને ચંદીના રાજાપર ચડાઇ.

(૧) ગીઝનીના સુલતાન મહમદે ઇ. સ. ૧૦૨૪ માં સોમનાથ ઉપર ચડાઈ કરી, તે વખતે ત્યાંના લોકોએ બે દિવસ સુધી મહમદ સામે લડાઇ કરી. એવામાં ત્રીજે દિવસે દુર્લભસેન અને ભીમદેવ લડવા આવ્યા, પણ ભીમદેવની હાર થઇ, તેથી તે પોતાના કંથકોટ નામે ગઢમાં ભરાયો મહમદે સોમનાથની મૂર્તિના ચાર કડકા કર્યા તેમાંનો એક કડકો પોતાની મસીદનાં પગથીઆંમાં જડાવ્યો, ને બીજો પોતાના મહેલના દરવાજામાં જડાવ્યો, બાકીના બે મક્કે તથા મદીને મોકલાવી દીધા. પછી તે કંથકોટ ભણી ભીમને પકડવા ગયો, પણ તે પકડાયો નહિ તેથી મહમુદ કચ્છના રણને રસ્તે પોતાને દેશ જવા નીકળ્યો, પરંતુ રસ્તામાં ભૂલો પડવાથી તેની ફોજ હેરાન થઇ.

(૨) માળવાના રાજા ભોજે પોતાના કુલચંદ નામે સેનાપતિને ગુજરાત જીતવા મોકલ્યો. તેથી ભીમદેવ ભોજ ઉપર ગુસ્સે થયો ને કાશીના રાજા કરણની મદદ લઈ માળવા પર ચડાઇ કરી, એવામાં ભોજનું મોત થયું. તેના મોત પાછળ કરણે ધારા નગરીનો ભંડાર લૂંટયો, પણ તેમાંથી ભીમને ભાગ આપ્યો નહિં, તેથી બન્ને જણ વચ્ચે લડાઇ ચાલી છેવટે કરણે ભીમને માળવાની ઉપજ આપવાની કબુલાત આપી.

(૩) સોમનાથની મૂર્તિના કડકા લઇ, મહમુદ પોતાને દેશ જતો હતો, ત્યારે અજમેરના રાજા વિશળદેવે એને આંતર્યો તે વખતે ભી-

મુદેવ વિશળદેવની મદદે આવ્યો નહિ, માટે વિશળદેવે ભીમદેવ ઉ-પર ચડાઇ કરી હરાવ્યો, ને કેટલુંક ધન લઇ ગયો. વળી, જે ઠેકાણે એ જીત્યો તે ઠેકાણે વિશળનગર વસાવવા દેવાની ભીમદેવ પાસે ક-બુલાત લીધી.

(૪) ચંદીનો રાજા કરણ તથા સિંધનો રાજા હમ્મુક ભીમદે-વને પજવતા હતા માટે તે બંનેને હરાવી નરમ પાડયા.

ભીમદેવના વખતમાં વીમળશા નામે બહુ પૈસાદાર શ્રાવક વા-ણિયો હતો તેણે કુંભારિયા, આરાસુર અને દેલવાડામાં સુંદર દહેરાં બંધાવ્યાં ભીમ બાણ મારવામાં હોશિયાર હતો તેથી એને ભીમબા-ણાવળી કહેછે. એ લડાઇમાં ચતુર ને શૂરો હતો એના રાજ્યમાં ચો-રીઓ ઓછી થતી તેથી લોક સુખી હતા. એને ક્ષેમરાજ, કરણને, મુળરાજ નામે ત્રણ દીકરા હતા તેમાંના ક્ષેમરાજને ગાદી સોંપી, પો-તે જાત્રા કરવા તૈયાર થયો પણ ક્ષેમરાજને જાત્રા કરવાનું મન થયું, તેથી ભીમદેવે પોતાના પાટવી દીકરા કરણને ગાદી સોંપી ને પોતે પાટવી કુંવર સાથે જાત્રાએ નીકળ્યો.

કરણ—૧૦૭૨—૧૦૯૪ ધંધુકા, આશાવળ મહેવાસ વગેરે-ના ભીલ રાજાઓને વશ કરવાને કારણ ગયનો હતો. વઢવાણથી એક ગાઉ ઉપર આશાગસી નામે ગામ છે, ત્યાંનો રાજા આશોભીલ જ-બરો હતો. તેના ઉપર કરણે ચડાઇ કરી, આશો એક લાખ કામઠી સાથે વઢવા આવ્યો. પરંતુ તેને કારી ઘા વાગવાથી તેનું મરણ થ-યું; આશાભીલનું નામ રાખવાને કરણે આશોગામ વસાવ્યું; તે હા-લ આસારવા કહેવાય છે. વળી, હાલ અમદાવાદ છે, તેને ઠામે પહે-લાં એક નગરી હતી. તે કરણે વસાવેલી કહેવાય છે; અને તેનું ના-મ કરણાવતી હતું. તેમજ કરણે બંધાવેલું કરણસાગર તળાવ હાલ

કોકરીયું કહેવાય છે. વળી, કોચરપદેવીનું, કરણેશ્વરનું, કરણમેરનું મંદીર કરણે બંધાવ્યાં હતાં.

ચંદ્રપુરના રાજા જયકેશીની કુંવરી મીનળદેવીની છબી કરણના જોવામાં આવી; તેથી કરણે જયકેશીના દરબારમાં માગું મોકલ્યું; જયકેશીએ પોતાની કુંવરી કરણવેરે પરણાવી, પણ તે કદરૂપાં માલુમ પડવાથી કરણ નિરાશ થયો. પાછળથી કરણને માલુમ પડયું કે, એ રૂપાળી નથી, પણ ગુણવાન્ છે; વળી, તે કુંવરી ગાયનવિદ્યામાં હોંશિયાર હતી, તેમજ શેતરંજની સંજફાની સોગટાંબાજીની અને બાજી રમતોમાં પણ હોંશિયાર માલુમ પડી. તેથી તે કરણને વહાલી લાગી. ત્યારપછી થોડે માસે એ બાઇને કુંવર સાંપડયો તેનું નામ મીનળદેવીએ સિદ્ધરાજ પાડયું.

સિદ્ધરાજ જયસિંહ—૧૦૯૪—૧૧૪૩ એના વખતમાં પાંચ બનાવ બન્યા. (૧) વાઘનો શિકાર (૨) મિનળદેવીનો કારભાર (૩) યશોવર્માની લડાઈ (૪) સોરઠના રાજા સાથે લડાઇ (૫) રાજ્યમાં વધારો.

(૧) સિદ્ધરાજ પોતાના સ્વારો સાથે ઝાડીમાં ફરવા જતો હતો. તેવામાં એક વાઘેણ અને તેનું બચ્ચું તેના જોવામાં આવ્યું; વાઘની ગંધને લીધે તેઓના ઘોડા હાંફેર નાઠા; આગળ જતાં તેઓને ઘણી મહેનતે ઉભા રાખ્યા; પછી સિદ્ધરાજ તથા તેના સિપાઇઓ એક મોટા ઝાડ ઉપર ચઢયા ને જુવે છે, તો બે મોટા વાઘ, વાઘેણ પાસે લડતા જોયા, તેઓ વાઘેણના વર થવાને લડતા હોય એમ જણાયું. પછી તે બંને ખુબ લઢી મરણ પામ્યા. પછી વાઘેણ અને તેના બચ્ચા ઉપર સિપાઇઓએ માર ચલાવ્યો; પ્રથમ સિદ્ધરાજે બચ્ચાને એક તીર ફેંકી મારી નાંખ્યું. પછી સિપાઇઓ-

એ વાઘેલને મારી નાંખી.

(૨) સિદ્ધરાજ નાની ઉમરનો હોવાથી તેની મા મીનળદેવીને થોડી મુદત કારભાર કરવો પડ્યો. એ બાઇને રાજકારભાર ચલાવવામાં સાગન્તુ અને મંજુલા નામે વાણીઆઓએ ઘણી સારી મદદ આપી હતી. મીનળદેવીએ ધોળકામાં મલાવ તલાવ અને વીરમગામમાં મુનસર તલાવ બંધાવ્યાં. વળી તેણે સોમનાથ અને શુકલ તિર્થની જાત્રાએ જનારનો કર માફ કર્યો.

(૩) સિદ્ધરાજ સોમનાથની જાત્રાએ ગયો હતો. તેવામાં માળવાના રાજા યશોવર્માએ અણહિલવાડ ઉપર ચડાઇ કરી; તેને સાગન્તુ અને મંજુલા નામે પ્રધાનોએ ધન આપી પાછો કાઢ્યો; આ વાત સિદ્ધરાજને ગમી નહિ; તેથી માળવા ઉપર ચડાઇ કરી. સિદ્ધરાજને આવતો જોઇ યશોવર્માએ પોતાનો કિલ્લો બંધ કર્યો બાર વરસ સુધી તે બંને વચ્ચે લડાઇ ચાલી. અંતે યશોવર્મા ભોંયરામાં સંતાઈ પેઠો. તેનું ભોંયરૂ સિદ્ધરાજના કુનરાએ વાસથી શોધી કાઢ્યું, તેથી યશોવર્મા પકડાઈ ગયો; તેને સિદ્ધરાજે કેદ કર્યો. સિદ્ધરાજે પાટણમાં સહસ્રલિંગ નામે તળાવ બંધાવ્યું હતું.

(૪) સોરઠની પાસેના મંઝેવડી ગામનો કુંભાર વગડામાં ફરતો હતો, તે વખતે ત્યાં ટીમાં ટીમાં કરીને રડતી, એક નાની છોકરી તેના જોવામાં આવી, એ છોકરી સિંધના રાજાની કુંવરી હતી. તેને એ રાજાએ વહેમને લીધે વગડામાં મુકી હતી કુંભારે તેને મોટી કરી તેનું નામ રાણકદેવી પાડ્યું. અને તેનું લગ્ન સિદ્ધરાજ વેરે કર્યું: પરંતુ તેને સોરઠનો રાજા ખેંગાર પરણી ગયો, તેથી સિદ્ધરાજે સોરઠની રાજધાની જુનાગઢ ઉપર ચડાઈ કરી; ને ખેંગાર તથા તેના બે બાળકને મારી નાંખ્યા. હવે તેણે રાણકદેવીને પરણ-

ખાનો ગનસૂગો કર્યો. પણ તે વઢવાણ નજીક સતી થઇ. એ ઠેકાણે હાલ એક દેરી છે; તે સતીની દેરી કહેવાય છે.

(૫) સિદ્ધરાજે, ઠેકાણે ઠેકાણે કૂવા, વાવ, તલાવ, વગેરે બંધાવી રૈયતને રાજી કરી. તેમજ મૂળરાજનો અધુરો મુકેલો રૂદ્રમાળો એણે પુરો કર્યો. એણે કચ્છ, સોરઠ વગેરે દેશો જીતી રાજ્યમાં ઉમેરો કર્યો. તેમજ અચળેશ્વર અને ચંદ્રાવતીના રાજાને તાબેદાર ઠરાવ્યા. કોલ્હાપુરનો રાજા તેનાથી ડરતો હતો. અને માળવામાં તેની દુવાઇ ફરતી હતી.

કુમારપાળ—૧૧૪૩ થી ૧૧૭૪—ક્ષેમરાજના છોકરાનું નામ દેવપ્રસાદ, અને દેવપ્રસાદના છોકરાનું નામ ત્રિભોવનપાળ હતું. ત્રિભોવનપાળને ત્રણ છોકરા ને બે છોકરીઓ હતી. છોકરાનાં નામ મહીપાળ, કીર્તિપાળ અને કુમારપાળ હતાં ને છોકરીઓનાં નામ પ્રેમદેવી ને દેવળદેવી હતાં. પ્રેમદેવીનું લગ્ન સિદ્ધરાજના સામંત કહ્નાનદેવ વેરે થયું હતું. કુમારપાળ નીચ કુળનો હતો, માટે સિદ્ધરાજનો એના ઉપર ભાવ નહોતો. એવામાં એક જોશીએ સિદ્ધરાજને કહ્યું કે, તારી પાછળ કુમારપાળ ગાદીનો ધણી થશે, તેથી સિદ્ધરાજે તેને મારી નાંખવાનો વિચાર કર્યો, પણ કુમારપાળ પોતાના મિત્ર ઉદયાનને ઘેર જતો રહ્યો. ને ત્યાંથી નાશીને આલિંગ કુંભારની વાસણ પકવવાની ભઠ્ઠીમાં સંતાઇ ગયો. પછી ત્યાંથી નાશીને એક ખેડુત ખુડા ટોહોતો હતો, તેની પાસે ગયો; ખેડુતે તેને વાડે બાંડવાના કાંટાના ઢગલામાં સંતાડયો; પછી ત્યાંથી નાશીને ખંભાતમાં હેમાચાર્ય જૈન પાસે ગયો. તે જૈને તેને કહ્યું કે તને થોડા દિવસમાં ગાદી મળશે, એવામાં સિદ્ધરાજનું મોત થયું, તેથી તેણે પોતાના બનેવી કહ્નાનદેવની મદદથી રાજ્ય મેળવ્યું; તે વેળા એની ઉમર ૫૦

મુકુસની હતી.

એના વખતમાં ત્રણ બનાવ બન્યા. (૧) નાગોરના રાજા સામે લડાઇ (૨) માળવાના રાજા સામે લડાઇ ( ૩ ) કોકણના રાજા સામે લડાઇ

(૧) ઉદયાન મંત્રીને વાહડ નામે છોકરો હતો, તેણે નાગોરના રાજા આનાને કુમારપાળ સામે ઉસકેર્યો, તેથી લડાઈ થઇ, તેમાં કુમારપાળે આનાના મોંમાં એક તીર માર્યું. તેથી તે હાથી ઉપરથી ધમાક લઇને હેઠે પડયો; ને મરણ પામ્યો. પછી કુમારપાળ તેની દીકરી જલ્હણાને પરણી લાવ્યો.

(૨) કુમારપાળે વિજય સામંત અને કૃષ્ણમન નામના બે સરદારને માળવાના રાજા વલ્લાલ સામે લઢવા મોકલ્યો, પરંતુ તે બે ફુટીને વલ્લાલને મળી ગયા. તેથી કુમારપાળ જાતે લડવા ગયો. ને વલ્લાલને હરાવ્યો.

(૩) કુમારપાળ પાસે એક માગણે, કોકણના રાજા મલિકાર્જુનનાં વખાણ કર્યાં, તેથી કુમારપાળે ઉદયાન મંત્રીના દીકરા આમ્રભટને મલિકાર્જુન સામે લઢવા મોકલ્યો; તેમાં આમ્રભટ હાર્યો, તેથી તેને ઘણી ફોજ આપી બીજીવાર લઢવા મોકલ્યો, તેમાં મલિકાર્જુન માર્યો ગયો. પછી આમ્રભટે તેની રાજધાની લૂંટી, તેમાંથી તેને ઘણો પૈસો મળ્યો.

કુમારપાળે અલિંગ કુંભારને તથા હુડા ટોહોનાર ખેડુતને મોટી નોકરીઓ આપી, પોતે જૈન ધર્મ પાળતો હતો, અને તે ધર્મનાં પુસ્તકોનો ફેલાવો કરવા મહેનત કરતો હતો. વળી તેણે પારસનાથનાં દહેરાં બંધાવ્યાં. ને સોમનાથનું દેહેરૂ સુધાર્યું; એવામાં એના ગુરૂ હેમાચાર્ય ૮૪ વરસની ઉંમરે ગુજરી ગયા, થોડા માસ પછી કુ-

મારપાળને રકતપિત્તનો રોગ થયો, તેથી તે મરણ પામ્યો. એને પુત્ર નહોતો, તેથી એની પાછળ એનો ભત્રીજો અજેપાળ ગાદીએ બેઠો.

**અજેપાળ**—૧૧૭૪ થી ૧૧૭૭—એ કુમારપાળના ભાઇ મહીપાળનો દીકરો હતો. પોતે શીવ ધર્મ પાળતો હતો, અને બીજાઓને એ ધર્મ પળાવવા મહેનત કરતો, એનો વજીર કપરડી, શ્રાવક ધર્મ પાળતો હતો, માટે તેને તેણે ખિદખિદતા તેલની કડાઇમાં નાંખ્યો; તેમજ હેમાચાર્યના શિષ્ય રામચંદ્રજીને બહુ માર માર્યો, તેથી રામચંદ્રજી પોતાની જીભ કરડી મુઓ. વળી તેણે ઉદયાન વજીરના દીકરા આમ્રભટને મારી નાંખ્યો, ને શ્રાવકોનાં ઘણાં દહેરાં તોડી પાડયાં. એવામાં વિજલદેવ નામે મહેલના પોળીઆએ તેની છાતીમાં કટાર મારી, તેથી તેનું મોત થયું.

**મુળરાજ બીજો**—૧૧૭૭ થી ૧૧૭૯—એને બાળમૂળરાજ અથવા બીજો મૂળરાજ કહે છે. એ કુમારપાળનો દીકરો હતો, કુમારપાળના મોત વખતે તે બાળક હતો એને બાળપણમાં રાજ્ય પદ મળ્યું, તેથી એનું નામ બાળમુળરાજ પડયું. એના કાકાની મદદવડે એની મા નાયકાદેવી રાજ્યકારભાર કરવા લાગી. એવામાં મહમદ ઉર્ફે શાહબુદ્દીન ઘોરી ચઢી આવ્યો. તેને બાળરાજાના કાકા ભીમદેવે હરાવી નસાડયો. બાળરાજાને ખોળામાં લઇ તેની મા નાયકાદેવી ગાદરાડ ગઢ ઉપર બેસી લડાઇ જોતી હતી. અને લડવા માટે પોતાની ફોજને ઉસકેરતી હતી. બાળરાજાના મરણ પાછળ એનો કાકો ભીમદેવ ગુજરાતની ગાદીએ બેઠો.

**ભીમદેવ બીજો**—૧૧૭૯ થી ૧૨૪૨–૪૩ એ ચહાડ અને અવિચારી હતો, માટે એને ભોળોભીમ કહે છે. એના વખતમાં જા-

ણુવા લાયક બે બનાવ બન્યા. (૧) પૃથુરાજ ચોહાણ સાથે લડાઇ. (૨) શાહબુદીન ઘોરી સાથે લડાઇ.

(૧) આબુના રાજા જેતસી પરમારને ઇચ્છની નામે કુંવરી હતી. એનું લગ્ન અજમેરના રાજા સોમેશ્વરના દીકરા પૃથુરાજ વેરે થયું, પરંતુ તેને ભોળાભીમે પરણવાનો વિચાર કર્યો, તેથી જેતસી પરમારે ઇછનીને અજમેર મોકલી દીધી. ઇચ્છનીને લેવા માટે ભીમે અજમેરપર ચડાઈ કરી; ને સોમેશ્વરને મારી નાંખ્યો. બાપનું વેર લેવાને પૃથુરાજે ભીમદેવ ઉપર ચડાઇ કરી, ને તેને હરાવ્યો.

(૨) શાહબુદીન ઘોરીના સરદાર કુતબુદીને ગુજરાતપર ચડાઈ કરી, ને ભીમદેવને હરાવ્યો; પણ પાછળથી ભીમે તેને તથા તેના લશ્કરને ઘાયલ કર્યું, એવામાં ઘોરીની મદદે લશ્કર આવી પહોંચ્યું. તેથી ભીમને નાશવું પડયું; તેવામાં જયતસિંહ સોલંકીને હાથ કારભાર આવ્યો; પણ પાછળથી ભીમે પોતાનું રાજ્ય પાછું લીધું.

ત્રિભુવનપાળ—૧૨૪૨ થી ૧૨૪૪—એના વખતમાં વાઘેલા રજપૂતોનું જોર વધી પડયું. ધોળકાના રાજા વિશળદેવે ત્રિભુવનપાળને ગાદીએથી ઉઠાડી મુકયો; ને પોતે ગુજરાતની ગાદીનો ધણી થયો.

---

## વાઘેલાવંશનો આરંભ.

અણુહિલવાડના સોલંકી રાજા નબળા પડયા, ત્યારે તેમના કુળના વાઘેલા રજપૂતો જોરાવર થયા. તેમાંના અર્ણોરાજ વાઘેલે ભોળાભીમને સારી મદદ આપી હતી; માટે ભીમે તેના છોકરા લવણપ્રસાદને પ્રધાનની જગા આપી; પણ પાછળથી પ્રધાન અને રાજા વચ્ચે તકરાર થઈ, તેથી લવણપ્રસાદે બળવો કરી ધોળકામાં ગાદી સ્થાપી. લવણપ્રસાદને વિરધવળ નામે છોકરો હતો.

તે છોકરાએ ખંભાત અને ગોધરા જીતી રાજ્ય વધાર્યું. એને વસ્તુ-પાળ અને તેજપાળ નામે બે ચતુર કારભારી હતા; ઈ. સ. ૧૨૩૯ કે ૪૦ માં વિરધવળનું મોત થયું; તે વખતે તેને વિરમદેવ અને વિ-શળદેવ નામે બે કુંવર હતા; વિરમદેવને પોતાના બાપ તથા કાર-ભારીઓ જોડે બનતું નહોતું, તેથી એને વિરમગામમાં રાખ્યો હ-તો. જ્યારે વિરધવળનું મરણ થયું ત્યારે વીરમદેવે ગાદીનો દાવો કર્યો, એટલા માટે વસ્તુપાળે તેને મારી નાંખ્યો; ને તેના ભાઈ વિ શળદેવને ગાદી આપી.

**વિશળદેવ**—૧૨૪૪ થી ૧૨૬૯-એણે ત્રિભુવન સોલંકીને ગાદીએથી ઉઠાડી મુક્યો, અને પોતે ગુજરાતની ગાદીનો ધણી થયો, કર્ણાટકના રાજાએ પોતાની કુંવરી માટે સ્વયંવર રચ્યો, તેમાં તે કુંવરીએ વિશળદેવ મહારાજાને વરમાળા પહેરાવી. વિશળદેવે વિશ-લનગર ને વિજાપુર વસાવ્યાં, તેમજ ડભોઇનો કિલ્લો બંધાવ્યો, એ-ના વખતમાં દુકાળ પડયો તેથી લોકો કકળી ઉઠયા, માટે વિશળદે-વે તેમને અનાજ આપી શાંત પાડયા. વળી, એણે મહમુદે ભાગી નાંખેલાં દેહેરાં સમરાવ્યાં; એના તાબામાં ખોજા, હોરમઝ, ઈસ્મા-ઇલ વગેરે મુસલમાની પંથના લોકો હતા.

**અર્જુનદેવ**—૧૨૬૫ થી ૧૨૭૫-એના વખતમાં કારભારી-ઓનું જોર વધી પડયું, ને રાજાઓનો અમલ ઉતરતો થયો. અ-ર્જુનદેવ પાછળ સારંગદેવ ગાદીએ બેઠો, તે વખતે રૈયત ખરાબ હાલતમાં આવી પડી.

**કરણઘેલો**—૧૨૭૯ થી ૧૩૦૪-કુમારપાળ અને સિદ્ધરાજે મેળવેલું રાજ્ય આ રાજાના વખતમાં નાશ પામ્યું. કરણ ચતુર કા-રભારીઓની શીખામણ માનતો નહિ, ને પોતે પોતાના વિચાર પ-

કહી રાખતો, તેથી લોકો એને કરણઘેલો કહે છે. એના વખતમાં માધવ ને કેશવ નામે બે કારભારીઓ હતા; તેમાંના માધવ નામે કારભારીની સ્ત્રી રૂપસુંદરી ઘણી રૂપવાન હતી, એના રૂપ જેવી સ્ત્રી ગુજરાતમાં બીજી કોઇ નહોતી, તે સ્ત્રીને લેવા માટે કરણનું મન લલચાયું, તેથી તેણે તેના ધણી માધવને કચ્છમાં ઘોડા ખરીદવા મોકલ્યો. પછી કેશવને મારી તે સ્ત્રીને પોતે પરણ્યો. માધવ કચ્છમાંથી ઘોડા લઇને આવ્યો, ત્યારે કેશવના મરણના તથા પોતાની સ્ત્રીને લઈ ગયાના સમાચાર તેણે જાણ્યા; તેથી માધવ ક્રોધાયમાન થઇ અલાઉદ્દીન પાસે દીલી ગયો; ને તેણે અલાઉદ્દીનને કહ્યું કે, ગુજરાતનો રાજા કરણ રૈયતપર જુલમ કરે છે, માટે આપ એનું રાજ્ય જીતી લો. આ સાંભળતાંજ અલાઉદ્દીને પોતાના ભાઇ અલીફખાં તથા વડા વજીર નસારતખાંનને, ગુજરાત જીતવા મોકલ્યા, અલાઉદ્દીનના લશ્કર આગળ કરણનું લશ્કર ઘટણું થઇ જાય, તેમ હતું. તોપણ એટલું થોડું લશ્કર બહાદુર લડાક હતું, આખરે કરણને હારી બાગલાણના કિલ્લામાં નાશી જવું પડ્યું; ને તેની કૌલારાણી મુસલમાનોને હાથ પકડાઈ તેને મુસલમાનોએ દિલ્હી મોકલી દીધી.

ત્યાં અલાઉદ્દીન તેની વેરે પરણ્યો. હવે કરણ પાસે બાગલાણના કિલ્લામાં કૌલાદેવીની બે કુંવરીઓ હતી, તેમાંની મોટી કનકદેવી ગુજરી ગઇ હતી. અને નાની દેવળદેવી જીવતી હતી, એનું લગ્ન દેવગીરીના રાજા સંકળદેવ વેરે થયું હતું. કૌલાદેવીએ અલાઉદ્દીનને કહ્યું કે, મારી દીકરી દેવળદેવીને કરણ પાસેથી લાવી આપો; તેથી અલાઉદ્દીને કાફૂર નામે સેનાપતિને હુકમ કર્યો. કાફૂરે તે કુંવરીને અલાઉદ્દીન પાસે આણી. એનો જોડ બ-

લાઉદ્દીનનો છોકરો ખીજરખાં પરણ્યો; આખરે કરણના રાજ્યની આ ખાવીખી થઇ ગઇ, ને તે રખડી રવડીને મુઓ.

---

## વાઘેલા વંશની વંશાવળી

| | |
|---|---|
| વિશળદેવ ૧૨૪૪–૧૨૬૨–૧૮ | અર્જુનદેવ ૧૨૬૨–૧૨૭૫–૧૩ |
| સારંગદેવ ૧૨૭૫—૧૨૭૯–૪ | કરણઘેલો ૧૨૭૯–૧૩૦૪–૨૫ |

---

## લડાઇઓ

૬૯૬ માં ભુવડે જયશીખરને હરાવ્યો.
૯૪૨ માં મુળરાજે તૈલપદેવના સરદાર બાર્પને માર્યો.
૯૪૪ માં " ગ્રહરિપુને હરાવ્યો.
૧૦૨૪ માં મહમુદ ગીજનીએ ભીમદેવને હરાવ્યો.
૧૦૨૬ માં વિશળદેવે " "
૧૧૧૨ માં સિદ્ધરાજે યશોવર્માને હરાવ્યો.
૧૧૨૫ માં " રાવખેંગારને માર્યો.
૧૧૪૪ માં કુમારપાળે આનરાજાને માર્યો.
૧૧૭૦ માં આમ્રભટે મલ્લીકાર્જુનને હરાવ્યો.
૧૧૭૮ માં ભોળાભીમે શાહબુદ્દીનને હરાવ્યો.
૧૧૯૨ માં " સોમેશ્વરને હરાવ્યો.
૧૧૯૩ માં પૃથુરાજે ભોળાભીમને હરાવ્યો.
૧૧૯૪ માં કુતબુદ્દીને " "
૧૩૩૪ માં અલાઉદ્દીને કરણ વાઘેલાને હરાવ્યો.

---

## ગુજરાતમાં પ્રસિદ્ધ રાણીઓ.

**રૂપસુંદરી**—એ વનરાજની મા હતી. એ ગર્ભવંતી હતી, માટે જયશીખરે એના ભાઇ સુરપાળ સાથે એને વનમાં પહોંચાડી દીધી.

**લીલાદેવી**—એ મૂળરાજ સોલંકીનો મા હતી. એ પ્રસવ વેદનાથી મરણ પામી હતી, તે વખતે એના પેટમાંથી મૂળરાજને કાઢી લીધો હતો.

**મીનળદેવી**—એ સિદ્ધરાજ જયસિંહની મા થાય. એણે ધોળકામાં મલાવ અને વીરમ ગામમાં મુનસર તલાવ બંધાવ્યાં છે.

**રાણકદેવી**—એ સિંધના રાજાની કુંવરી હતી; પણ એ રાજાએ એને ખોટા વહેમથી વગડામાં મુકી દીધી; પછી એ મંજેવડી ગામના હડમત નામના કુંભારને હાથ આવી; તેણે તેને મોટી કરી, પછી તેનું લગ્ન સિદ્ધરાજ વેરે કર્યું, પણ તેને જોર જુલમથી ખેંગાર પરણી ગયો.

**ઝલનાદેવી**—એ આન રાજાની કુંવરી હતી, અને તે કુમારપાળ વેરે પરણી હતી.

**નાયકાદેવી**—એ બાળમૂળરાજની મા હતી મૂળરાજ નાની ઉંમરનો હોવાથી એણે રાજ્ય કારભાર કરવા માંડયો, પણ એવામાં શાહબુદીન ગોરી ચઢી આવ્યો; તેની સામે લઢવાને આ બાઇ લસ્કરને શૂર ચઢાવતી હતી.

**કમળાદેવી**—એ કરણ વાઘેલાની રાણી હતી, એ જોર જુલમથી અલાઉદ્દીન ખુની દિલ્હી લઈ જઇ પરણ્યો.

**દેવળદેવી**—એ કરણ ઘેલાની કુંવરી હતી. એને જોરજુલમથી મુસલમાનો દિલ્હી લઇ ગયા; પછી એને અલાઉદ્દીનના પાટવી શાહજાદા વેરે પરણાવી.

## પ્રખ્યાત પુરૂષો

**સુરપાળ**—એ વનરાજનો મામો હતો, એણે ભૂવડના સરદાર મારને હરાવી નસાડયો.

**શંકર**—એ ભાટ હતો, એણે જયશિખરની કીર્તિનાં વખાણ ભૂવડ પાસે કર્યાં, તેથી ભૂવડે ગુજરાતપર ચડાઇ કરી.

**શિલગુણીસુરી**—એ જૈન સાધુ હતો, એણે વનરાજને ઉછેર્યો.

**ભૂવડ**—એણે જયશિખરને લડાઇમાં માર્યો.

**રાજ**—એ સામતસિંહની બેન લીલાદેવી વેરે પરણ્યો હતો.

**બારપ**—એ તૈલંગણના રાજાનો સરદાર હતો.

**લાખો**—કચ્છનો રાજા હતો, એણે ગ્રહરિપુને મદદ આપી, માટે એને મૂળરાજે માર્યો.

**ગ્રહરિપુ**—એ સોરઠનો રાજા હતો.

**વિમળશા**—એ ધનાઢય શાહુકાર હતો; એણે સુંદર દહેરાં બંધાવ્યાં.

**વિશળદેવ**—એ અજમેરનો રાજા હતો. એણે ગુજરાતના રાજા ભીમ ઉપર ચડાઇ કરી હતી.

**રાખેંગાર**—રાણકદેવી માટે એણે સિદ્ધરાજ જોડે લડાઈ કરી, પણ તેમાં તે મરાયો.

**ઉદાન**—એણે કુમારપાળને મદદ આપી હતી.

**આન**—એ નાગોરનો રાજા હતો, એણે કુમારપાળ ઉપર ચડાઇ કરી હતી.

**આમ્રભટ**—એ કુમારપાળનો સરદાર હતો.

**કહાનદેવ**—એ કુમારપાળનો બનેવી હતો.

**હેમાચાર્ય**—એ કુમારપાળનો ગુરૂ હતો.

**જેતસીપરમાર**—આબુનો રાજા હતો.

સોમેશ્વર—એ ભોળા ભીમ સાથે લડતાં મરાયો.

આભુરાજ—એ ભોળાભીમનો કારભારી હતો.

પૃથુરાજ—એ સોમેશ્વરનો દીકરો હતો, એણે ભોળાભીમને તથા શાહબુદીનને હરાવ્યા હતા.

વસ્તુપાળ અને તેજપાળ. } એ બંને ભાઇ વિરધવળના કારભારી હતા.

માધવ—એણે ગુજરાત જીતવાને અલાઉદ્દીનને તેડી આણ્યો.

કેશવ—એ માધવનો ભાઇ હતો. એને મુસલમાની લશ્કરે મારી નાંખ્યો.

શાહબુદીન—એ કાબુલનો પાદશાહ હતો. એણે હિંદુસ્તાન ઉપર નવ સ્વારીઓ કરી હતી.

કુતબુદીન—એ શાહબુદીન ગોરીનો ગુલામ હતો.

અલીફખાં—એ અલાઉદીનનો ભાઇ હતો.

નસરતખાં—એ અલાઉદ્દીનનો સરદાર હતો.

---

## ગુજરાતમાં મુસલમાનોના અમલ વખતે હિંદુની હાલત.

જ્યારે કરણ વાઘેલા પાસેથી અલાઉદીને ગુજરાત જીત્યું, ત્યારે કરણના તાબેદાર રાજાઓએ મુસલમાનો સામે બળવા કર્યા; તે વારે ગુજરાતમાં અલાઉદીન તરફથી અલીફખાં, મલિકદિનાર, કમાલુદીન, અહમદલાઝ, અને કસ્તુરખાં નામે સુબા હતા. એમની રાજધાનીનું શહેર તે વખતે પાટણ હતું; એ સુબાઓના વખતમાં રૈયતની ખરાબ હાલત હતી; તેઓ હિંદુઓને વટાળતા અને તેમનાં દહેરાં તોડીને તેજ પથરાવતી મસીદો બાંધતા, કાપા વેઠે, મફત કામ કરાવતા.

## ગુજરાતના સ્વતંત્ર પાદશાહ

જ્યારે મહમદ તઘલખ દિલ્હીમાં રાજ્ય કરતો હતો, ત્યારે ઇ. સ. ૧૩૯૧ માં ઝાફરખાં નામે સુબાએ ગુજરાતમાં પાદશાહના મ ધારણ કર્યું; ને ઈ. સ. ૧૪૦૩ માં સ્વતંત્ર થયો.

---

## ગુજરાતમાં થએલા મુસલમાન પાદશાહોની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| મહમદશાહ (૧) | ૧૪૦૩–૧૪૦૭ | મુજફ્ફરશાહ (૨) | ૧૫૧૩–૧૫૨૬ |
| મુજફ્ફરશાહ (૧) | ૧૪૦૭–૧૪૧૧ | સિકંદરશાહ | ૧૫૨૬–૧૫૨૬ |
| અહમદશાહ (૧) | ૧૪૧૧–૧૪૪૧ | મહમદશાહ (૪) | ૧૫૨૬–૧૫૨૬. |
| મહમદશાહ (૨) | ૧૪૪૧–૧૪૫૧ | બહાદુરશાહ | ૧૫૨૬–૧૫૩૬ |
| કુતુબશાહ | ૧૪૫૧–૧૪૫૯ | મહમુદશાહ (૫) | ૧૫૩૬–૧૫૫૪ |
| દાઉદશાહ | ૧૪૫૯–૧૪૫૯ | અહમદશાહ | ૧૫૫૪–૧૫૬૧ |
| મહમદશાહ (૩) | ૧૪૫૯–૧૫૧૩ | મુજફ્ફરશાહ | ૧૫૬૧–૧૫૭૩ |

**મહમદશાહ ૧ લો** ૧૪૦૩ થી ૧૪૦૭ ઈ. સ. ૧૪૦૩ માં ઝુફરખાં નામે સુબો દિલ્હીના પાદશાહથી સ્વતંત્ર થયો. અને પોતાના દીકરા તાતારખાંને નાશરૂદીન મહમદશાહ નામ ધારણ કરાવી ગાદીએ બેસાડયો, પણ તે ૧૪૦૭ માં મરણ પામ્યો; તેવારે ઝુફરખાં મુજફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

**મુજફ્ફરશાહ ૧ લો** ૧૪૦૭ થી ૧૪૧૧ અને ઇડરના રાવ રાણમલજીએ ખંડણી આપવાની ના પાડી, માટે મુજફ્ફરશાહે તેના ઉપર ચડાઇ કરી તેને નગાવ્યો. અને સોમનાથનું દેહેરૂં તોડી, તેના પથરા મસીદો બાંધવામાં વાપર્યા, એ વખતે ગુજરાતની રાજધાની પાટણમાં હતી.

**અહમદશાહ ૧ લો** ૧૪૧૧ થી ૧૪૪૧ એણે આશાવળના રાજા આશા ભીલને હરાવ્યો. ને તેના શેહેરમાં પોતાની રાજધાની

રૂરી. તે શેહેરનું નામ ઇ. સ. ૧૪૧૪ માં પોતાના નામપરથી અહંમદાવાદ પાડયું; તે હાલ અમદાવાદ કહેવાય છે. ઇડરના રાવની નમતો રાખવાને આ પાદશાહે હાથમતીને તીરે કિલ્લો બાંધ્યો; તેને હાલ અમનગર કહે છે; પણ તેનું ખરૂં નામ અહમદનગર છે. આ પાદશાહે માળવા, ચાંપાનેર, બુંદીકોટા, નાંદોદ, ઇડર, વગેરેના રાજા પાસેથી ખંડણી લીધી; તેમજ તેમની કન્યાઓને પણ જોર જુલમથી લીધી; માટે ગરાશીઆ, ઠાકોર, અને બીજા સરદારો બાહારવટે નીકળી ગામો લૂંટતા અને મુસલમાનોને પજવતા હતા.

**મહમદશાહ ૨ જો**—૧૪૪૧ થી ૧૪૫૧. એ અહમદશાહનો શાહજાદો હતો, એનું લગ્ન ઇડરના રાવની કુંવરી વેરે થયું; હતું; એના વખતમાં વાગડનો રાજા ખંડણી આપતો નહોતો, માટે એને તેણે હરાવ્યો. વળી તેણે ચાંપાનેરના રાવળ ગંગાદાસને પાવાગઢમાં ઘેર્યો, તેવામાં રાવળની મદદે માળવાનો બાદશાહ ચઢી આવ્યો. તેનાથી મહમદશાહ ડરી ગયો; માટે તેના અમીરોએ તેને ઝેર દઈ મારી નાંખ્યો, ને તેના દિકરા કુતુબશાહને ગાદી સોંપી.

**કુતુબશાહ**—૧૪૫૧ થી ૧૪૫૯ એના વખતમાં માળવાની ફોજ સરખેજ સુધી આવી, તેને પાદશાહે નસાડી મુકી. વળી એણે શીરોહી ભાગતાણીના વર કુંભાને હરાવ્યો.

**દાઉદશાહ**—૧૪૫૯ થી ૧૪૫૯ એનામાં કારભાર કરવાની શક્તિ નહોતી, માટે એને ઠેકાણે એનો ભાઇ મહમદ બીજો ગાદીએ બેઠો.

**મહમદ બીજો** (બેગડો) ૧૪૫૯ થી ૧૫૧૧, એ ગાદીએ બેઠો, ત્યારે એની ઉમર ૧૪ વરસની હતી. એણે જુનાગઢ અને ચાંપાનેર નામે બે ગઢ જીત્યા તેપરથી તે બેગડો કહેવાયો, બેગડાએ જુનાગઢના માંડળિક રાજાને હરાવી તેને મુસલમાન કર્યો. અને તેનું

ખાનજહાન નામ પાડી તેને અમદાવાદમાં આણ્યો; ત્યાં તે મરણ પામ્યો, તેની કબર પણ હાલ કંદોઈની દુકાનમાં છે. આ પાદશાહના વખતમાં નરસિંહ મહેતો પ્રખ્યાત ભક્તમાં ગણાયો; બેગડાએ દ્વારકાંના રાજાને મારી નાંખ્યો. અને ત્યાંની મુર્તિઓ ભાગી નાંખી, એ મુર્તિઓના કડકા મસીદ ચણાવવામાં વાપર્યા, વળી એણે ચાંપાનેરનું રાજ્ય ખાલસા કર્યું; દરિયાઈ લુંટારાને સજા કરી, એણે દેશની આબાદી વધારી, સિંધ, કચ્છ અને માળવાના હાકેમોને નમાવ્યા; એણે ઈ. સ. ૧૪૧૨ માં મહેમદાવાદ વસાવ્યું.

**મુજફ્ફરશાહ બીજો**—૧૫૧૩–૧૫૨૬ એના વખતમાં ઈડરના રાવભીમદેવે તથા ચિતોડના રાણા સંગે લુંટ ચલાવી; ને પાદશાહને હેરાન કર્યો. મેદનીરાય નામે વજીરે માળવાના પાદશાહને કબજે કર્યો, માટે માળવાના પાદશાહે મુજફ્ફરશાહની મદદ માગી, તેમજ મેદનીરાયે મેવાડના રાણા સંગની મદદ માગી. આ બેઉ વચ્ચે ભારે લડાઈ થઈ; તેમાં મેદનીરાયની હાર થઈ. મુજફ્ફરશાહને સિકંદર, મહમુદ અને બહાદુર નામે છોકરા હતા.

**સિકંદરશાહ**—૧૫૨૬ થી ૧૫૨૬—એ બીજા મુજફ્ફરનો શાહજાદો હતો, બાઈઓની ખટપટને લીધે એને અમીરોએ મારી નાંખ્યો.

**મહમદ ચોથો**—૧૫૨૬ થી ૧૫૨૬—એ મુજફ્ફરનો બીજો શાહજાદો હતો, એને એના ભાઈ બહાદુરશાહે ગાદીએથી ઉઠાડી મુક્યો.

**બહાદુરશાહ**—૧૫૨૬ થી ૧૫૩૬ એણે અહમદનગર લુંટ્યું, તથા માળવાનું રાજ્ય તાબે કર્યું, ચિતોડના રાણા પાસેથી ખંડણી લીધી. ચિતોડના રાણાએ હુમાયુને મદદે બોલાવ્યો, હુમાયુએ ગુજરાત તાબે કર્યું, પણ એટલામાં એના રાજ્યમાં શેરશાહ બાદશાહે

## ગાયકવાડ મહારાજની વંશાવળી.

| | |
|---|---|
| પિલાજી ૧૭૩૧-૧૭૩૨ | આણંદરાવ ૧૮૦૦-૧૮૧૯ |
| દામાજી ૧૭૩૨-૧૭૬૮ | શિયાજીરાવ(૨) ૧૮૧૯-૧૮૪૭ |
| શિવાજીનીવતી ફતેસિંહ } ૧૭૬૮-૧૭૮૪ | ગણપતરાવ. ૧૮૪૭-૧૮૫૬ |
| | ખંડેરાવ ૧૮૫૬-૧૮૭૦ |
| માનાજી ૧૭૮૪-૧૭૯૨ | મલ્હારરાવ ૧૮૭૦-૧૮૭૫ |
| ગોવિંદરાવ ૧૭૯૨-૧૮૦૦ | શિયાજીરાવ(૩)૧૮૭૫થી હાલછે. |

---

## ગાયકવાડ વંશની ઉત્પતિ.

બાજીરાવ પેશ્વાએ પોતાના તાબાના નોકરોને લાયકી પ્રમાણે હોદ્દા આપવા માંડયા. તેમાં રાણોજી સિંધીયાને ઉજ્જનનું રાજ્ય, મલ્હારરાવ હોલકરને ઇંદોરનું રાજ્ય, ભોંસલાને નાગપુરનું રાજ્ય, અને ગાયકવાડ વંશના પિલાજીને વડોદરાનું રાજ્ય સોંપ્યું.

પિલાજી ૧૭૩૧-૧૭૩૨ દામાજીના ભાઇ જંકોજીને પીલાજી નામે છોકરો હતો; તેને દલો પાદરીઓ નામે ભાઇબંધ હતો; તેણે હુસેનુદ્દીન ખાની પાસેથી વડોદરાનું રાજ્ય લેવા પીલાજીને બોલાવ્યો, પછી પીલાજીએ ખાનીને હરાવી પોતાની રાજધાની વડોદરામાં કરી પીલાજીએ ઠાકોરો પાસેથી સોનગઢ કબજે કર્યું; અને આડાસ, ફાજલપુર, ને આડાલજ આગળ મુસલમાનોને નરમ પાડયા. તે વખતે અમદાવાદમાં શીરબુલંદખાં નામે દિલ્હીના પાદશાહનો સુબો હતો; તેની જોડે પીલાજીએ સલાહના ઠરાવ કર્યા. આ ઠરાવની ખબર દિલ્હીના પાદશાહે જાણી; તેથી તેણે જોધપુરના રાજા અભયસિંહને ગુજરાતપર મોકલ્યો; તેણે માલોને પીલાજીને ડાકોર આગળ મારી નાંખ્યો.

દામાજી—૧૭૩૨-૧૭૬૮ એ પિલાજીનો દીકરો હતો. એના વખતમાં કંથાજીએ તથા હોલકરે ગુજરાતમાં લૂંટ ચલાવી. દિ-

દીલ્હીના પાદશાહ તરફથી ગુજરાતમાં જુમામર્દખાં નામે સૂબો હતો. તેની પાસેથી દામાજીએ ગુજરાત પડાવી લીધું; ત્યારથી ગુજરાતમાં ગાયકવાડનો અમલ જામ્યો. ૧૭૫૭ માં અમદાવાદ ગાયકવાડના કબજામાં આવ્યું. એવામાં જુમામર્દખાં બાબીએ બંડ ઉઠાવ્યું. માટે પિલાજીએ પાટણ, વિજાપુર, વડનગર વિસનગર, વગેરે મહાલો જીતી લીધા.

**શિવાજીરાવની વતી ફતેસિંહ—૧૭૬૯-૧૭૮૪** દામાજી મરણ પાછળ ગાદીને માટે તેના કુંવરો વઢી પડયા, પણ પેશ્વાએ મોટા કુંવરને ગાદીએ બેસાડયો; ને તે નાનો હોવાથી કારભાર માટે ફતેસીંહને નીમ્યો ત્યાર પછી રઘુનાથરાવ પેશ્વાએ ગોવીંદરાવને મદદ આપી ગાદીએ બેસાડયો પણ એવામાં ભાઇઓ લઢી પડયા. ને તે લઢાઇનું સમાધાન ઇંગ્રેજે કર્યું, તેથી ઇંગ્રેજને ભરૂચ મળ્યું.

**માનાજી—૧૭૮૪-૧૭૯૨** એના વખતમાં જાણવા લાયક બીના બની નથી.

**ગોવીંદરાવ—૧૭૯૨-૧૮૦૦** એણે કડીના જાગીરદાર મલ્હારરાવની ખંડણી બંધ કરી; તેથી બંડ ઉઠયું, તે મુશ્કેલીથી સમ્યું. આ વખતે પેશ્વા તરફથી અમદાવાદમાં સેલુકર નામે સૂબો હતો; તેણે રૈયત પાસેથી ઘણો પૈસો ઉઘરાવ્યો; તેથી ગોવીંદરાવે ઇંગ્રેજની મદદથી તેને પકડયો. પેશ્વા પાસેથી ગોવીંદરાવે ગુજરાતનો ઇજારો પાંચ લાખ રૂપીએ લીધો.

**આણંદરાવ—૧૮૦૦-૧૮૧૯** ગોવીંદરાવને ૭ પુત્ર હતા તેમાંના પાટવી કુંવર આણંદરાવને ગાદી મળી. એના વખતમાં એના પિત્રાઇ ભાઇ કાનોજી તથા મલ્હારરાવે બંડ કર્યું; તે ઇંગ્રેજની મદદથી સમાવ્યું; તે વખતે ઇંગ્રેજને મહુધા, નડીયાદ, ધોળકા, માતર વગેરે પરગણાં મળ્યાં વળી તે વખતથીજ વડોદરામાં ઇંગ્રેજ છાવણી દાખલ થઇ. સંખેડાના જાગીરદારો તથા આરબોએ બંડ કર્યું; તે મુશ્કેલીથી સમાવ્યું; એના વખતમાં ખર્ચ વધી પડયું, ને રા-

જ્ય દેવામાં ડુબવા લાગ્યું. આ વખતે એવો ઠરાવ થયો કે, ઇંગ્રેજ, પેશ્વાની તથા ગાયકવાડની ખંડણી ઉઘરાવી આપે, આ ઠરાવથી પ્રજા સુખી થઈ.

**સિયાજીરાવ બીજો**—૧૮૧૯-૧૮૪૭ આ વખતે ગાયકવાડને ૭ કરોડનું દેવું હતું. તે ઇંગ્રેજ સરકારે ૭ શાહુકાર પાસે જામીનગીરીથી અપાવ્યું; પરંતુ આ કરજ શાહુકારોને વાળી શકાયું નહિ માટે ઇંગ્રેજે કેટલાંક પરગણાં ઉપર જપ્તી મુકી; આ રાજાના વખતમાં સતી થવાનો ચાલ બંધ થયો.

**ગણપતરાવ**—૧૮૪૭-૧૮૫૬ એને ભાઉ તામ્બેકર નામે પ્રધાન હતો. તેને રેસીડેન્ટ જેમ્સ ઑટરામ જોડે વાંધો પડ્યો; માટે ગાયકવાડને ઇંગ્રેજ સરકાર જોડેનો સંબંધ તુટ્યો; એના વખતમાં કન્યાને દુધપીતિ કરવાની મનાઇ થઈ, શીતળાખાતુ ચાલુ થયું. ગુલામો વેચવાનો ધંધો બંધ પાડ્યો.

**ખંડેરાવ**—૧૮૫૬-૧૮૭૧ એણે ઇંગ્રેજને ૧૮૫૭ નો બળવો સમાવવામાં મદદ આપી; તેથી ઇંગ્રેજે ગાયકવાડને દત્તક લેવાનો હક આપ્યો; વળી મીનપરવાને હથીયાર વાપરવાની બંધી કરી; ને દિવાની તથા ફોજદારી કામકાજમાં સુધારો કર્યો; એના સુધારા ગાયકવાડી રાજ્યમાં હજુ ચાલે છે.

**મલ્હારરાવ**—૧૮૭૧-૧૮૭૫ આ મહારાજા ઉપર રેસીડેન્ટ કર્નલ ફેરને ઝેર દીધાનું તહોમત આવ્યું. તેથી ત્રણ દેશી અને ત્રણ ઇંગ્રેજ ગ્રહસ્થોનું કમીશન ઇંગ્રેજે નીમ્યું. દેશી ગ્રહસ્થોએ મહારાજાને નિર્દોષ ઠરાવ્યા; પણ ઇંગ્રેજ ગ્રહસ્થોએ દોષિત ગણ્યા; ઇંગ્રેજ ગ્રહસ્થોના મતને મુંબાઈ સરકારે ટેકો આપ્યો; તેથી મલ્હારરાવને પદભ્રષ્ટ કરી મદ્રાસમાં કેદ કર્યા.

**સિયાજીરાવ ત્રીજા**—૧૮૭૫ મલ્હારરાવને પુત્ર નહોતો માટે ઇંગ્રેજે ગાયકવાડી શાખાના ગોપાળરાવને ગાદીએ બેસાડ્યા ને તેમનું નામ સિયાજીરાવ ધારણ કરાવ્યું. તે હાલ વડોદરાની ગાદીએ રાજ્ય કરેછે.

**સમાપ્ત.**

# हिंदना इतिहासनो सार.

## પ્રકરણ ૧ લું.

**મર્યાદા**—હિંદુસ્તાનની ઉત્તરે હિમાલય પર્વત; પૂર્વે બંગાળી અખાત; અને બ્રહ્મપુત્રા નદી. પશ્ચિમે બલુચીસ્તાન, અફગાનીસ્તાન, સિંધુ નદી ને અરબી સમુદ્ર, અને દક્ષિણે હિંદી મહાસાગર છે. એ દેશની ઉત્તર દક્ષિણ લંબાઇ સુમારે ૧૯૦૦ મૈલ, અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ પણ તેટલીજ છે. રૂશિયા સિવાય આખા યુરોપ જેટલો એનો વિસ્તાર છે. આશરે એનું ક્ષેત્રફળ ૧૫ લાખ ચોરસ મૈલ છે. અને વસ્તી ૨૮।। કરોડ માણસની છે. બલુન વડે ઉંચા ચડી હિંદ તરફ નજર કરીએ, તો તે ત્રણ પ્રદેશથી બનેલો માલુમ પડેછે. (૧) હિમાલયનો પ્રદેશ, (૨) નદીઓનો પ્રદેશ, (૩) દક્ષિણનો પ્રદેશ.

(૧) **હિમાલયનો પ્રદેશ**—એ પ્રદેશની હદ હિમાલય અને શિવાલીક પર્વતની વચ્ચે છે. તેમાં કાશ્મિર, નેપાળ, ભૂતાન, અને બીજા ડુંગરી મૂલકો આવ્યા છે; હિમાલયની નજીકના પહાડોની શાખો, હિંદના મેદાનોથી ૨૦૦૦૦ હજાર ફુટ ઉંચી છે. અને તે શાખાનું એવરેસ્ટ શિખર ૨૯૦૦૨ ઉંચુ ગએલું છે. વળી, એ શાખાની નજીકની ખીણોની ઉંચાઇ દરિયાની સપાટીથી ૧૩૦૦૦ ફુટ છે. આ ખીણોની ઉત્તરે તિબેટનો ઉંચ પ્રદેશ આવેલો છે ને તે દરિયાની સપાટીથી ૧૬૦૦૦ ફુટ ઉંચો છે. ખીણોની અંદર બરફની હારો (ગ્લાસિઅર) પસરી આવે છે. તેમાંની એક હાર ૩૬૯૬૦ ફુટ લાંબો છે. આ બરફસ્થાનના ઘણા ભાગમાં માણસથી જઇ શકાતુ નથી. પરંતુ ચામડાં બકરીને લાદી વેપારીઓ ૧૮૦૦૦ ફુટ ઉંચા-

મનો રસ્તો ઓળંગી શકેછે. અને તેઓ મક નાગે ગાય ઉપર તથા પેરાં ઉપર ટંકણખાર લાદી વેપાર ચલાવે છે. એ ગાયની પુછડીના વાળની બેલજીયગમાં પ્રીત બનાવે છે.

**અ શાખાઓ**—હિમાલયની નાગ અને પત્કોઇ નામે શાખાઓ ઇશાનકોણમાં આવેલી છે. ને તે બ્રીટિશ મુલક અને બ્રહ્મદેશશની વચ્ચે કોટ રૂપે રહેલી છે. વાવ્ય તરફની શાખાઓ જેમજેમ આગળ વધેલી છે, તેમતેમ તેનાં જુદાં નામ પડેલાં છે. પેહેલું નામ સફેદના પહાડો, બીજું નામ સુલેમાન પર્વત, ને ત્રીજુ નામ હાલા પર્વત છે. એ શાખામાંથી હિંદમાં આવવા જવાને ચાર ભાગોળો. (રસ્તા) છે. (૧) કાબુલી નદીના વહેણ તરફની ભાગોળનું નામ ખૈબરઘાટ, ખૈબરઘાટથી દક્ષિણ તરફ કુરમઘાટ, દેરાઇસમાખાંની નજીક ગવાલીયરઘાટ ને બલુચીસ્તાન અને હિંદુસ્તાન વચ્ચે બોલનઘાટ છે.

**બ જળાશય**—હિંદના લોકને હિમાલય પર્વત બે રીતે ફાયદાકારક છે. ( ૧ ) શત્રુઓના લસ્કરને અટકાવે છે ( ૨ ) અન્ન અને ધન મેળવવાનું સાધન છે. યુરોપખંડની હવા સાથે હિંદની હવાને સરખાવતાં, અહીંની હવા ઘણી ગરમ માલુમ પડેછે. તેથી કરીને ઘણા પદાર્થો બળી જાય છે. આ હવાનો અગત્યનો ધર્મ એ છે કે, હિંદમાં નિયમિત વખતે વરસાદ પડેછે. હિંદી મહાસાગરમાં ઉનાળામાં ઘણી વરાળ એકઠી થાયછે; તે વરાળને નૈરૂત્ય તરફનો નિયમિત પવન, ઉત્તર તરફ તથા બીજે ઠેકાણે ધકેલે છે; તેથી વરસાદની મોસમ શરૂ થાયછે; એ વરાળ સાથેનો પવન હિમાલયને અથડાય છે; માટે તે ઉત્તર તરફ જવા પામતો નથી. તેથી કરીનેજ દક્ષિણ બાજુએ તથા ચેરાપુંજીમાં ઘણો વર્ષાદ પડેછે ચેરાપુંજીમાં જેટલો વર્ષાદ પડેછે, તેટલો આખી પૃથ્વી ઉપર બીજે કોઇ ઠેકાણે

પડતો નથી. એ ઠેકાણે વધારેમાં વધારે વરસાદ ૮૦૫ ઇંચ અને સાધારણ ૫૨૩ ઇંચ વરસે છે ઇંગ્લાંડમાં જેટલો વરસાદ બાર માસમાં વરસે છે. તેનાથી બમણો વરસાદ હિંદમાં વરસે છે.

क નિપજ—તિરાઇ નામે ઘાડાં જંગલો હિમાલયની તળેટી પાસે આવેલાં છે; તે જંગલોમાં હમેશાં ભેજ રહેછે. તેથી કરીને ત્યાંની હવા ઘણી રોગીષ્ટ છે. ફર્ન, વાંસ, દેવદાર, ઓક, હોંડોડેંડ્રાન, અને ભોજવૃક્ષનાં ઝાડો; તેમજ ફુલવાળા વેલા, લીલ ચાહ જવ, બટાટા તથા બીજાં શાક, મધ, રાતી બાજરી કોયલા વગેરે હિમાલયની નિપજ છે.

ख જંગલનો નાશ—(૧) હિમાલયની નજીકમાં લાકડાં મોંઘાં મળવાથી લોકો જંગલનો નાશ કરે છે. (૨) ઢાળોપર પાણી વહેવાથી જંગલનો નાશ થાય છે (૩) વિલાયતી બટાકાનો પાક જલદી જંગલનો નાશ કરે છે. (૪) જંગલી લોકો ઝાડોની આસપાસની વનસ્પતિને ગોળાકારમાં બાળી નાંખે છે. (૫) જંગલી એકુનો ચાંચવાવડે જમીન ઉખાડી વનસ્પતિનો નાશ કરે છે.

ग વહેનારી નદીઓ—સિંધુ, બ્રહ્મપુત્રા, ગંગા, જમના, સતલજ વગેરે નદીઓ હિમાલયની ખાણોમાંથી નીકળે છે. પ્રયાગ આગળ ગંગા અને જમનાનો સંગમ થાય છે. સતલજ સિંધુને મળે છે, ને સિંધુ અરબી સમુદ્રને મળે છે. તેમજ ગંગા અને બ્રહ્મપુત્રા બંગાળી સમુદ્રને મળે છે.

(૨) નદિયોનો પ્રદેશ—એ પ્રદેશ શિવાલીક અને વિંધ્યાચળ પર્વતની વચ્ચે આવેલો છે. તેનો વિસ્તાર પુર્વે બંગાળી અખાતથી પશ્ચિમે અરબી સમુદ્ર સુધી છે. એમાં સિંધુ, બ્રહ્મપુત્રા, ને ગંગા નદીઓ વહે છે. તેમજ પંજાબ, સિંધ, માળવા, રજપુતાના,

ગુજરાત, દિલ્હી, આસામ, બહાર, બંગાળા વગેરે ધનવાન ને ઘાડી વસ્તીવાળા પ્રાંતો આવેલા છે. એ પ્રાંતોમાં ૧૫ કરોડ માણસોની વસ્તી છે. ગંગા જમનાને, તેઓના મુળને, તેઓના મુખને, તેઓના સંગમને ને તેના ઉપરનાં પટના, કાશી, પ્રયાગ, વગેરે શહેરોને હિંદુ લોકો પવિત્ર માને છે.

**ગ નદીઓથી થતાં કામ**—(૧) ડેલ્ટા એટલે નદીના મુખ નજીક બદામ આકારનો પ્રદેશ બનાવે છે. ( ૨ ) જમીનને ફળદ્રુપ કરે છે. ( ૩ ) એની અંદરનાં પ્રાણી તથા વનસ્પતિ માણસના ઉપયોગમાં આવેછે. (૪) ખાડીઓ બનાવેછે. (૫) કેટલીક નદીઓ, વર્ષમાં બે ત્રણ પાક આપે છે. (૬) દેશાવરનો માલ શહેરમાં લાવવાને તેઓ સહેલા રસ્તા છે. (૭) કેટલીક નદીઓથી જળચક્રીઓ બને છે. (૮) નદીઓ રેહ નામના ખારને તાણી લાવેછે, તે ખેતરમાં પથરાવાથી અનાજ ઉગતુ નથી (૯) કાંઠાના લોકને બળતણ પુરૂ પાડે છે. (૧૦) રેલવડે ઢોર અને ઝુંપડાં તણાઈ જાય છે.

**ઘ નિપજ કે પાક**—લીલા વાંસ, નાળીએરી, સોપારી, કેળગીવાળાં ઝાડ, વગેરેથી એ દેશ બાગકાહાર દેખાય છે. બંગાળાની નદીઓ વરસમાં બે ત્રણ પાક પેદા કરે છે. ડેલ્ટાનો મુખ્ય પાક ડાંગર છે. બંગાળામાં પચાસ જાતની ડાંગર પાકે છે. વળી એ દેશમાં કપાસ. તમાકુ, તેલીબીઆં, ઘઉ, બાજરી, જુવાર, ગળી, મસાલા, રંગ વિગરેનો પાક થાય છે. આસામમાં ચાના ઝાડોનું અને પટનામાં અફીણના છોડનું વાવેતર થાય છે. નીચલા બંગાળામાં શેતુર ને ડેલ્ટામાં શણની પેદાસ છે. જંગલમાંથી લાખ અને તસર નામે કીડના કોશેટા જડી આવે છે.

(૩) દક્ષિણનો પ્રદેશ—એ પ્રદેશની હદ વિંધ્યાચળની ઉ-

ક્ષિણે કન્યાકુમારી સુધીમાં છે. અસલ એને દક્ષિણ દેશ કહેતા હતા એનો આકાર ત્રિકોણને મળતો છે. એમાં ગોદાવરી, કૃષ્ણા ને કાવેરી નદીઓ વહે છે. તથા મધ્ય પ્રાંત, વરાડ, મુંબાઇ ને મદ્રાસ ઇલાકો, મહીસુર, નિઝામનું રાજ્ય, વગેરે ઘણો મુલક એ પ્રદેશમાં આવેલો છે; એની પશ્ચિમ બાજુએ આબુ પર્વત આવેલો છે. તેનાપર શ્રાવક લોકનાં સુંદર દહેરાં આવેલાં છે. પૂર્વ વિંધ્યાચળ, સાતપુડો, ને કૈમુરના ડુંગર આવેલા છે. પૂર્વ ભાગને છેડે પારસનાથ નામે ડુંગર છે. ત્યાં જૈન લોકો જાત્રા માટે ભરાય છે.

**અ દેખાવ**—એ પ્રદેશની પુર્વ અને પશ્ચિમ બાજુઓ ઘાટ નામથી ઓળખાય છે. પૂર્વ તરફનાને પુર્વઘાટ કહે છે. અને તે મદ્રાસ ઇલાકામાં છુટક ડુંગરાથી બનેલો છે. પશ્ચિમ તરફનાને પશ્ચિમ ઘાટ કહે છે, એ ઘાટ મુંબાઇ ઇલાકાને દરિયાથી બચાવનાર ભીંત તરીકે છે. એ ઘાટ અને દરિયાની વચ્ચેની સાંકડી જમીનને કોંકણપટી કહે છે, એ બે ઘાટો કન્યાકુમારી નજીક જોડાઇ જાય છે એ જગ્યાએ આસમાની રંગનો પહાડ આવ્યો છે. તે નીલગીરી નામથી ઓળખાય છે. એ ઘાટોનું સૌથી ઉંચું શિખર દોદાબેટા છે.

**બ નદિયો**—વિંધ્યાચળ પર્વતમાંથી ઉત્તર તરફ જનારી નદીઓ ગંગાને મળે છે. અને દક્ષિણ તરફ વહેનારી નદીઓ ખંભાતના અખાતને મળેછે. એ નદિયોમાં તાપી, તથા નર્મદા મોટી અને પવિત્ર ગણાય છે. પશ્ચિમઘાટમાંથી ગોદાવરી, કૃષ્ણા, કાવેરી, વગેરે નદીઓ નીકળે છે. ને તેઓ ઉંચ પ્રદેશમાં વહી બંગાળાના અખાતને મળે છે.

**પાક અને અનીજની હકીકત**—દક્ષિણ ઉંચ પ્રદેશમાં પુષ્કળ જંગલો છે, તેથી એ જંગલોમાં આબુનસ, સાગ, સીસમ, સા-

મ, આંબળ, બાબળ, વગેરેનાં ઝાડ પુષ્કળ છે. એ પ્રદેશમાં ઘઉં, જુવાર, બાજરી, કપાસ, રાગી, તમાકુ, શેરડી, વગેરેના ઘણા પાકો થાયછે. વળી, એ પ્રદેશમાં વરસાદની તાણ પડેછે; તેથી ખેડુતોને કૃત્રિમ ઉપાય કરવા પડેછે. રૂ તથા ઘઉં પરદેશ ખાતે ચડેછે. ગોવળકાંડાગાં હીરાની અને મૈસુરમાં સોનાની ખાણો છે. એ સિવાય કેટલીક જગ્યાએથી લોઢાની કાંકરી, ચુનાનાં પડ, સોનાની રજ, ત્રાંબુ અને કોયલા નીકળે છે.

બ્રિટિશ બ્રહ્મદેશ—એ દેશના મધ્ય ભાગમાં ડુંગરોની હારો છે; તેને યોમા કહેછે. પૂર્વે ઇરાવદી નદી, અને પશ્ચિમે બંગાળી અખાત છે. ઇરાવદી નદીના પુરમાં પુષ્કળ સાગ આવેછે. એ નદીની નજીકની ખાણોગાં ડાંગર અને તમાકુ પાકે છે. એ તમાકુના પાનાની બીડીઓ બ્રહ્મી સ્ત્રી પુરૂષો પીએછે. આરાકાન, પેગુ અને ઇરાવદીની ખાણોમાં ટોલીયગ કેરોસીનના ઝરા છે. તિનાસરીમગાં ત્રાંબાની, સોનાની, અને લોઢાની કાંકરીની ખાણો છે. એ લોઢાની કાંકરી સ્વીડનના લોઢાથી પણ સરસ ગણાય છે. બ્રહ્મદેશની મુખ્ય પેદાશ ચોખા છે. ચુનાના પથ્થર ને ઇમારતી લાકડાં પરદેશ ચડેછે.

---

## પ્રકરણ ૨ જું.

### રાજ્ય નીતિ.

હિંદમાં ચાર પ્રકારનો મુલક છે. (૧) બ્રિટિશ રાજ્યનો (૨) દેશી રાજાનો (૩) પોર્તુગીઝનો (૪) ફ્રેન્ચનો. ઇ. સ. ૧૮૯૧ ના વસ્તી પત્રક પ્રમાણે હિંદમાં ૨૮။ કરોડ માણસની વસ્તી છે, તેમાં આસરે ૨૨ કરોડ બ્રીટિશ રાજ્યની ને બાકીની ૬။ કરોડ દેશી,

પોર્તુગીઝ અને ફ્રેન્ચ લોકની છે. હિંદના ⅔ મુલકમાં બ્રિટિશ સત્તા છે, ને ⅓ ભાગમાં દેશી, પોર્તુગીઝ, અને ફ્રેન્ચ લોકની સત્તા છે.

| નંબર | નામ | ક્ષેત્રફળ ચોરસ મૈલ. | વસ્તી |
|---|---|---|---|
| ૧ | બ્રિટીશરાજ્ય. | ૮ લાખ | ૨૨૦૦૦૦૦૦૦ |
| ૨ | દેશી રાજ્ય | ૫ લાખ | ૬૫૫૦૦૦૦૦ |
| ૩ | પોર્તુગીઝનો મુલક | ૧૦૮૦ | ૪૦૦૦૦૦ |
| ૪ | ફ્રેન્ચ મુલક | ૧૭૮ | ૨૭૧૦૦૦ |

**(૧) બ્રિટિશ રાજ્ય**—રાજ્યકારભારની સુગમતા માટે એ રાજ્યના બાર ભાગ કરેલા છે. એ દરેકપર ગવર્નર કે મુખ્ય અધિકારીની સત્તા છે. મુંબાઈ ને મદ્રાસ ગવર્નરને તાબે છે. પંજાબ, વાયવ્યપ્રાંતો, ને બંગાળા લેફ્ટેનન્ટ ગવર્નરને તાબે છે. મધ્યપ્રાંત, આસામ, અયોધ્યાને બ્રીટિશ બ્રહ્મદેશ ચિફ કમિશનરને તાબેછે. વરાડ, અજમેર ને કુર્ગપ્રાંત કમિશનરને તાબે છે.

વૉઇસરાયની તેમજ મુંબાઇને મદ્રાસના ગવર્નરની નીમનોક મહારાણી પોતે કરેછે. ને બાકીના અમલદારોની નીમનોક, હિંદના ઇંગ્રેજ નોકરોમાંથી લાયકાત પ્રમાણે વૉઇસરાય કરેછે પણ લેફ્ટેનન્ટ ગવર્નરની નીમનોક માટે ઇંડિયા કૌન્સિલના સ્ટેટ સેક્રેટરીની મંજુરી લેવી પડેછે.

**(૨) દેશી રાજ્ય**—રોમના રાજાઓ પોતાનાં દેશી રાજ્યોને જેટલા હક્કો આપતા, તેના કરતાં વધારે હક્કો હિંદનાં દેશીરાજ્યોને ઇંગ્રેજ સરકાર આપેછે. વૉઇસરાયના નીમેલા રેસીડેન્ટ કે પોલિટીકલ એજંટની મદદ ને સલાહથી હિંદુ અથવા મુસલમાન રાજાઓ રાજ્ય કરેછે. રેસીડેન્ટો દેશી રાજાઓને પરરાજ્યો જોડે સંધિ કરવા દેતા નથી. જ્યારે કોઈ રાજા પોતાની રૈયતપર ઘણો જુલમ કરેછે.

ત્યારે તેને તે પદભ્રષ્ટ કરેછે. હિંદમાં એવાં રાજ્યો ૧૫૪ છે પણ તે-ના રાજ્ય કારભાર માટે ૧૩ ભાગ કર્યા છે.

(૧) રજપુતાના (૨) નિજામનું રાજ્ય (૩) મધ્યહિંદનાં દેશી રાજ્ય (૪) વડોદરા (૫) મૈસુર (૬) કાશ્મિર. એ વૌઇસરાય તથા તે-ની કૌન્સિલના તાબામાં છે. બાકીમાં મણીપુરનું રાજ્ય તથા મદ્રાસ, મુંબાઇ, પંજાબ, વાયવ્ય બંગાળા, ને પંજાબના તાબાનાં દેશી રા-જ્યો સ્થાનિક સરકારના તાબા હેઠળ છે.

(૩) **પોર્તુગીઝ**—એ નનાં ત્રણ મુખ્ય શહેર છે. (૧) દીવ (૨) દમણ (૩) ગોવા. એ રાજ્યોનું ક્ષેત્રફળ ૧૦૮૦ ચોરસ મૈલ છે. નું તેઓએ મુખ્ય ગાદી ગોવામાં રાખી છે. એ ત્રણ શહેરોપર પોર્તુ-ગીઝ સરદાર અમલ ચલાવે છે.

(૪) **ફ્રેન્ચ**—એમનાં મુખ્ય પાંચ શહેર છે. (૧) ચંદ્રનગર (૨) માનાન, (૩) કારીકલ. (૪) માહી. (૫) પાંદેચરી એ પાંચ શ-હેરપર ફ્રેન્ચ અમલદારની હકુમત છે.

**લોકના પ્રકાર**—(૧) **અનાર્ય** એમની વસ્તી ૨ કરોડની છે. (૨) **આર્ય** એમાં બ્રાહ્મણ ને ક્ષત્રી છે. એમની વસ્તી ૧॥ કરોડની છે. (૩) **હિંદુ** એમાં આર્યને અનાર્ય છે. એમની વસ્તી ૧૩॥ ક-રોડની છે. (૪) **મુસલમાન** એમની વસ્તી ૪॥ કરોડની છે. એમ કુલ વસ્તી ૨૨ કરોડની છે. તેમાં દેશી, પોર્તુગીજ, ને ફ્રેન્ચની ૬॥ કરોડ ઉમેરાએતો કુલ ૨૮॥ કરોડ હિંદની વસ્તીની ગણતરી થાય છે.

**ઇતિહાસ પુર્વેની જાતો**—હિંદમાં પ્રાચીન આર્ય ને અના-ર્ય જાતો હતી. એ પ્રાચીન જાતોનો જોઇએ તેવો ઇતિહાસ જડી આવતો નથી. પરંતુ ઝાંખા ઇતિહાસપરથી જણાય છે કે એ બે જા-

રી જમીન માટે લડતી હતી. (૧) અનાર્ય—એ મૂળ વતની જાતને અખ્તરયાન નહોતું; આર્ય જાતે એને હિંદમાંથી પર્વતોમાં નસાડી મુકી. (૨) આર્ય—એ ગોરી ચામડીવાળી, ગિરવાણ ભાષા બોલનારી, ને ઉત્તમ કુળની હતી. ત્યાર પછી ઇ. સ. ની શરૂઆતે ત્રીજી શિથિયન જાત આવી; એ જાત નાગ ને લીંગ પુજક હતી. પછી હજાર વર્ષે મુસલમાનો આવ્યા. પહેલી એ જાતોની વચ્ચેના લોક હાલ હિંદમાં ઘણા છે. ને તે આર્યને અનાર્યમાંથી પેદા થએલા હોય એમ માલુમ પડે છે.

**ઘાડી વસ્તી**—કેટલાક બ્રિટિશ પ્રાંતોમાં એક ચોરસમૈલ જમીન, ૨૫૪ માણસનું પોષણ કરેછે. દેશી સંસ્થાનોમાં એક ચોરસ મૈલ જમીન, ૧૦૬ માણસનું પોષણ કરેછે. આ ઉપરથી જણાય છે કે, દેશી સંસ્થાનો કરતાં, બ્રિટિશ હિંદની વસ્તી લગભગ અઢીગણી ઘાડી છે. એથી કરીનેજ હિંદના ઘણા ભાગમાં રૈયતને મહા મુશ્કેલીથી ખેડવાની જમીન જુજ મળી શકેછે. ઇંગ્લાંડમાં ઘાડી વસ્તીવાળા પરગણાં ખાણ કે બીજા હુનર વડે પોતાનું ગુજરાન ચલાવેછે.

**થોડી વસ્તીવાળા જીલ્લા**—હિંદના કેટલાક ભાગમાં ઘણી ઘાડી વસ્તી છે. પણ પંચમહાલ જેવા ભાગમાં ઘણી પડીઆણ જમીન છે; છતાં, તેને ખેડનારા નથી. ઇંગ્લાંડના લોકો ખુશીથી ઘાડી વસ્તીવાળા ભાગમાંથી નીકળે છે. અને ઓછી વસ્તીવાળા ભાગોમાં વસેછે. પણ હિંદના ખેડુતો પોતાનાં ખેતરોને વળગી રહેછે તેથી એમની હાલત સુધરતી નથી. તે દુકાળના વખતમાં માર્યા જાયછે.

**ઘણી વસ્તીવાળા જીલ્લા**—પંચમહાલ જેવા ભાગમાં ઓછી વસ્તી જણાય છે. પણ હિંદના કેટલાક ભાગમાં, એક ચોરસમૈલે ૬૪૦થી વધારે માણસની સંખ્યા છે. ત્યાં દરેક માણસને પેટપુર ખા-

નાજ મેળવવું અઘરૂં પડેછે; પણ જ્યાં કૃત્રિમ સાધનોથી ખેતી થાયછે; ત્યાં આ અડચણો નડતી નથી; તેમ છતાં હિંદમાં લાખો ખેડુનોમાંનું દર માણસ ફક્ત અર્ધા એકરપર પોતાનું ગુજરાન મુશ્કેલીથી ચલાવે છે; એવા જીલ્લામાં જ્યારે વરસાદની તાણ પડે છે, ત્યારે ઘણા માણસો દુકાળથી મરણ પામે છે.

**ભમતા ખેડુત**—કેટલાક ડુંગરી મુલકોમાં એટલી બધી વધારે જમીન છે કે, તેનું કંઇ પણ ગણોત આવતું નથી. (૧) કેટલાક ઘાટી ખેડુતો ફળદ્રુપ જમીનપરનાં જંગલો કાપી નાખેછે. અને ત્યાં થોડાં વરસ ખેતી કરે છે. પછી તેઓ જમીનને પડી મૂકીને બીજે ઠેકાણે જતા રહે છે. (૨) કેટલાક પહાડી ખેડુતો, જે રાજના તાબામાં રહે છે, તેને માથાવેરો આપે છે. ને ત્યાં મુકરર રહેઠાણ કરીને રહે છે. આ બંને રીતો હિંદી ખેડુતોમાં નથી, પણ જંગલી ખેડુતોમાં છે.

**ગણોતમાં વધારો**—કેટલાંક વરસોપર હિંદમાં જોઇએ તેટલા ખેડુત નહોતા માટે જમીનદારો જુજ ગણોત લઇને ખેડુતોને જમીન આપતા; પણ હમણા એટલા બધા ખેડુતો વધી પડયા છે કે ઘણુ ગણોત આપીને જમીન ખેડે છે. આ વધી પડતા ગણોતના અટકાવ કરવાને તથા ખેડુતોના હક્ક જાળવવાને, હમણા સરકાર કેટલાક કાયદા ઘડે છે.

**મોટાં શહેરો**—ઇંગ્લાંડની વસ્તીનો અરધો ભાગ મોટાં શહેરોમાં વસે છે. અને હિંદની વસ્તીનો ફક્ત વીસમો ભાગ ફક્ત મોટાં શહેરોમાં વસે છે. આ ઉપરથી જણાય છે કે, હિંદમાં ઘણાં મોટાં શહેર નથી. ફક્ત બે લાખથી વધારે વસ્તીવાળાં મુંબાઈ, મદ્રાસ ને કલકત્તા છે.

---

# પ્રકરણ ૩ જું.

## અનાર્ય લોક.

હિંદના મુળ વતનીઓનું જાતિ નામ નહોતું, તેથી તેઓ અનાર્ય કે મુળ વતની કહેવાયા. તેમને અક્ષરજ્ઞાન નહોતું; તેથી તેમણે લેખ કોતર્યા નથી, તેમજ કંઇ હકીકત લખી રાખી નથી. પણ પાષાણચક્ર, પાળિયા, પથ્થરનાઢગલા, વગેરે તેમનાહાથનાં કરેલાં કામો હજુ સુધી છે; એ પાળિયા અને પથ્થર તળે તેઓ મુડદાં દાટતા. આ પાળિયાને પથ્થર તળેથી તેમની કંઇક હકીકત માલુમ પડે છે. કે, તેઓ જુના વખતમાં માટીનાં ખાટીલાં વાસણ બનાવતા. લોઢાનાં હથિયાર વડે વઢતા; ત્રાંબા કે સોનાનાં ઘરેણાં પહેરતા. તેમની પહેલાં થઇ ગએલા લોકો ધાતુથી અજાણ્યા હતા; માટે તેઓ કુહાડા અને પથ્થરનાં હથિયારથી વઢતા. વળી તેમની પહેલાં થઇ ગએલા લોકો પતથરના છરા અને ખાખુધડ હથિયારો વાપરતા. તેની નિશાનીઓ નર્મદાના પ્રદેશમાંથી જડી આવે છે.

**અનાર્યપર આર્ય અને સિકંદરની ટીકા**—આર્ય લોક અનાર્ય લોકને દસ્યુ એટલે દુશ્મન અને દાસ એટલે ગુલામ કહ્યાછે; તેમના ચપટા મોંગોલી ચહેરાથી આર્યને ઓકારી આવતી. એક આર્ય કવિ કહે છે કે, તેઓ બુચ્ચા કે ચપટા નાકવાળા હતા. સિકંદરે તેમને "યજ્ઞ ભંગ કરનારા" "કાચું ખાનારા" અને "કાયદા વિનાના" કહ્યા છે. પરંતુ એ વખતની કેટલીક જાતો વધારે સુધરેલી હતી.

**પહેલાંની સુધરેલી અનાર્ય જાતો**—સુધરેલી અનાર્ય જાતો વિષે એવું સંભળાય છે કે, તેમના સાત ગઢ અને ૯૦ કિલ્લા હતા. તેઓ ગઢોને વસ્ત્ર ઘરેણાંથી શણગારતા હતા; એમ કરવાથી

તેઓ એવું ધારતા હતા કે મરનાર પરલોકમાં જશે. એમની સુમાલોમાંથી કાંસાના, ત્રાંબાના અને સોનાના કડકા નીકળે છે. એ એમનાં મરેલાંછે, તેઓ ભયંકર ઝડપથી દોડનારા અને રંગે ધનશ્યામછે.

## હાલના અનાર્ય.

(૧) આન્ડમાનના અનાર્ય—પચાસ વર્ષ પહેલાં આન્ડમાનના અનાર્ય જંગલી હાલતમાં હતા; એમને આરબોએ કૂતરા મુખા અને માંસ ખાનાર કહ્યા છે. તેઓ ખુશાલી વખતે રાતી અને શોક વખતે કાળી માટી પોતાને શરીરે ચોપડતા. અને મિત્રાચારી દેખાડવાને રડવા જેવો શોરબકોર કરતા; તેઓ પોતાનાં છોકરાનાં નામ જન્મ્યા આગમજ પાડતા; તેથી સ્ત્રી કે પુરૂષનાં સામાન્ય જાતીનાં નામ પડતાં સને ૧૮૭૫ માં તેમને વસ કરવાને ઇંગ્રેજે થાણું બેસાડ્યું; તેવારે ત્યાં નાગા લોક જોવામાં આવ્યા. પાંચ વર્ષ સુધી તેઓએ સરકાર સામે તીરકામઠાથી લડાઇ કરી; આખરે તેમને છાપરાં બાંધી આપી ઇંગ્રેજે શાંત પાડ્યા.

(૨) મદ્રાસના અનાર્ય—અનમલે નામે ડુંગરામાં ઘણી અનાર્ય જાતો વસે છે. તેમાં મુખ્ય ચાર છે. ૧ પુલીઅર લાંબા વાળવાળી અને દૈત્ય પૂજક છે. તે ઉંદર અને બીજાં નાનાં પ્રાણીનો શિકાર કરે છે. ૨ મુન્દવેર જાત કોતર કે પાંદડાંની ઝુંપડીમાં રહે છે. તે પોતાનાં ઢોર સાથે ડુંગરી મુલકમાં ભટકે છે. ૩ કદરજાત નાના શરીરવાળી અને જાડા હોઠવાળી છે. એ ઉંચા અનાર્ય લોકનો ભાગ છે. ને તેઓ પોતાથી હલકી જાતોપર અમલ ચલાવે છે. ૪ મૈર જાતમાં એક સ્ત્રીને ઘણા ધણી હોય છે; ને તે જાત, મિલકતનો વારસો પોતાનાં છોકરાંને ન આપતાં બેનનાં છોકરાંને આપે છે.

(૩) વિન્ધ્યાચળ પર્વતના અનાર્ય—ઉત્તર ને દક્ષિણ હિન્દ-

નૈઋત્યે આવેલા ડુંગરોમાં ઘણા જંગલી લોક વસે છે. તેમાં વખારે નાગીઆ ભીલ લોક છે. એમની વસ્તી રજપુતાના અને ખાનદેશ વચ્ચેના ડુંગરી મુલકમાં છે; તેઓ ઘેટાં અને બકરાં લઇ ડુંગરોમાં આથડે છે; અને શિકાર તથા જંગલી નિકાસ વડે પોતાનું ગુજરાન ચલાવે છે રજપુતાનામાં તેઓ ઝુંપડીઓ બાંધી વસેછે, આખા ગામ ઉપર સત્રુઓ ઓચિંતા છાપો મારી ન શકે, તેટલા સારૂ હરેક ભીલે જૂદી જૂદી ટેકરીપર પોતાનું ઝુંપડું બાંધ્યુંછે; લડાઇ વખતે તેઓ હારબંધ કિકિયારી પાડે છે; તેથી હરેક ટેકરીના ભીલ બાલક કામઠાં અને ડાંગો લઇ સત્રુપર તૂટી પડેછે. સર જેમ્સ ઓટરામે આ ભીલોને કબજે લીધા; તેણે તેમને ઉન્નતી અને જાગૃત જગાડી, તેમની જોડે દોસ્તી બાંધી, વાઘને શોધી કાઢવામાં મદદ આપનાર નવ બહાદુર ભીલો તેના રાજના સોબતી હતા. આ વખતથી ઓટરામે ભીલ પલટણ ઉભી કરી. એ પલટણમાં છસેં ભીલ દાખલ થયા. આ પલટણે પોતાના જાતિભાઇઓને બ્રીટીશ રાજ્યમાં લૂંટફાટ કરતા અટકાવ્યા. તથા ઇંગ્રેજના વિશ્વાસુ મીત્ર થયા; તેથી ઓટરામે તેમને હાલ ખાનદેશમાં ત્રિજોરીપર પહેરેગીર નીમ્યા છે.

(૪) **મધ્ય હિંદના અનાર્ય**—એમાં મુખ્ય બે જાત છે. ૧ ગોંડ જાત થોડી સુધરેલી છે; તે શિકાર માટે ચકમકનાં તીર તથા મજબુત કામઠાં વાપરે છે; તીર ફેંકવામાં તેઓ ચાલાક છે; એમનું ફેંકેલું તીર હરણના શરીરને વીંધીને આરપાર નીકળી જાયછે. ૨ જી મારી જાત ઝુંપડામાં વસેછે; તે અજાણ્યા માણસને દેખીને શરમાય છે; જ્યારે ખંડણી ઉઘરાવનાર ઢોલ વગાડે છે. ત્યારે એ જાત ઠરાવેલે ઠેકાણે ખંડણી મૂકીને સંતાઇ જાય છે.

(૫) **જાંઘડાં પહેરનાર આફ્રિકાના અનાર્ય**—એમની વ-

સ્તી ૧૦૦૦૦ ની છે, એ ગરીબ જાત ઓઢોઆનાં સંસ્થાનમાં ફર્સે છે. તેમનું નામ જુઆંગ કે પતુઆ કે પાંદડાં પહેનાર છે. પચાંસ વર્ષ પહેલાં તેમનાં બૈરાં નાગાં ફરતાં. ફક્ત કેડે મણકાની માળા બાંધી આજુબાજુ પાંદડાંનો ઝુમખો લટકાવતાં. ઈ. સ૦ ૧૮૭૧ માં એક ઇંગ્રેજ અમલદારે બોધ કરી તેઓને કપડાં આપ્યાં, તે કપડાં પહેરીને બૈરાં હારબંધ સલામ કરતાં ચાલ્યાં ગયાં.

(૬) **હિમાલયના અનાર્ય**—હિમાલયના ઢાળ ને નાકાંમાં ઘણી અનાર્ય જાતો વસે છે; એમનામાં અનામલૈના ડુંગરી લોકોની પેઠે એક બીને ઘણા ઘણી હોય છે. માર્ગમાં તમાકુ કે પાન જેટલા ફેરા ચાવ્યાં હોય, તેટલા ફેરા ઉપરથી કેટલા ગાઉ ચાલ્યા, તે એ લોકો કહી આપે છે; પૂર્વેનાં કામ પ્રમાણે તેમની ટોળીની જુદી અટકો છે. પહેલી ટોળીની અટક "હજાર ચુલા ખાનાર" અને બીજી ટોળીની અટક કપાસના ખેતરમાં સંતાઇ રહેનાર છે. તેઓ ઘણા વિકાળ, કાળા, અને ઠીંગણા છે. ઇંગ્રેજે તેમને શાંત પાડી સીમાડાનો બંદોબસ્ત રાખવાનું કામ સોંપ્યું છે.

## હાલના સુધરેલા અનાર્ય.

(૧) **સંતાલ લોક**—એમની વસ્તી દશ લાખની છે; અને તેઓ નીચલા બંગાળાના ડુંગરી મુલકમાં વસે છે; એ ખેતીવડે પોતાનો ગુજારો ચલાવે છે. એમનામાં ગામ વસાવનાર મુળ પુરૂષના વંશમાં મુખીપણું રહે છે. એ મુખીના હાથ નીચે એક મદદગાર મુખી તથા ચોકીઆત હોય છે. વળી એમનામાં ગામના છોકરાંના અમલદાર જુદા હોય છે; તે અમલદારની આજ્ઞામાં તેમનાં છોકરાંને પરણતાં સુધી રહેવું પડે છે; એ જાતમાં જ્ઞાતિભેદ નથી; પણ એક જ પૂર્વજની સાત શાખાથી પોતાનો વંશ પચેલો માને છે. દેવપૂ

જુના, ઉજાણી, અને શિકાર કરવા માટે આખા ગામના લોક જોડે નીકળે છે.

**अ સંતાલની સજાઓ**—(૧) છેક નાનો ગુન્હો કરનાર માસે આખા ગામના લોક ઉજાણી અને ઓઆનો દારૂ લેછે. (૨) સાધારણ ગુન્હો કરનારને નાત બહાર મુકે છે. (૩) ભારે ગુન્હો કરનારને દેવતા પાણીનો બંધી કરી ગામ બહાર કાઢી મુકેછે.

**ब સંતોલની લગ્ન ક્રિયા**—એ લોકો બાળલગ્ન કરતા નથી પણ ૧૫ કે ૧૭ વરસની ઉંમરે સ્ત્રી પુરૂષો મન ગમતા લગ્ન કરેછે. જ્યારે તેઓ પરણી રહેછે, ત્યારે કન્યાનાં પીઓરીઆં પોતાની દીકરીનો સંબંધ તુટ્યો, તે જણાવવાને બળતા અંગારાને સાંબેલાવતી કચરે છે. પછી, તેને પાણી છાંટીને હોલવી નાંખેછે. એ લોક સ્ત્રીઓને ઘણું માન આપેછે; એમનામાં પહેલી સ્ત્રી વાંઝણી હોય તોજ બીજી પરણે છે. મડદાંને ક્રિયા સહિત બાળે છે. અને મરનારના માથાની ખોપરીના ત્રણ કડકા દામોદરા નદીમાં નખાવે છે.

**क સંતાલનો ધર્મ**—એ લોકનામાં ધર્મ સંબંધી અજ્ઞાનતા છે. આખી દુનિયાનું કલ્યાણ કરનાર દેવની તેમને ખબર નથી. તેઓ પૃથ્વીપરના રાક્ષસોને ખુશી રાખવા માટે બકરાંને કુકડાંનો ભોગ આપેછે. તેમજ પિશાચ, વૈતાલ, અને જોગણીઓને ભૂતો વસેછે, એમ સમજી બાધા (માનતા) રાખેછે. ઝાડમાં ભૂતો વસેછે, એમ સમજીને, તેઓ ઝાડની આસપાસ ગાય છે. એક પાદ્રી તેમને ખ્રીસ્તી દેવવિષે બોધ કરતો હતો, એવામાં એક સંતાલ બોલી ઉઠ્યો કે તારો દેવ અમને ખાઈ જાય તો શું કરીએ?

**ड સંતાલની ખેતી**—આશરે સો વરસપર તેઓ શિકાર અને લુંટપર પોતાનો ગુજારો ચલાવતા હતા. પરંતુ હમણા તો તેઓ

કમથી બેહુત થયા છે. અને મુકરર ઠેકાણે રહી ખેતીવાડી કરેછે. એ લોક દેવાદાર થઈ ગયા છે, માટે પોતે પોતાની તમામ તમાકુનો પાક લેણદારને આપી દે છે.

**इ સંતાલનો ઇતિહાસ**—આ લોક દેવાદાર થઇ ગયા છે. માટે લેણદારના દાસ જેવા ગણાય છે. તેઓ મરી જાય છે, ત્યારે દેવાનો બોજો છોકરાંને માથે પડે છે. છોકરા પોતાના બાપનું દેવું આપવામાં આબરૂ માને છે. સને ૧૮૫૫ માં તેઓ બહુ કરજદાર થઈ પડ્યા; માટે પોતાની હાલત ગવર્નર જનરલને જણાવવા કલકત્તે જવા નીકળ્યા, પણ રસ્તામાં ખાવાનું ખુટી પડ્યું, માટે તેઓ લૂંટફાટ કરવા લાગ્યા. એથી સરકારી રખવાળ અને એમની વચ્ચે લડાઇ સળગી, આ લડાઇની હકીકત સરકારે ધ્યાનમાં લીધી, અને એમને એક અમલદાર આપી સારી રાજનીતિ ઠરાવી આપી, તેથી તેઓ હમણાં સારી હાલતમાં છે.

**(૨) કંધ લોક**—કંધ એ શબ્દનો અર્થ પર્વતમાં વસનાર થાયછે. ઓરિસ્સાના ડુંગરી મુલકમાં એ લોકની વસ્તી આશરે એક લાખ જણની છે. એમનામાં ઘર વહીવટની સત્તા વડીલના હાથમાં રહેછે. કુટુંબમાં બાપ જીવતો હોય, ત્યાં લગી મોટા છોકરાનો મિલકત પર કશો હક ચાલતો નથી. તેઓ મોટી માનું રાંધેલું જમવામાં વધારે આબરૂ માનેછે; એમના ટોળાની મોટી શાખાનો મોટો છોકરો આખી નાતનો ઉપરી બનેછે. પણ તે હોશિયાર ન હોય તો, તેની જગ્યા તેના ભાઇ કે કાકાને આપે છે.

**अ કંધની સજા ને વરવાડો**—સાઠ વર્ષ ઉપર તેઓ ખુનનો બદલો ખુનથીજ લેતા હતા, પણ જો મારનાર માણસ મરનારના કુટુંબને ઢોર કે અનાજ આપે, તો મરનારનું કુટુંબ મારનાર ઉ-

પુર વેર રાખવું નહિ. જખમી માણસને જખમ કરનારે પાળવો પડતો, ચોરેલો માલ પકડાય તો ચોરનારને માલનું મૂલ્ય આપવા તેજ માલ આપવો પડતો. જો કંધ બેવાર ચોરી કરતાં પકડાય, તો તેને નાત બહાર મુકવાની સજા હતી. તકરાર કે વાંધાનો ચુકાદો કરવાને બે માણસ સામાસામી લડતા. કે ઉનું તેલ, કે ઉનું લોઢું હાથમાં ઝાલતા. અથવા વાઘની ખોડ ઉપર કે બિલાડીના ચામડા ઉપર કે કીડીના દર ઉપર સોગન ખાતા. અપુત્ર મરનારની મિલકત સ્ત્રીને મળતી નહિ, પણ બીજા વડીલો વહેંચી લેતા. સને ૧૮૩૫માં એમને માટે સરકારે કાયદા ઘડયા; ત્યારથીજ ઉપરના જંગલી રીવાજ ધીમેધીમે બંધ પડવા લાગ્યા.

ख કંધની લગ્ન ક્રિયાઓ—ઉજાણી કે જમણવારને દિવસે એ લોકનો મેળાવડો ભરાતો, તે વખતે તેમાંથી કન્યાને બળાત્કારે ઉપાડી જતા. એમ એમનાં લગ્ન હતાં વરનો બાપ પોતાના છોકરાથી ચાર વરસે મોટી અને સંગીન બાંધાની કન્યા પસંદ કરેછે; પછી તે કન્યાનું મુલ તે આપેછે. એ લોકમાં ચૌદ વરસની ઉમરે કન્યા અને ૧૦ વરસની ઉમરે છોકરો પરણે છે. તેથી કરીનેજ વહુ પોતાના ધણી ઉપર સત્તા ચલાવી શકેછે, વળી એક જીવતી હોય ત્યાં લગી બીજી પરણી શકાતી નથી. વરની ઉંમર મોટી થતાં સુધી વહુને સાસરામાં ચાકરડી માફક કામ કરવું પડેછે.

क કંધનો ધર્મ—એ લોક બૂદેવને માનેછે; અને તેને કાપણી કે વાવણી વખતે ઉજાણી આપેછે. બ્રાહ્મણ અને કંધ સિવાયની બીજી નાતનો એ દેવ આગળ નરમેધ કરતા. નરમેધ માટે આણેલા માણસનું મૂલ આપતા. અને વધ કરતી વખતે તેના કાન આગળ બુમો પાડીને કહેતા કે, "અમે તને પૈસા આપીને ખરીદ કર્યો

છે મારે આમારે શિર પાપ નથી.

૬ કંધની ખેતી—ઓછા સુધરેલા અનાર્ય લોક ખેતી કરવાની જમીન થોડી મુદતમાં બદલી નાંખેછે. અને હિંદુ લોક ઘણી મુદત સુધી એનાં એજ ખેતરો ખેડેછે. તેમ કંધ લોક કરતા નથી, પણ જમીનનો કસ ખાલી ગઇ ગએશો માલૂમ પડે, તો તે જમીનને પડતી મુકીને બીજી કસવાળી જમીન ખેડે છે; તેઓ ઘણું કરીને ચોદ વરસે એક ગામની જમીન પડતી મૂકીને બીજા ગામની જમીન ખેડે છે.

૬ કંધનો ઇતિહાસ—આર્યો જે વખતે હિંદમાં આવ્યા, તે વખતે તેમણે કંધ લોકને ડુંગરી મુલકમાં હાંકી કાઢયા. ડુંગરી મુલકમાં જે અનાર્યો વસતા હતા, તેમને આર્ય લોકે ચાકર કે ગુલામ કર્યા, એમની પાસે કંધ લોકો સુતારનું, લુહારનું, કુંભારનું, ભરવાડનું, ગંદકી સાફ કરવાનું, કલાલનું, વગરે હલકાં કામો કરાવવા મંડયા. વળી એ લોકો ગુલામોને યુધ્ધમાં કે દેવપૂજનમાં આવવા દેતા નહિ. તેમજ તેમનું રાંધેલુ પણ ખાતા નહિ. જે કંધ યુધ્ધ કે ખેતી સિવાયનો બીજો ધંધો કરે તો તેને નાત બહાર મુકતા. કંધ લોકને યુધ્ધ અને ખેતી સિવાય બીજું કામ કરવું ગમતું નહિ. એ લોક ગુલામો મારફત ભોગને મારે માણસ મંગાવતા, અને તે માણસને ઘેરઘેર લઈ જઇ જમાડતા એમ વધ કરવાના દિવસ સુધી અચ્છી ચાકરી કરતા. પછી વધ કરવાને દિવસે ભૂદેવને એ માણસનું બળીદાન આપતા.

બ્રિટિશ રાજ્યમાં કંધની હાલત—ઇ. સ. ૧૮૩૫ માં કંધ લોક બ્રિટિશ રાજ્યના આસરા તળે આવ્યા, ત્યારથી તેમણે નરમેધ કરવાનો રીવાજ બંધ પાડયો; તેમની રીતભાતમાં ઘણો

સરકાર થોડો હાથ ઘાલે છે. સને ૧૮૮૧ ના વસ્તી પત્રક ઉપરથી માલુમ પડે છે કે, તેમનાં છોકરાંની સંખ્યા હિંદની બીજી જાતોના પ્રમાણમાં વધારે છે. તેઓ પૈસાદાર થતા જાય છે, તેમ હિંદુ રીવાજ પકડતા જાય છે. ઇંગ્રેજોએ તેમના ડુંગરમાં રસ્તા પાડયા છે; તેથી તેમને ગુજરાનનાં સાધન મળી આવે છે. એવું જણાય છે કે આગળ જતાં તેઓ જંગલી રીવાજ છોડી દેશે. અને હિંદુ ધર્મમાં દાખલ થશે.

## અનાર્ય કુળો.

આસરે ત્રણ હજાર વર્ષ પહેલાંની અનાર્ય દંતકથા તથા ભાષા પરથી માલુમ પડે છે કે, તેમનામાં ત્રણ કુળ છે.

**૧ લુ કુળ**—તિબેટ અને બ્રહ્મદેશમાંથી ઇશાન ખુણાને માર્ગે આવ્યું, એના વંશજો હાલ હિમાલય પર્વતની ગુફાઓમાં વસે છે.

**૨જુ કુળ**—એ કુળ કોળી કે કોલારી નામથી ઓળખાય છે. એ પણ ઇશાન ખુણાને માર્ગે બંગાળામાં પેઠેલું જણાય છે. એના વંશજો હાલ દક્ષિણ હિંદના ડુંગરી મુલકમાં વસે છે.

**૩ જુ કુળ**—એ કુળ દ્રવિડના નામથી ઓળખાય છે, અને તે વાયવ્ય ખુણાને માર્ગે પંજાબમાં આવેલું જણાય છે. એના વંશજોની વસ્તી પશ્ચિમઘાટથી કન્યાકુમારી સુધીમાં છે.

**અનાર્યનાં લક્ષણ**—એમની જોડે ભલતાથી વર્તીએ, તો તેઓ સાચા, નિખાલસ માયાળુ અને પ્રમાણીક માલૂમ પડે છે. ડુંગરી લોકોમાં હોશિયાર સિપાઇ થવાનો સ્વાભાવિક ગુણ છે. દક્ષિણ હિંદની ઘણી લડાઇઓમાં બ્રિટિશ ફોજમાં બીજા કુળના અનાર્ય હતા. પ્લાસી અને ઉંમા નાળાની લડાઇ વખતે પણ બ્રિટિશ ફોજમાં બીજા કુળના અનાર્ય હતા, ગુર્ખા લોકો પહેલા કુળના અ-

નાય છે, જે પલટણમાં અનાર્ય લોકો દાખલ થાય છે, તે પુલટણ ઓરિસા હિંદમાં વચ્ચે પહેલવહેલા ગણાય છે.

---

## પ્રકરણ ૪ થું.

### આર્યો.

**આર્યકુળ**—આર્ય લોકો ઇન્ડો જર્મન કુળની શાખાના હતા, અને તેમનો મુળ વાસ મધ્ય એશિયામાં હતો. ત્યાંથી કેટલીક શાખાઓ પૂર્વ અને પશ્ચિમ ભણી ફેલાઇ પશ્ચિમ ભણી ગએલી શાખમાંની એક ટુકડીએ પારસી રાજ્ય સ્થાપ્યું, અને બીજી ટુકડીએ આથેન્સ અને સ્પાર્ટા વસાવ્યાં, અને ત્રીજીએ રોમ શહેર વસાવ્યું. એ શાખાના કુળના હાલ ગ્રીક, રોમન, ઇંગ્રેજ વગેરે બીજી કેટલીક જાતો છે. હવે, પૂર્વ ભણી ગએલી શાખાએ પંજાબમાં રહેઠાણ કર્યું તેના કુળમાં બ્રાહ્મણ ક્ષત્રી, વગેરે જાતો છે.

**આર્યોએ મુળ વતનીઓને જીત્યા**—પૂર્વ અને પશ્ચિમ ભણી ગએલી શાખાઓએ મુળવતનીઓની જમીન ખુંચી લીધી; અને પોતે ખેડવા લાગ્યા; તથા અનાર્યને રાક્ષસ પિશાચ, અસુર, વગરે નામોથી બોલાવા લાગ્યા; તેથી બેઉ વચ્ચે ભારે યુદ્ધ થયું; તેમાં અસુરો હારી ડુંગરોમાં નાશી ગયા; એટલે તેમની ફળદ્રુપ જમીનનો કબજો આર્યોને હાથ આવ્યો.

**મુળ રહેઠાણમાં આર્યની હાલત**—યુરોપની તથા હિંદની બોલી ઉપરથી પંડિતો અનુમાન કરે છે કે તેઓ મધ્ય એશિયામાં ખેડુત હતા, ગાય, ભેંસ, બળદ, વગરે પશુઓને પાળતા, રાંધીનું અનાજ જમતા, સુતાર, લુહાર, ને કડીઆનો ધંધો જાણતા.

લોકો નાઠ અને રોગથી હેરાન થતા, માટે તેમણે સો શિયાળા જી-વવાનું માગ્યું છે. શગોષ્ટ ઋતુમાંથી ખસ્યા; એ જણાવનારાને આપ-ણા લોકો બેસતા વર્ષને દહાડે ગણાતા જાય છે, તે આવું આસર છે.

## યુરોપીઅનની ને હિંદુની બોલીમાં મળતાપણું

હિંદુ, ઇંગ્રેજ, રોમન, ગ્રીક, વગેરેના પૂર્વજો પહેલાં મધ્ય એ-શિઆમાંથી જુદા પડેલા જણાય છે, કારણ કે તેમની બોલીમાં મ-ળતાપણું રહેલું છે.

| ગુજ. | સંસ્કૃત. | ઇંગ્રેજી. | લાટી. | પાર. | જર્મ. |
| --- | --- | --- | --- | --- | --- |
| માતા | માતૃ | મધર | માટર | માદર | મુતેર |
| ભાઇ | ભ્રાતૃ | બ્રધર | ફ્રાટર | બ્રાદર | બ્રોદ્ર. |
| પિતા | પિતૃ | ફાદર. | પાટર | પેદર. | ફાતેર. |
| સાત | સપ્ત | સેવન | સપ્ટેમ્ | હફ્તત્ | સબેલ |
| શાકર | શર્કરા | શુગર | શાકરમ્ | શક્કર | .... |

## યુરોપી અને હિંદી ધર્મનું મુળ એકજ છે.

(૧) વેદના કેટલાક દેવો, ગ્રીક અને રોમનના દેવોના મુળના હતા; અને હાલ પણ બંગાળાના બ્રાહ્મણો, ઇંગ્લાંડના પાદ્રીઓ, ત-થા મિસરના કાથોલીક પાદ્રીઓ, જે નામોથી દેવોને માનેછે, તે નામો આર્યે મૂળ ઉપરથી નીકળેલાં જણાય છે.

| સંસ્કૃત— | લાટીન— | ગ્રીક. |
| --- | --- | --- |
| દેવ | ડિઉસ | ઝીઉસ. |
| વરુણ | ઉરાનસ | ઓરાનોસ. |

(૨) હિંદુ અને યુરોપીઅન લોકોએ, મૂળ ભૂમીમાં પૈરાણીક વાર્તાઓ ઘણી સાંભળી છે, તેની આસર બેઉ લોકમાં સરખી થએ-લી જણાય છે.

હિંદી આર્યોનું પસરવું—વેદનો એક મંત્ર આર્ય કુળને પ્રથમ ખૈબરઘાટને માર્ગે સિંધુ નદી આગળ આવેલું જણાવેછે, બીજો મંત્ર, ત્યાંથી આગળ વધી પંજાબમાં પેઠેલું જણાવે છે, ત્યાં આગળ તેઓ ભટકતા મટી ખેતી કરવા લાગ્યા. પંજાબની પાંચ નદીઓથી તેમને પાકનો ફાયદો થયો. માટે એ નદીઓની આર્યોએ વેદમાં સ્તુતિ કરી છે; તેમજ હિમાલયની શાખાને રસ્તે તેઓ હિંદમાં પધાર્યા, માટે તે શાખાઓનાં પણ વખાણ કર્યા છે. પછી તેઓ ત્યાંથી આગળ વધી ગંગા અને જમના વચ્ચેના ફળદ્રુપ દુઆબમાં વસ્યા; અને ત્યાં આગળ તેમનો પરિવાર વધવાથી, તેઓ અયોધ્યા, બહાર, અને બંગાળામાં વસ્યા, એ પ્રમાણે ઉત્તર હિંદુસ્તાનમાં વસ્તી વધવાથી તેઓ વિંધ્યાચળ ઓળંગી દક્ષિણમાં વસ્યા, અને ત્યાંના અનાર્ય લોકને જંગલમાં હાંકી મુક્યા.

ઋગવેદ ઉપરથી હિંદની હાલત—ઋગ્વેદ એ હિંદમાં વસેલા આર્યોની હકીકત જણાવે છે. ઋગવેદને આર્યો અનાદિ એટલે ઇશ્વરે બનાવેલો માને છે. એ ગ્રંથ ક્યારે બન્યો, તેની બરાબર હકીકત જણાતી નથી. કેટલાક હિંદી પંડિતો ઇ. સ. પુ. ૩૦૦૦ વર્ષપર બનેલો માને છે. અને યુરોપી પંડિતો ખગોળ વિદ્યાના વર્ષ ઉપરથી એવું અનુમાન કરેછે કે, એ ઇ. સ. પુ. ૧૪૦૦ વર્ષપર બનેલો હોવો જોઇએ. ઋગ્વેદ સંહિતામાં ૧૦૧૭ સુકત અને તે સુકતમાં ૧૦૫૮૦ મંત્રો છે; એ મંત્રો ઉપરથી જણાય છે કે આર્યોમાં ઘણાં ગોત્ર હતાં. દરેક કુટુંબમાં પિતા હોય, તેજ ગોર કહેવાતો. રાજા ઠરાવવાનું કામ લોકોનું હતું, સ્ત્રીઓની હાલત ઉંચ પ્રકારની હતી. વેદનાં કેટલાંક સુકત સ્ત્રીઓએ લખેલાં હતાં. સતી થવાનો ચાલ નહોતો, વિવાહ એ પવિત્ર કામ ગણાતું. સ્ત્રીઓને માન મા

હતા. અને તેઓને સાથે રાખી દેવપૂજન કરતા. ઘરના વડીલને માન આપતા. અને તેની આજ્ઞામાં રહેતા. વરવહુ હળીમળીને ચાલતાં.

**વેદો ઉપરથી જણાતો આર્યનો સુધારો**—વેદે જણાવેલા આર્યોમાં સુતાર, લુહાર, સોની, કંસારા, હજામ અને બીજા કારીગરો હતા. તેઓ ઘોડે તથા રથે ચડીને લડતા, પણ એ વખતે યુદ્ધમાં હાથી વપરાતા નહિ. પશુ એમનું ધન ગણાતું. દંડ આપવામાં નાણા તરીકે ગાય આપતા, પેકુસ એટલે પશુના ટોળા ઉપરથી લાટીનમાં નાણા તરીકે પેકયુનીઆ શબ્દ નીકળ્યો, તેમજ આર્યોએ ધેનુ ( ગાય ) ઉપરથી ધન શબ્દ ભાષામાં વાપર્યો છે, વેદમાં વિગ્રહને માટે એક શબ્દ છે, તેનો અર્થ પણ તે ઉપરથી થએલો હોય, એમ જણાય છે. હમણાના લોકો ગોમાંસ ખાતા નથી, પણ વેદના લટું આર્યો ખાતા હતા. અને સોમનાથે વનસ્પતિનો દારૂ વાપરતા હતા.

**વેદના દેવો**—આર્ય લોક પૃથ્વી, સૂર્ય, અંધકાર, વૃષ્ટિ, વગેરે શકિતઓની દેવ તરીકે સ્તુતિ કરતા, વરસાદ આપનાર ઇંદ્ર, દેવની સૌથી વધારે સ્તુતિ કરતા, અને અગ્નિ દેવને ઇંદ્રથી ઉતરતો ગણતા. ઉષાદેવ પ્રભાત કરી સૌને જગાડેછે; અને પર્વતને ધ્રુજાવનાર મારુતદેવ છે. વેદમાં ઘણા દેવોની હકીકત છે; તેમાં ૩૩ મુખ્ય છે.

| | | |
|---|---|---|
| (૧) સૂર્ય | ૧ વાત | ૧ અદિતિ. |
| (૨) વિષ્ણુ | ૨ દ્યૌ | ૨ વિશ્વકર્મા. |
| (૩) સવિતા | ૩ નદ્યાદિ | ૩ હિરણ્યગર્ભ |
| (૪) આદિત્ય | ૪ તદનુસાર | ૪ પ્રજાપતિ. |
| (૫) ઉસુસ્ | ૫ પુષા | ૫ વાચ. |

| | | |
|---|---|---|
| (૬) આગ્ની | ૬ મિત્ર | ૬ પૃથિવીની. |
| (૭) સોમ | ૭ વસુ | ૭ વિશ્વદેવા |
| (૮) ઇંદ્ર | ૮ બ્રહ્મસ્પતિ | ૮ પુરૂષ. |
| (૯) મરૂત. | ૯ રૂદ્ર | ૯ પ્રત્યુસ |
| (૧૦) રૂદ્ર | ૧૦ વરૂણ | ૧૦ ધ્રુવ. |
| (૧૧) પર્જન્ય | ૧૧ યમ | ૧૧ અનિલ. |

**વેદમાં પરમેશ્વર વિષે વિચાર**—વેદના આર્યો પ્રકાશમાન દેવની એક ચિત્તે સ્તુતિ કરતા હતા. અને જે દેવની સ્તુતિ કરતા હતા, તેનેજ પરમેશ્વર માનતા હતા. ઇંદ્ર, સોમ અને વરૂણને પરમેશ્વર રૂપ ગણી પૂજતા હતા. વેદમાં ફક્ત પરમેશ્વરને ભજવાવિષે કહેલું છે, પરંતુ તે અસર બીજા દેવની પ્રાર્થના કરતાં બિલકુલ રહેતી નથી.

**પ્રભુ વિષે વેદને એક મંત્ર**—પ્રથમ એક સુવર્ણ બાળક જન્મ્યો, એવું યજુર્વેદ સંહિતાના એક મંત્રમાં કહેલું છે. અને તે બધાને મૂળ અવતરેલે પ્રભુ છે. તેણે પૃથ્વી, આકાશ, વગરે બનાવ્યાં છે. અને એની આજ્ઞા બધા દેવો માને છે; એણે અજવાળું અને હવા માણસના ઉપયોગ માટે બનાવ્યાં છે. તો હવે અમે કયા દેવને બળીદાન આપીએ? એવું કહેલું છે.

**વેદ જણાવેલી મુડદાં બાળવાની રીત**—અનાર્ય લોક પોતાનાં મુડદાંને પત્થરોની સમાધોમાં દાટતા હતા, પરંતુ ગ્રીક, ઇટાલિયન ને હિંદના આર્ય લોકો પોતાનાં મડદાંને ચિતામાં મુકીને બાળતા હતા, અને મરનારનું શુભ ઇચ્છવાને કેટલાક મંત્રો ભણતા હતા, જેવાકે- જે રસ્તે આપણા પૂર્વજો ગયા છે, તે રસ્તે તું જજે; જમરાજાને મળજે, કાઇના શરીરમાં જોડાઇ જજે; વગરે ઘણા શુ-

જુ મંત્રો બોલતા હતા.

ઋગવેદ તથા પાછલાં વેદશાસ્ત્ર—બ્રાહ્મણો એવો ઉપદેશ કરતા કે વેદ ઇશ્વર પ્રેરિત છે. અને પરમેશ્વરનું જ્ઞાન એ વેદ શબ્દ નો અર્થ છે.

૧ ઋગ્વેદ—એમાં દેવતાઓની સ્તુતિના મંત્રો છે. એ મંત્રો ભણનારને હોતા કહેછે. પાછળથી એ વેદની મતભેદને લીધે પાંચ શાખા થઇ.

૨ શામવેદ—એ ઋગ્વેદના મંત્રોને આધારે રચાયલો છે; એમાં સોમયજ્ઞમાં આવેલા દેવતાઓને ગાયનથી ખુશી કરવાના મંત્રો છે. એ મંત્રો ગાનારને ઉન્દાતા કહેછે. મતભેદને લીધે એ વેદની હજાર શાખા થઈ.

૩ યજુર્વેદ—એ ઋગ્વેદ મંત્રોને આધારે રચાયલો છે. તેમાં મોટા યજ્ઞો સંબંધીના મંત્રો છે. એ મંત્રો ભણવાનું તથા આહૂતિ કામ કરનારને અધ્વર્યુ કહેછે.

એના કૃષ્ણ યજુર્વેદ અને શુક્લ યજુર્વેદ એવા બે ભાગ છે. એ બે ભાગની મત ભેદને લીધે ૧૦૧ શાખા થઇ છે.

૪ અથર્વવેદ—એ ઋગ્વેદના તથા બીજા મંત્રોના આધારથી રચાયલો છે, એમાં બ્રહ્મજ્ઞાન સંબંધી વિચારો છે; એ વેદના મંત્રો ભણનારને ગોર કે બ્રહ્મા કહેછે. મતભેદને લીધે એ વેદની નવ શાખા થઇ.

બ્રાહ્મણ નામે ગ્રંથો—ઉપર કહેલા ચાર વેદમાંના દરેક વેદના ત્રણ ભાગો બ્રાહ્મણનામે ગ્રંથથી ઓળખાય છે (૧) સંહિતા (મંત્ર). એની અંદર પ્રાર્થનાની રીતિ છે. (૨) બ્રાહ્મણ. એમાં ઋષિઓને તથા ગ્રહસ્થોને વર્તવાની રીતિ બતાવી છે. (૩) ઉપનિષદ. એ-

માં પરમેશ્વર અને આત્મા સંબંધી વિચારો લખ્યા છે. આ ત્રણ ગ્રંથમાં યજ્ઞ અને પુરોહિતના કામ સંબંધી ઘણી હકીકત છે. અને આ ત્રણને વેદની પેઠે ઇશ્વર પ્રેરિત ગ્રંથ ગણ્યા છે. પાછળથી ઉપવેદ, શ્રુતિ, પુરાણ, સ્મૃતિ વગેરે ગ્રંથો થએલા મનાય છે.

### ચાર વેદના ચાર ઉપવેદો.

| ઉપવેદનું નામ. | હકીકત. | બનાવનાર. |
|---|---|---|
| ૧ આયુર્વેદ........ | એમાં વૈદ્યકની હકીકત છે.... | ધનવંતરી. |
| ૨ ગાંધર્વવેદ...... | એમાં ગાયની હકીકત છે...... | નારદ. |
| ૩ ધનુર્વેદ........ | લડાઇની વિદ્યા છે.......... | વિશ્વામિત્ર. |
| ૪ અથર્વેદ...... | ઘર બાંધવાની વિદ્યા છે....... | વિશ્વકર્મા. |

### વેદનાં અંગો.

વેદ શીખવવામાં નીચેનાં અંગો મદદ આપે છે.

| અંગનાં નામ. | શી હકીકત છે. |
|---|---|
| (૧) શિક્ષા...... | એમાં ઉચ્ચાર કરવાની રીતિ બતાવી છે. |
| (૨) કલ્પ...... | એમાં કર્મ કરવાની રીતિ બતાવી છે. |
| (૩) વ્યાકરણ..... | એમાં ભાષાના નિયમની હકીકત છે. |
| (૪) નિરૂક્ત...... | એમાં કઠણ શબ્દના અર્થની હકીકત છે. |
| (૫) જ્યોતિષ.... | એમાં ખગોળ અને ભૂગોળની હકીકત છે. |
| (૬) છંદ......... | એમાં પિંગળ સંબંધી હકીકત છે. |

**વેદોની વિદ્યા**...ચાર મુખ્ય વેદ, ચાર ઉપવેદ, અને બ્રાહ્મણનાં ખટશાસ્ત્ર મળી ચૌદ વિદ્યા ગણાય છે.

### અઢાર પુરાણો.

(૧) બ્રહ્મપુરાણ...એમાં સૃષ્ટિની ઉત્પત્તિ તથા બ્રહ્માની હકીકત છે
(૨) પદ્મપુરાણ...એમાં કમળમાંથી બ્રહ્માની ઉત્પત્તિ બતાવી છે.

(૩) વિષ્ણુ પુ૦...એમાં વિષ્ણુએ કરેલી જગતની રચના છે.
(૪) શિવ પુ૦...એમાં મહાદેવજી સંબંધી હકીકત છે.
(૫) લિંગ પુ૦...એમાં શંકર સંબંધી હકીકત છે.
(૬) ગરૂડ પુ૦...એમાં વિષ્ણુ અને ગરૂડનો સંવાદ તથા મરણોત્તર ક્રિયા બતાવી છે.
(૭) નારદીય પુ૦...એમાં નારદજી અને વિષ્ણુનો સંવાદ છે.
(૮) ભાગવત પુ૦...એમાં વિષ્ણુના ૨૪ અવતારની બીના છે.
(૯) અગ્ની પુ૦...એમાં અગ્ની નારાયણની ઉત્પત્તિ છે.
(૧૦) સ્કંધ પુ૦...એમાં કારતિક સ્વામીની ઉત્પત્તિ તથા તારકા સુરનો વધ છે.
(૧૧) ભવિષ્ય પુ૦...એમાં ભવિષ્યકાળનું વર્ણન છે.
(૧૨) બ્રહ્મવૈવર્ત પુ૦...એમાં વેદાંતનું વર્ણન છે.
(૧૩) માર્કંડેય પુ૦...માર્કંડ અને બીજા ઋષિઓનો સંવાદ તથા દેવીઓનાં ચરિત્ર છે.
(૧૪) વામન પુ૦...એમાં વિષ્ણુએ વામન અવતાર ધારણ કરીને બળીરાજાને ઠગ્યો. તે સંબંધી બીના છે.
(૧૫) વારાહ પુ૦...વરાહની ઉત્પત્તિ છે.
(૧૬) મત્સ્ય પુ૦...એમાં બ્રહ્માએ મચ્છા અવતાર ધારણ કરીને હયગ્રીવને માર્યો, તથા સત્યવર્તરાજાને બોધ આપ્યો.
(૧૭) કૂર્મ પુ૦...વિષ્ણુએ કચ્છાઅવતાર ધારણ કરીને સમુદ્રમાંથી ચૌદ રત્નો દેવોને આપ્યાં.
(૧૮) બ્રહ્માંડ પુ૦...એમાં જગતની હકીકત છે.

## બાવીસ સ્મૃતિયો.

મનુસ્મૃતિ...એમાં જગતની ઉત્પત્તિ, આશ્રમ, ધર્મ, મોક્ષ,

જીવગતિ વિગેરે બાબતોનું વર્ણન છે.

(૨) **યાજ્ઞવલ્કય સ્મૃ૦**...એમાં આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત સંબંધી હકીકત છે.

(૩) **વશિષ્ઠ**...એમાં ચાર જ્ઞાતિના ધર્મ તથા પ્રાયશ્ચિત વિધિ છે.

(૪) **ગૌતમ**...એમાં બ્રાહ્મણોના ધર્મ વર્ણવ્યા છે

(૫) **શાતાતપ**...એમાં પૂર્વ જન્મનાં કરેલાં શુભાશુભ કર્મનાં ફળ, તથા તેનાં નિવારણ વિધિ છે.

(૬) **દક્ષ**...એમાં દેવતાઓના યજ્ઞની હકીકત છે.

(૭) **લિખિત**...એમાં સૂતક સંબંધી હકીકત છે.

(૮) **શંખ**...એમાં ભક્ષાભક્ષના વિચાર છે.

(૯) **વ્યાસ**...એમાં તમામ વર્ણના ધર્મ છે.

(૧૦) **પરાશર**...એમાં ઋષિઓના તથા દાન પુણ્યના ધર્મોછે એ સ્મૃતિનું પ્રમાણ કળિયુગમાં વધારે ચાલે છે.

(૧૧) **કાત્યાયન**...એમાં કર્મકાંડ સંબંધી હકીકત છે.

(૧૨) **આપસ્તંબ**...એમાં સંસ્કાર સંબંધી બીના છે.

(૧૩) **સમવર્તિણક**...એમાં દાન મહિમાની બીના છે.

(૧૪) **વિષ્ણુ**...એમાં રાજાએ ગુન્હેગારને કેવી રીતે સજા કરવી, તે સંબંધી બીના છે.

(૧૫) **અત્રી**...એમાં શુદ્ધાશુદ્ધિની રીતિ છે.

(૧૬) **હારિત**...એમાં બ્રાહ્મણોની સંધ્યા વિધિ છે.

(૧૭) **અંગિરા**...એમાં પદાર્થની શુદ્ધાશુદ્ધિના ધર્મો છે.

(૧૮) **યમ**...એમાં ગરણોત્તર સંબંધી હકીકત છે.

(૧૯) **ઉશનસ**...એમાં શુક્રાચાર્યે દૈત્યને નીતિનો બોધ

આપ્યો છે.

(૨૦) બ્રહસ્પતિ...એમાં બ્રહસ્પતિએ દેવતાઓને નીતિનો બોધ આપ્યો છે.

(૨૧) ક્રતુ...એમાં યજ્ઞની હકીકત છે.

(૨૨) સુમન્તુ...એમાં ગ્રહસ્થાશ્રમની હકીકત છે.

**ચારનાતો**—જે આર્યોના કુળમાં મંત્ર અને પાઠ ભણાવવાનો નિયમ હતો; તે આર્યોને રાજાએ યજ્ઞ અને ધર્મ ક્રિયાનું કામ સોંપ્યું હતું, તે ઉપરથી પુરોહિત કે ગોર (બ્રાહ્મણ) ની જ્ઞાતિ ઉત્પન્ન થઇ. જે આર્યો રાજાને લડાઇમાં મદદ કરવા લાગ્યા; તેને રજપૂત (રાજપુત્ર) કે ક્ષત્રી કહેવાનો રીવાજ દાખલ થયો; અને જે આર્યો વેપાર કરવા લાગ્યા, તે વૈસ્ય. આ ત્રણ જાતો આર્ય કુળની હતી; અને તેમને દ્વિજ એટલે બેવાર જન્મેલા કહેતા. ચોથા શૂદ્ર કે અનાર્ય લોક ગુલામગીરીનું કામ કરતા; એમને દ્વિજ લોકો યજ્ઞમાં સામેલ કરતા નહિ; તેમજ વેદના મંત્રનો એક પણ અક્ષર તેમને કાને પડવા દેતા નહિ.

**બ્રાહ્મણોની વડાઇ**—ઉપરની ચારે નાતોમાંના ગોરે (બ્રાહ્મણોએ) એવો બોધ કર્યો કે, બ્રહ્માના મુખમાંથી બ્રાહ્મણ નીકળ્યા. બાહુમાંથી ક્ષત્રી; પેટમાંથી વૈસ્ય, અને પગમાંથી શૂદ્ર નીકળ્યા. ગોર પ્રજાના ઉપદેશક અને રાજાના મંત્રી હતા. ક્ષત્રીઓ દુશ્મનોથી દેશનો બચાવ કરતા. વેપાર અને હુન્નરનું કામ વૈશ્ય કરતા; અને શૂદ્ર ગુલામગીરીનો ધંધો કરતા.

**બ્રાહ્મણના આશ્રમ**—(૧) બ્રહ્મચર્ય અવસ્થામાં. બ્રાહ્મણોને પરણ્યા વગર ગુરૂ સેવા અને વિદ્યા અભ્યાસ કરવો પડતો. (૨) ગ્રહસ્થાશ્રમ અવસ્થામાં. પરણીને સંસારનો અનુભવ મેળવવો પડતો.

(૩) વાનપ્રસ્થ અવસ્થામાં. વનમાં જઇ કંદમૂળ ઉપર ગુજારો કરી ઇશ્વર ભક્તિ કરવી પડતી. (૪) સન્યસ્ત અવસ્થામાં. સંન્યાસી થતા અને પોતાનો આત્મા પરમાત્મામાં મળી જવા માટે યોગ સાધના કરતા હતા.

**હમણાના બ્રાહ્મણો**—ઇંદ્રિયજીત રહેવાનો તથા આત્મઅભ્યાસ કરવાનો નિયમ પૂર્વ કાળના બ્રાહ્મણોમાં હતો. એ નિયમ હાલના બ્રાહ્મણોમાં કંઇક છે. વટેમાર્ગુ મુસાફર કહે છે કે, બંદુકની ગોળી જેવાં માથાવાળાં અનાર્ય કરતાં, નાળિએરના આકારની ખોપરીવાળા બ્રાહ્મણોમાં વિશેષ સારો આચાર છે. હાલના બ્રાહ્મણ એવું કહેછે કે અમારામાં ઘણોજ શિષ્ટાચાર છે. પરંતુ એનું ખરૂં કારણ વંશપરંપરાથી ચાલતી કેળવણી તથા મિતાહાર છે.

**બ્રાહ્મણોની ધર્મ વિદ્યા**—જેમ જેમ બ્રાહ્મણો વિદ્વાન થતા ગયા, તેમ તેમ તેઓ એવું સમજવા લાગ્યા કે, સૂર્ય, વાયુ, ઉષા, મરૂત વગેરે દરેક દેવ પરમેશ્વર નથી, પરંતુ તે એક આદિ કારણથી ઉત્પન્ન થએલા હોવા જોઇએ. અને તેઓ કહેવા લાગ્યા કે દેવોમાં ઇશ્વરી અંશ છે, પણ તે ઇશ્વર નથી. આ વિચાર તેમણે બીજી નાતોમાં ફેલાવ્યો નહિ. પરંતુ તેઓને તો બધા દેવો ઇશ્વર તરીકે માનવા દીધા. અને પોતેતો દેવોને ઈશ્વરી અંશ ગણી માન આપવા લાગ્યા. જેમ જેમ તેઓ વિદ્વાન થતા ગયા, તેમ તેમ તેઓ એવું સમજ્યા કે, આરંભમાં એક વેદ, એક નાત, અને એક પરમેશ્વર હતો.

**હિંદુના ત્રણ મુખ્ય દેવ**—વેદોમાં દેવો સેળભેળ થઇ ગ..ા હતા, તેને ઠામે બ્રાહ્મણોએ એક દેવ અને તેનાં ત્રણ ગંભીર રૂપ ઠરાવ્યાં, (૧) બ્રહ્મા એ સરજાવનાર. ( ૨ ) વિષ્ણુ એ પાલન

—કરનાર. ( ૩ ) શિવ એ નાશ કરનાર. વિષ્ણુના દશ અવતાર છે. (૧) મચ્છ, (૨) કચ્છ, (૩) વરાહ, (૪) વામન (૫) ફરશુરામ, (૬) નરસિંહ, (૭) રામ (૮) કૃષ્ણ (૯) બુદ્ધ, (૧૦) કલંકી.

## બ્રાહ્મણોનાં તત્વજ્ઞાનનાં શાસ્ત્ર.

| નામ. | હકીકત. | બનાવનાર |
|---|---|---|
| સાંખ્ય | તત્વોની સંખ્યા તથા તેનું વર્ણન છે | કપિલ |
| યોગ | ઇશ્વરનું તથા તત્વોનું વર્ણન છે | પતન્જલી |
| પૂર્વ મિ૦ | કર્મકાંડની હકીકત છે | જૈમુની |
| ઉત્તર મિ૦ | જ્ઞાનકાંડની હકીકત છે | વ્યાસ. |
| ન્યાય | વાદવિવાદ તથા તત્વોનું વર્ણન છે | ગૌતમ |
| વૈશેષિક | પદાર્થ વિજ્ઞાન તથા તત્વોનું વર્ણન છે | કણાદ |

**હિંદની વિદ્યા**—ઇ૦ સ૦ પુ૦ ૨૫૦ વર્ષ પહેલાં હિંદમાં બે પ્રકારના મુળ અક્ષરો વપરાતા હતા. પરંતુ તે વખતના બ્રાહ્મણો, પોતાની વિદ્યા લખી રાખવા કરતાં મોઢે કરવામાં હોશિયાર હતા કારણ કે બધી વિદ્યા શ્લોકમાં હતી; તેથી તેમને ગોખી રાખવી સહેલી પડતી. વેદના મંત્રો પછી ગદ્ય લખવાનો રીવાજ નીકળ્યો હતો, પરંતુ બ્રાહ્મણોએ તો પદ્યમાં પુસ્તક લખવાની રીત શરૂ કરી, તેથી ફરીનેજ ગદ્યમાં લખવાનો રીવાજ ઓછો થયો.

**બ્રાહ્મણોનું જ્યોતિષ**—આકાશી પદાર્થોની ગતિ ઉપરથી બ્રાહ્મણો યજ્ઞનો દિવસ મુકરર કરતા હતા; તેમણે ઇ. સ. પુ. ૩૦૦૦ વર્ષ ઉપર સૂર્યનું અવલોકન કરી વર્ષના ૩૬૦ દિવસ ઠરાવ્યા;અને દરવરસે પા દિવસખૂટે તેને દર પાંચવરસે એક અધિક માસ ઠરાવ્યો હતો,તે આદ્યાપિ ચાલી આવેછે. તેઓમાં ચંદ્રની કળા અને આકાશી પદાર્થોનું જ્ઞાન હતું.

છતાં ઈ. સ. પુ. ૩૨૭ માં જ્યારે સિકંદરની સ્વારી આવી, ત્યારે ગ્રીકો પાસેથી રોગક ગત શીખવામાં શરમાયા નહિ. અને આગળ જતાં ગ્રીક લોકથી ચઢિયાતા થયા. બ્રાહ્મણોના ખગોળ વિદ્યામાં પાંચ ગત છે તેમાંના એકનું નામ રોગક ગત એટલે ગ્રીક વિદ્યા છે. ઇ. સ. ૯૦૦ ને સુમારે મુસલમાનોના હલ્લા શરૂ થયા, ત્યારથી એ વિદ્યાની પડતી થઇ. કાશી અને ઉજ્જન તેમનાં નિરિક્ષાસ્થલ હતાં; આર્યભટ અને ભાસ્કરાચાર્ય ખગોળ વિદ્યામાં હોશિયાર હતા. ભાસ્કરાચાર્યે ફક્ત વાંસની ભૂંગળીવડે ગ્રહો અને નક્ષત્રોના વેધ કર્યા હતા ઇ. સ. ૧૭૦૨ માં જયપુરના રાજા જયસિંહે ખગોળવેત્તા ડિલાહૈરને તારાની ટીપ સુધારી આપી હતી.

**બ્રાહ્મણોનું વૈદક**—હાલના બ્રાહ્મણો મડદાંને અડકવામાં છી ટકાર કરે છે. પરંતુ પહેલાંના બ્રાહ્મણો યજ્ઞ હોમ માટે વિદ્યાર્થીઓને પશુના કડકા કરવાનું કામ શીખવતા હતા. તેમજ પાટલા ઉપર માંસને ઠેકાણે મીણના થર કરીને, તેવડે તથા છોડવાની ડાળીવડે છેદવાની યુક્તિઓ શીખવતા હતા; તેઓ વૈદક શાસ્ત્રને ઇશ્વર પ્રેરિત માનતા હતા. વૈદકનું મોટામાં મોટું પુસ્તક આયુર્વેદ છે. અને તે પુસ્તકનો કર્તા પ્રજાપતિ તથા ધનવંતરિ હતા. વૈદકના જુના ગ્રંથનો કર્તા ચરક, શુશ્રુત, અને વાગભટ છે. ગ્રીક પાસેથી બ્રાહ્મણોને વૈદકનું જ્ઞાન થયું નથી; પરંતુ ગ્રીકોને વૈદકનું જ્ઞાન બ્રાહ્મણોવડે પએલું જણાય છે, ઇ. સ. ૮૦૦ માં એ વિદ્યા અરબસ્તાનમાં દાખલ થઈ, અને ત્યાંથી યુરોપમાં ફેલાઇ.

**વૈદકની પડતીનાં કારણ**—(૧) બ્રાહ્મણો લોહી માંસને અડકવામાં પાપ સમજવા લાગ્યા. (૨) બૌદ્ધ ધર્મ પડી ભાગવાથી ધર્માદા દવાખાનાં બંધ પડયાં. (૩) હિંદમાં નવા નવા પરદેશી વૈદ્યો

દાખલ થવા લાગ્યા. (૪) મુસલમાની રાજમાં હકીમોની સત્તા વધી અને તેમને પાદશાહી આશ્રય મળવા લાગ્યો.

**બ્રાહ્મણોનું સંગીત શાસ્ત્ર**—ઇ. સ. પુ. ૪૦૦ વરસ ઉપર બ્રાહ્મણોએ ગાયનની ખુબી શોધી કાઢી; શામવેદનો ઉપવેદ ગાંધર્વ વેદ છે; તેમાં સાત શૂર છે. (૧) નિષાદ (૨) રૂષભ (૩) ગાન્ધાર (૪) ષડ્જ (૫) મધ્યમ (૬) ધૈવત (૭) પંચમ. આ સાત શૂર ઇરાન, અને અરબસ્તાનમાં થઇ ઇ.સ. ના ૧૧ મા સૈકામાં યુરોપમાં દાખલ થયા; એમાંના દરેક શૂરને પાંચ રાગણીઓ છે, તેમાં કુલ રાગ ૮૪ છે, ને મુખ્ય રાગ ૩૬ છે. મુસલમાની અમલ વખતે ગાયનની કળાની પડતી થઈ. હમણા એની ચડતી કરવાને વડોદરામાં મહુલાબક્ષ નામે ગવૈયો કેટલાક તરૂણ જનોને આ કળા શીખવે છે.

**બ્રાહ્મણોનું ધર્મશાસ્ત્ર**—બ્રાહ્મણોએ બનાવેલા ધર્મ કાયદાને ધર્મ શાસ્ત્ર કહે છે. (૧) ઇ૦ સ૦ પુ૦ ૭૦૦ વર્ષ ઉપર ગૃહ્યસુત્ર બન્યું, (૨) ઇ૦ સ૦ પુ૦ ૫૦૦ વર્ષ ઉપર મનુસ્મૃતિ નામે ગ્રંથ બન્યો (૩) ઇ૦ સ૦ પુ૦ ૨૦૦ વર્ષ ઉપર યાજ્ઞવલ્કય સ્મૃતિ થઇ. એ ત્રણ કાયદાની ત્રણ શાખા કરેલી છે. (૧) આચારાધ્યાય, એમાં ગૃહસંસારના અધિકારો વર્ણવ્યા છે (૨) વ્યવહારાધ્યાય, એમાં ન્યાય પ્રકરણની રીત છે. (૩) પ્રાયશ્ચિતાધ્યાય, એમાં પાપ નિવારણ કરવાની તથા તપ કરવાની રીત બતાવી છે. આ કાયદાને બ્રાહ્મણોએ લગભગ ઇશ્વરી કાયદા જેવા ગણ્યા છે,

**બ્રાહ્મણોની કવિતા**—હિંદુ લોકને માટે બ્રાહ્મણોએ કાયદા બનાવ્યા, એટલું જ નહિ પણ, તેઓ તેમના કવિ પણ હતા. એમણે આર્ય યોદ્ધાઓના આબેહૂબ ચરિત્ર વિરરસ કાવ્યમાં વર્ણવ્યાંછે. એ કાવ્યોમાં બે અતિ પ્રસિદ્ધ છે. (૧) મહાભારત, એમાં હિંદુઓના

આર્ય રાજાઓની વાર્તા છે. (૨) રામાયણ, એમાં રામે લંકાપર કરેલી સ્વારીનું વર્ણન છે.

(૧) વિરરસકાવ્ય મહાભારત—આ કાવ્ય જગત્ પ્રસિદ્ધ છે; અને એનો કર્ત્તા વ્યાસ મુની માલુમ પડેછે. એ ઈ૦ સ૦ પુ૦ ૧૨૦૦ વર્ષ ઉપર રચાયલું ગનાય છે. એમાં બે લાખ વીસ હજાર લીટીઓ છે એ ઉપરથી એ કાવ્યના કદનો વિચાર તમારા મનમાં આવશે. એમાં પ્રખ્યાત કવિ હોમરના ઇલિયદથી લગભગ ૧૪ ગણી લીટીઓ છે. તેમજ કવી વર્જિલના ઇનિયડથી ૨૨ ગણી લીટીઓ છે. એમાં દિલ્હીના ભૂપતિઓની વાર્તા પદ્યમાં લખેલી છે.

મુખ્ય કથા—ચંદ્રવંશમાં પાંડુ અને ધૃતરાષ્ટ નામે બે ભાઇ હતા. તેમાં ધૃતરાષ્ટ આંધળો હતો, અને તેને ૧૦૦ દીકરા હતા, તે દરેક દિકરાનું નામ દ ઉપર હતું. પાંડુને યુધિષ્ઠર, અર્જુન, ભીમ, સહદેવ અને નકુળ નામના પાંચ દિકરા હતા. પાંડુ રાજાના મરણ પછી, એ પાંચને ધૃતરાષ્ટે ઉછેર્યા. અને વડા યુધિષ્ઠિરને તેના બાપનું રાજ્ય પાછું સોંપ્યું, તેથી દુર્યોધન અને તેના ભાઇઓ નાખુશ થયા, અને તેમણે પાંડુના દિકરા સાથે ઈ૦ સ૦ પુ૦ ૫૦૦૦ વર્ષ ઉપર પાણીપતના મેદાનમાં લડાઇ કરી, પણ તેઓ હાર્યા. ભારતમાં ૧૮ પર્વ છે.

## પર્વનો સહેજ સાર.

૧ આદિપર્વ—એમાં પાંડવ કૌરવની ઉત્પત્તિ વર્ણવી છે.

૨ સભા પર્વ—એમાં રાજસુયજ્ઞ તથા દ્યુતની બીના છે.

૩ વન—એમાં પાંડવો વનવાસ ગયા, તેની બીના છે.

૪ વિરાટ—એમાં પાંડવો ગુપ્ત રહ્યા, તેનું વર્ણન છે.

૫ ઉદ્યોગ—એમાં પાંડવોએ રાજ મેળવવાનો ઉદ્યોગ કર્યો.

૬ ભિષ્મ—એમાં ભિષ્મ અને અર્જુનની લડાઈ છે.

૭ દ્રોણ— દ્રોણ તથા દ્રષ્ટદ્યુમ્નની લડાઇ છે.

૮ કર્ણ—એમાં કર્ણ ને અર્જુનની લડાઇ છે.

૯ શલ્ય—શલ્યના યુદ્ધ સંબંધી બીના છે.

૧૦ સૈનિક—એમાં સેનાનું યુદ્ધ છે.

૧૧ સ્ત્રી—સ્ત્રીઓએ કરેલો વિલાપ છે.

૧૨ શાંતી—ભિષ્મપિતાએ યુધિષ્ઠિરને આપેલો બોધ છે.

૧૩ અનુશાસન—યુધિષ્ઠિરની રાજ્યનીતિ છે.

૧૪ અશ્વમેધ—યુધિષ્ઠિરે કરેલો અશ્વમેધ યજ્ઞ છે.

૧૫ આશ્રમવાસિક—આશ્રમમાં વર્તવાના ધર્મો છે.

૧૬ મોશલ્ય—યાદવોની યાદવાસ્થળી છે.

૧૭ મહાપ્રસ્થાનિક—સ્વર્ગમાં જવાની રીતિ છે.

૧૮ સ્વર્ગારોહણ—પાંડવોનું સ્વર્ગમાં જવું.

(૨). વીરરસકાવ્ય રામાયણ—આ જગત પ્રસિદ્ધ કાવ્યનો બનાવનાર વાલ્મીક કહેવાય છે અને તે ઇ૦ સ૦ પુ૦ ૧૦૦૦ વર્ષ ઉપર બનેલું મનાય છે. એમાં ૪૮૦૦૦ લોકો છે. સૂર્યવંસી રાજા રામચંદ્ર અને લંકાના રાજા રાવણ વચ્ચે થએલા યુદ્ધની એ કાવ્યમાં હકીકત છે.

મુખ્ય સાર—મિથિલા નગરીના જનક રાજાને સીતા નામે સદ્ગુણી પુત્રી હતી. તેને સારૂ યોગ્ય વર શોધવા માટે તે રાજાએ એક સ્વયંવર રચ્યો. અને તેમાં એક ધનુષ્ય મૂક્યું. કે, જે કોઇ આ ધનુષ્ય ઉપાડે, તેને સીતા પરણે. આ શુભ કાર્યને માટે જનક રાજાએ દેશ દેશના રાજાઓને આમંત્રણ મોકલી તેડાવ્યા હતા. પણ તે કામઠું ફક્ત શ્રીરામચંદ્રજી સિવાય બીજા કોઇથી ઉપાડી શકા-

શું નહિ. તેથી શ્રીરામચંદ્રજીને સીતાએ વરમાળા આરોપી. એ સીતાને લંકાનો રાજા રાવણ ઉપાડી ગયો. તેથી રામચંદ્રજીએ લંકાપર ચડાઇ કરી રાવણને મારીનાંખ્યો. અને તેના ભાઇ બિભિષણને લંકાની ગાદી આપી. આ કથાના મુખ્ય સાત ભાગ (કાંડ) પાડેલા છે.

## કાંડનો સહેજ સાર

(૧) બાળકાંડ—એમાં રામચંદ્રજીની ઉત્પત્તિ તથા સીતાના લગ્ન સંબંધી વિચાર છે.

(૨) અયોધ્યાકાંડ—એમાં રામચંદ્રજી વનવાસ જાય છે.

(૩) અરણ્ય—દંડકા અરણ્યમાં રામચંદ્રજીએ કરેલું ચરિત્ર છે.

(૪) કિષ્કિંધા—વાળીનું મૃત્યુ તથા સીતાના શોધની બીના છે.

(૫) સુંદર—હનુમાન લંકામાંથી સીતાને શોધી લાવે છે.

(૬) યુદ્ધ—રામ અને રાવણ વચ્ચે થએલી લડાઇની હકીકત છે.

(૭) ઉત્તરકાંડ—એમાં લવકુશની ઉત્પત્તિ વર્ણવી છે.

## રામાયણ ને મહાભારત પછીનાં વીરરસ કાવ્યો

(૧) રઘુવંશ—એમાં રઘુ રાજાના કુળનું વર્ણન આપેલું છે. આ ગ્રંથની ભાષા મધુર અને કઠિન છે. અને તેનો કર્તા મહાકવિ કાળીદાસ કહેવાય છે.

(૨) કુમાર સંભવ—એમાં કાર્તિક સ્વામીની ઉત્પત્તિ વર્ણવી છે. અને એનો કર્તા મહા કવિ કાળીદાસ કહેવાય છે.

(૩) માઘકાવ્ય—આ કાવ્યનો કર્તા માઘ કવિ છે, એમાં શિશુપાળ દૈત્યનો શ્રીકૃષ્ણજીએ વધ કર્યો, તે સંબંધી બીના છે.

(૪) નૈષધ—એમાં નળરાજાનું આખ્યાન છે આ કાવ્યનો કર્તા શ્રી હર્ષ કવિ છે.

(૫) કિરાત—એમાં મહાદેવજીની તથા અર્જુનની બીના છે.

આ કાવ્યનો કર્તા ભારવી છે.

(૬) કાદમ્બરી—એમાં ચંદ્રાપીડ રાજાનું તથા કાદમ્બરી નામે સ્ત્રીનું વર્ણન છે; આ કાવ્ય બાણભટ્ટે બનાવ્યું છે.

(૭) ઋતુ સંહાર—એમાં દરેક ઋતુનું વર્ણન છે, અને તે મહા કવિ કાળીદાસે બનાવેલું છે.

(૮) મેઘદૂત—યક્ષ લોકોનો અધિપતિ જે કુબેર; તેણે એક યક્ષને કંઈ કારણસર શાપ દીધો કે, તું બાર માસ સુધી તારી સ્ત્રીના વિયોગમાં રહેજે, તેથી યક્ષ પૃથ્વીપર આવીને વસે છે; અને તે પોતાની સ્ત્રીને વાદળાં (મેઘ) મારફત સંદેશા કહેવાનો વિચાર કરે છે. એ સંબંધી હકીકત આ કાવ્યમાં છે; એ કાવ્ય કવિની કલ્પના શક્તિ માટે નામીચું ગણાય છે. અને તે મહાકવિ કાળીદાસે બનાવેલું છે

(૯) વૈતાળ પચીશી—એમાં વિક્રમ રાજા અને વૈતાલનો સંવાદ છે, અને તે સોમદત્ત ભટ્ટે બનાવ્યું છે.

નાટક.

જુના વખતમાં મુગાં પ્રાણીઓના ચિન્હ ચાળા ઉપરથી નાટક નીકળેલું જણાય છે; ગ્રીક અને રોમનની પેઠે નાટકની ખુબી જાણનાર હિંદમાં જુના વખતથી છે. કાળીદાસે રચેલા શકુન્તલા નાટકને જોઇ પરદેશના લોકો ઘણો મોહ પામ્યા. અને એ નાટકનો ઇંગ્લેજે, ફ્રેન્ચે, જર્મને, અને ઇટાલિયને પોતાની ભાષામાં તરજુમો કર્યો. વળી એ નાટક ઉપરથી સર વિલ્યમ જોન્સે કાળીદાસને "હિંદુસ્તાનનો શેકસ્પિયર" એવો ખિતાબ આપ્યો છે વિક્રમની સભામાં નવ રત્ન હતાં, તેમાંના કાળીદાસે એ નાટક બનાવ્યું છે; રત્નોનાં નામ—૧ ધનવંતરિ ૨ ક્ષપણક ૩ અમરસિંહ ૪ શંકુ, ૫ વૈતાલ ૬ ઘટકર્પ ૭ કાળીદાસ ૮ વરાહ ૯ વૈરરુચિ.

૧ **શકુંતલા**—કાળીદાસનું પ્રખ્યાત નાટક શકુન્તલા કે ખોવાયાએલી વીંટી વિષે છે. હિંદુસ્તાનમાં ચંદ્રવંશનો દુસ્યંત નામે રાજા હતો. તે કણ્વ ઋષિને ત્યાં ઉછરેલી શકુન્તલા નામે કન્યાને ગાંધર્વ વિવાહથી પરણ્યો; અને હેતની નિશાની દાખલ શકુન્તલાને એક વીંટી આપી; પરંતુ શકુન્તલાને બ્રાહ્મણનો શાપ લાગવાથી, તે વીંટી ખોવાઈ ગઈ; પછી, પોતાના છોકરાને લઈને દુસ્યંત પાસે ગઈ. પરંતુ તેની પાસે વીંટી ન હોવાથી રાજા તેને ઓળખી શક્યો નહિ. એવામાં વીંટી જડી, અને બેઉ હળીમળીને રહ્યાં, તેમના પુત્ર ભરતના નામપરથી ભરતખંડ કહેવાય છે.

૨ **વિક્રમોર્વશી**—એમાં સ્વર્ગની વેસ્યા ઉર્વશી અને ચંદ્રવંશના રાજા પુરૂરવ વચ્ચેના પ્રેમની હકીકત છે. આ શૃંગાર રસનું નાટક મહાકવિ કાળિદાસે બનાવેલું છે.

૩ **મૃચ્છકટિક**—આ નાટકમાં નિરપરાધી ઉગરી જાય છે, અને અપરાધિને સજા થાયછે, તે સંબંધીની, તથા જુગારી રાજાની અને તેની પતિવ્રતા સ્ત્રી સંબંધીની હકીકત આવેછે; આ નાટકનો બનાવનાર શૂદ્રક નામે રાજા છે.

૪ **ઉત્તર રામ ચરિત્ર**—એમાં રામ દક્ષિણ તરફથી ઉત્તર તરફ જાયછે તેની, તથા રામ અને સીતાના પ્રેમની હકીકત છે.

૫ **રત્નાવળી**—એમાં રત્નાવળી નામે સ્ત્રીનું તથા વત્સ રાજાનું કામ ચરિત્ર જણાવ્યું છે; અને તે શ્રીહર્ષ નામે રાજાએ બનાવેલું છે.

૬ **પ્રબોધ ચંદ્રોદય**—વેદાંત મતને આધારે હિંદુ લોકમાં ચાલતા સંપ્રદાય, આ નાટકમાં ગોઠવ્યા છે. આ નાટકનો કર્તા કૃષ્ણ નામે બ્રાહ્મણ છે.

૭ માલતી માધવ—એમાં માલતી અને માધવના પ્રેમની હકીકત છે. પંડિતો આ નાટકને શકુન્તલાથી ઉતરતા દરજ્જાનું ગણે છે. ને તે ભવભૂતિ નામે કવિએ બનાવ્યું છે.

૮ મુદ્રારાક્ષસ—અપમાન કરવાથી બુરાં ફળ થાયછે, તે સંબંધી હકીકત આ નાટકમાં છે; અને તે પૃથુ મહારાજાના પુત્ર વિશાખદત્તે બનાવ્યું છે.

પશુવાર્તા—એને પંચ તંત્ર કે હિતોપદેશ કહેછે એનો કર્તા વિષ્ણુશર્મા પંડિત છે. છોકરાં રમુજી સાથે નીતિ શીખે, એટલા માટે એમાં પશુપંખીની ચમત્કારી વાતો દાખલ કરી છે. અને તેમાં મિત્રલાભ, મિત્રભેદ, સંધિવિગ્રહ, મળેલી વસ્તુનો નાશ થવો, વગર વિચાર્યું કામ, એવાં પાંચ પ્રકરણો છે. સુદર્શન નામે રાજાના છોકરાઓની જડ બુદ્ધિ મટાડવાને કવિએ આ ગ્રંથ બનાવ્યો હતો. એના તરજુમા અમેરિકા અને ઇંગ્લાંડમાં થયાછે, અને ત્યાં પણ એજ પ્રમાણે પશુઓની ચમત્કારી વાતો કહી છોકરાંની બુધ્ધિ કેળવે છે.

સંસ્કૃત કવિતા—બ્રાહ્મણોએ ધર્મનાં ઘણાં પુસ્તક કવિતામાં બનાવ્યાં છે. તેમાં ગીત ગોવીંદ નામનો ગ્રંથ મુખ્ય છે. એ ગ્રંથમાં અષ્ટપદીની ચાલ ઉપરથી રાધા કૃષ્ણનો વિલાપ વર્ણવ્યો છે, એ અષ્ટપદીઓ ગવૈયાઓ અનેક રાગ અને તાલમાં ઘણી મનોરંજક રીતે ગાય છે. ઇ. સ. ૧૨૦૦ માં એ પુસ્તક જયદેવે બનાવ્યું. એ જયદેવ પોતાના ગુરૂ પાસેથી પંદર દિવસનો પાઠ એકી વારેજ લેતો, તે ઉપર એનું બીજું નામ પક્ષધરમિશ્ર પડ્યું.

## પ્રકરણ ૫ મું.

### બુદ્ધ ધર્મ ઇ૦ સ૦ પુ૦ ૫૪૩ થી ઇ. સ. ૧૦૦૦ સુધી

**બુદ્ધ ધર્મનો ઉદય**—ઇ૦ સ૦ પે૦ ૬૦૦ વર્ષ ઉપર બ્રાહ્મણ ધર્મ સારા પાયા ઉપર સ્થાપન થયો હતો, ત્યાર પછી હિંદમાં બુદ્ધ નામે નવા ધર્મનો ઉદય થવા લાગ્યો. એ ધર્મનો પાયો નાંખનાર ગૌતમ, શાક્યસિંહ કે બુદ્ધ નામે પુરૂષ હતો. તે ઉપરથી એ ધર્મનું નામ બૌદ્ધ પડયું. એક હજાર કરતાં વધારે વરસ સુધી આ નવો ધર્મ, બ્રાહ્મણ ધર્મની ચડસાચડસીમાં રહ્યો. ઇ. સ. ના નવમા સૈકામાં એ ધર્મને હિંદમાંથી વિદ્વાન બ્રાહ્મણોએ હાંકી કાઢયો તોપણ એ ધર્મને માનવાવાળા એશિયા ખંડમાં ૫૦ કોટી માણસ છે. બીજા ધર્મો કરતાં દુનિયાં બૌદ્ધ ધર્મ માનનાર માણસો ઘણાછે.

**બુદ્ધનું જન્મ ચરિત્ર**—એ કપિલ વસ્તુના રાજા સુધોદનનો કુંવર હતો. પાછળથી એનું નામ બુદ્ધ એટલે અર્થજ્ઞાની પડયું. સુધોદન રાજા શક્ય લોકપર રાજ્ય કરતો હતો. અને એનું રાજ્ય કાશી ક્ષેત્રથી ૧૦૦ મૈલપર હિમાલયગ હતું. બુદ્ધને મુળથી ખુણેખોચરે બેસી વિચાર કરવાની ટેવ પડી હતી; જ્યારે એ પુખ્ત ઉમરે આવ્યો, ત્યારે એ હથિયાર વાપરવામાં ચાલાક માલુમ પડયો. એણે સ્વયંવરમાં જીત મેળવી ગોપા નાગની કન્યા સાથે લગ્ન કર્યું. થોડા વખત સુધી સંસારી મોજશોખમાં પડયો; પણ તેનું મન સંસારી બનાવોથી વૈરાગ્યવાળું થયું.

**વૈરાગ્ય ઉપજવાનાં કારણ**—(૧) એ એક વખતે બાગમાં જતો હતો, તે વખતે લાકડી પકડીને ધીમે ધીમે ચાલનાર ડોસો એના જોવામાંઆવ્યો; એ ડોસાનું કફથી ગળું રૂંધાઇ જવાથી ઘુ-

કર્કશ શબ્દ કહાડતો હતો; અને તેના મોંઢામાંબે ચાર દાંત કહીંગા કહીં આડા અવળા થઇ ગયા હતાં; તે જોઇ બુદ્ધને ખેદ થયો.

(૨) ફરીને તે એક વખત બાગમાં જતો હતો, એવામાં એક રોગી માણસને મળમુત્રમાં આળોટતો જોયો, અને તેના શરીરમાં ઘણી દુર્ગંધી ઉઠતી થએલી જોઇને બુદ્ધને એવું લાગ્યું કે સ્વપ્ના જેવું સુખ છે.

(૩) એક વખતે તેણે મડદાની પાછળ પેટ અને છાતી કુટવાં બૈરાં જોયાં. આવા કારણથી તેણે સંસાર છોડવાની તૈયારી કરવા માંડી; અને સંસારથી મુક્ત થએલા એક સાધુને સુખમાં જોઇને વિચાર કરવા લાગ્યો.

એવામાં એની સ્ત્રીને કુંવર સાંપડયો; એથી એના મનમાં ખેદ થવા લાગ્યો. કે મારાથી સંસારી જાળમાં સપડાઇ જવાશે; અને ધર્મ સાધના થશે નહિ. માટે તે પોતાની સ્ત્રીના દીવાવાળા ઓરડા આગળ થઇ; તેને તથા પુત્રને લાડ લડાવાની ઇચ્છા દબાઈ દઇ, વનમાં જવા ઘોડેસ્વાર થઇ નીકળી પડયો, પોતાની સાથે આવેલા ચાકરને ઘોડો તથા ઘરેણાં આપી કપિલ વસ્તુમાં પાછો મોકલ્યો, અને પોતે માથાના વાળ મુંડાવી નાંખ્યા. પોતાનો રાજ્યવંશી પોશાક ગરીબ માણસને આપી દીધો; પછી પોતે ફાટાં લુગડાં પહેર્યાં; આમ રાજવૈભવ, જુવાન સ્ત્રી; અને નાનો પુત્ર તજીદઇ સંસાર છોડયો, એ મહાવૈરાગ્ય બુદ્ધ પુસ્તકનો પ્રિય વિષય છે.

**વનવાસ ૩૦ થી ૩૫ વરસની ઉંમર સુધી:—**

પ્રથમ બુધ્ધે પટનામાં બે વિદ્વાન બ્રાહ્મણો પાસે રહી વિદ્યાભ્યાસ કર્યો; તે બ્રાહ્મણોએ બુદ્ધને શીખવ્યું કે, આત્માની શાંતિ દેહ દમન (તપ) થી થાયછે; તેથી બુદ્ધ ગયાજી પાસેના ઘાડા જંગલમાં પાંચ શિષ્યો સાથે તપ કરવા લાગ્યો; પરંતુ આત્માની શાંતિ થઇ

નહિ; માટે તેણે તપ છોડી દીધું, પછી તેને એવું સુઝ્યું કે, પહાડની ગુફામાં રહી દુઃખ વેઠવાથી મોક્ષ થવાનો નથી. પરંતુ માણસને ઉત્તમ બોધ દેવામાં મોક્ષ રહેલો છે; ત્યારથીજ બુદ્ધ સર્વજ્ઞ નામથી ઓળખાયો.

### જાહેર ઉપદેશ ૩૬ થી ૮૦ વરસની ઉમર સુધી.

જ્યારે બુધ્ધે કાશી પાસેના મૃગવનમાં જાહેર ઉપદેશ શરૂ કરવા માંડયો; ત્યારે પ્રથમ જ્ઞી શિષ્યો દાખલ થવા માંડી. પછી ત્રણ માસની અંદર બીજા ૬૦ શિષ્યો ભેગા થયા. ચોમાસામાં અમુક ઝાડીવાળી જગ્યામાં રહી બોધ કરતો હતો; અને બાકીના આઠ માસ મુસાફરી કરતો હતો; મગધ દેશના બિમ્બીસાર નામે તક્ષક રાજાને બોધ કરી શિષ્ય બનાવ્યો; ત્યારપછી મોટા મોટા શાહુકારો, કુલીન સ્ત્રીઓ અને કારીગર વર્ગ દાખલ થયો. એમ એ ધર્મમાં પાણીના પૂરની પેઠે માણસની સંખ્યા દાખલ થવા મંડી; પછી માથું મુંડેલું, ભગવાં વસ્ત્ર, અને તુમ્બી પાત્ર સાથે પોતાના બાપના મહેલમાં ગયો; એના ઘરડા પિતાએ એનો બોધ માનપૂર્વક સાંભળ્યો; તેમ એની વહાલી સ્ત્રી બૌદ્ધ આરજાઓમાં દાખલ થઇ. અને વહાલો કુંવર શિષ્ય વર્ગમાં દાખલ થયો.

### બુદ્ધના છેલ્લા બોલ અને તેનું મરણ.

બુધ્ધે ૩૦ મા વરસથી મહાત્યાગ લીધો, ૩૬ મા વરસથી પ્રસિદ્ધ ઉપદેશ કરવા માંડયો; અને ૪૪ વરસ સુધી લોકને ઉપદેશ કર્યો. મરતી વખતે શિષ્યોને ભેગા કરીને કહ્યું કે, ઉમંગી થજો, "જાગ્રત થજો" 'વિચારવાન થજો, પોતાના અંતઃકરણમાં દૃઢ નિધાર રાખજો' જે માણસ પોતાના શાસ્ત્રમાં કહેલી નીતિ પાળેછે અને હિંમત હારતો નથી; તે માણસના દુઃખનો છેડો આવેછે. (બાવગામર

તરેછે.) એ રીતે બોધ દેવામાં અને એક રડતા શિષ્યનાં આંસુ લોઇ તેને દિલાસો આપવામાં, રાત ગાળી. મરતી વખતે છેલ્લું વચન એવું બોલ્યો કે, તમો "ઉદ્યોગથી મોક્ષ મેળવજો" ૮૦ વરસની ઉમરે ઈ૦ સ૦ પુ૦ ૫૪૩ માં વડની છાયા નીચે શાંતપણે ગુજરી ગયો.

## બૌદ્ધ ધર્મમાં મોક્ષ મેળવવાના નિયમ. (મુળતત્વ)

એ મુળતત્વની અંદર કર્મ અને આત્માના નિયમનો સમાવેશ થાયછે.

કર્મના નિયમ—(૧) મોક્ષ મેળવવામાં સઘળા માણસને સરખી સત્તા છે. (૨) કલ્પિત દેવોને માનવાથી મોક્ષ નથી પણ પોતાના કર્મ વડે છે. ( ૩ ) અજામેધ, અશ્વમેધ વગેરે યજ્ઞ તથા પશુ હિંસા કરવીનહિ. (૪) ત્રણ ભવમાં માણસની અવસ્થા તેના કર્મનું ફળ છે. (૫) એમ જ્યારે ત્રણે કાળમાં આપણું શુભ કલ્યાણ આપણા હાથમાંજ છે, તો પછી પરમેશ્વરની શી જરૂર છે. (૬) આ ભવમાં સુખ દુઃખ મળેતો, તે પાછલા ભવનું અનિવાર્ય ફળ છે. (૭) આ ભવમાં જેવાં કામ કરીશું, તે પ્રમાણે આવતા ભવમાં સુખ દુઃખ પામીશું.

આત્માના નિર્વાણના નિયમ—(૮) આ દુનિયામાં પ્રત્યેક માણસને થોડું ઘણું દુઃખ ભોગવવું પડે છે; તો દરેક સ્ત્રી પુરૂષનો ધર્મ છે કે તેણે પોતાનો જન્મ મરણનો ફેરો ટાળવો; એને બુદ્ધ નિર્વાણ કે મોક્ષ કે વિરામ કહે છે. કેટલાક પંડિતો નિર્વાણ શબ્દનો એવો ખુલાસો કહે છે કે, દીવાની માફક આત્માનું હોલવાઇ જવું. (ફરી જન્મવું નહિ) વળી કેટલાક કહે છે કે જુદા જુદા ભવનાં પાપ, દુઃખ અને સ્વાર્થનું સમી જવું; એ આત્માનો છેલ્લો નિર્વાણ કે વિરામ છે. (૯) માણસ મન, વાચા અને કર્મથી ચોખ્ખો હોયતો સારી ગતિ પામે, એટલે જેવું વાવે, તેવું લણે. (૧૦) આ-

બ્રાહ્મણોની પેઠે યજ્ઞ કરવો નહિ; પણ સંયમ ( ઇંદ્રિ વશ રાખવી. ) અનુષ્યતર દયા, ચેતન પ્રાણીઓના જીવને માન આપવું.

**બૌદ્ધ ધર્મ જલદી ફેલાવાનાં કારણ**—( ૧ ) બ્રાહ્મણોએ પોતાનો ધર્મ દ્વિજ જાતીને માટે રાખ્યો હતો; પરંતુ બૌદ્ધ ધર્મનો બધા નાતોને માટે હતો. (૨) બુધ્ધે મફત ઉપદેશ કરવાને જતીઓ નીમ્યા. (૩) તેણે શિષ્યોને એવું કહ્યું કે, તમારે સત્ય માર્ગે ચાલવું, અને માણસ સત્ય માર્ગે વળે એવો ઉપદેશ કરવો. (૪) પોતે બોધ કરતો હતો, એટલુંજ નહિ; પણ પોતાના ૬૦ શિષ્યોને ધર્મ ફેલાવવાને પરદેશ મોકલ્યા. (૫) તલવારથી નહિ, પણ બોધથી પાણીના પુરની પેઠે એ ધર્મ ફેલાયો. (૬) એ ધર્મનાં સૂત્રો માણસના મનના વલણને ઘણાં પસંદ પડતાં હતાં.

## બૌદ્ધ સભાઓ.

(૧) ઇ૦ સ૦ પુ૦ ૫૪૩ માં પાંચસેં શિષ્યોની સભા ભરાઇ. તેણે બુદ્ધના વચનના ત્રણ ભાગ પાડયા. (૧) બુધ્ધે કહેલાં વચન, (૨) નીતિના નિયમ (૩) ધર્મના નિયમ.

( ૨ ) ઇ૦ સ૦ પુ૦ ૪૪૩ માં બીજી સભા મળી, તેણે બૌદ્ધ ધર્મને વધારે માનનારા અને ઓછા માનનારાને એકત્ર કર્યા.

( ૩ ) ઇ૦ સ૦ પુ૦ ૨૪૪ માં અશોકે એક હજાર બુદ્ધ વડીલોની સભા પટનામાં બોલાવી; ને બુદ્ધના ઉપદેશને નામે પોતાનો મત જાહેર કરનારને અટકાવ્યા.

(૪) ઇ૦ સ૦ ૪૦ કનિષ્કે બૌદ્ધ સભા બોલાવી, ને એ ધર્મનાં પુસ્તકોની શોધ કરાવી. કનિષ્કની સભાનો ઠરાવેલો ગ્રંથ ઇ. સ. ૬૭ માં ચીનમાં દાખલ થયો.

(૫) ઇ૦ સ૦ ૬૩૪ માં શિલાદિત્યે એક મોટી બૌદ્ધ સભા

બોલાવી; એ સભામાં બૌદ્ધ અને બ્રાહ્મણ ધર્મ વચ્ચે તથા કલિંગ ને અને અશોકનો ધર્મ માનનાર વચ્ચે વાદવિવાદ ચાલ્યો.

## બૌદ્ધ ધર્મી રાજાઓ.

**(૧) બિમ્બીસાર—**બૌદ્ધ ધર્મમાં પહેલ વહેલો મગધ દેશનો બિમ્બીસાર નામે તક્ષક રાજા દાખલ થયો; એની ધ્વજા ઉપર સર્પ ચિન્હ હોવાથી આર્ય લોકો તેને તક્ષક કહેતા, એ રાજાએ ધર્મે બૌદ્ધ મે પોતાની રૈયતમાં એ ધર્મ દાખલ કર્યો. તક્ષક વંશ પછી નંદ વંશના રાજા થયા, છેલ્લા નંદ પાસેથી તેના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે રાજ્ય જીતી લીધું, ચંદ્રગુપ્તના રાજ્યને મૌર્ય રાજ્ય કહે છે.

**(૨) અશોક—**એ ચંદ્રગુપ્તનો પૌત્ર હતો; એનું બીજું નામ પ્રિયદર્શી હતું. ઈ. સ. પુ. ૨૫૭ માં એ રાજા બૌદ્ધ ધર્મમાં દાખલ થયો; એણે ૬૪૦૦૦ ગોરજીઓને આશરો આપ્યો હતો. તેમજ એ ધર્મના ગોરજીઓને માટે ઘણા અપાસરા બનાવ્યા હતા; એટલુંજ નહિ પણ એ ધર્મને રાજ્ય ધર્મ બનાવવા માટે પાંચ ઉપાય કર્યા (૧) બૌદ્ધ ધર્મનો નિર્ણય કરવાને સભા ભરાવી. (૨) એ ધર્મનાં મુળતત્વો શિલા ઉપર કોતરાવ્યાં. (૩) એ ધર્મને ચોખ્ખો રાખવાની તજવીજ વાસ્તે અગલદાર નીમ્યા. (૪) ધર્મનો ઉપદેશ કરવાને ગોરજી નીમ્યા. (૫) બૌદ્ધ પુસ્તકોનું શોધન કરાવ્યું. એ રાજાએ ૪૦ વર્ષ સુધી રાજ્ય કર્યું; એ મુદતમાં એણે ઘણાં કામો કર્યાં. (૧) ઈ૦ સ૦ પુ૦ ૨૪૪ માં બૌદ્ધ વડીલોની ત્રીજી સભા બોલાવી; ને બુદ્ધને નામે ઠગાઈ કરનાર લુચ્ચાઓને અટકાવ્યા. (૨) એ ધર્મને ચોખ્ખો રાખવાને ગોરજી ઠરાવ્યા. (૩) જાહેરનામામાં એ ધર્મનાં મુળતત્વો પ્રગટ કર્યાં. (૪) ન્યાય ખાતામાં ધર્મસાફદારો નીમ્યા. (૫) માણસોને માટે બાગ,

ધર્મશાળાઓ, રસ્તા કૂવા, અને જનાવરોને માટે ધર્મશાળાઓ કરાવી. (૬) રૈયતની નીતિ ઉપર તપાસ રાખવાની અને તેને સુધારવાની ગોઠવણ કરી. (૭) માગધી ભાષામાં એ ધર્મના શાસ્ત્રનો સંગ્રહ કરાવ્યો. (૮) દેહાંત દંડની સજાબંધ પાડી. (૯) વેપાર, ન્યાય, કેળવણી, ધર્મ, અને નીતિને ઉત્તેજન આપ્યું.

(૩) કનિષ્ક—એ રાજા સિથિયન જાતનો હતો, એનું રાજ્ય ભરતખંડના વાયવ્ય ભાગમાં, તિબેટમાં, કાબુલમાં અને ખોકાન સમીપમાં હતું. ઈ૦ સ૦ ૪૦ માં બૌદ્ધ ધર્મની ચોથી સભા એ રાજાના હાથનીચે ભરાી હતી. કનિષ્કે ચીન અને તાર્તરીમાં બૌદ્ધ ધર્મ ફેલાવ્યો; તેથી તેનો ઉત્તર સંપ્રદાય કહેવાય છે; તેમજ એ ધર્મને અશોકે દક્ષિણમાં ફેલાવ્યો, માટે અશોકનો દક્ષિણ સંપ્રદાય કહેવાય છે. તિબેટ, ચીન, અને જાપાનમાં જે બૌદ્ધ ધર્મનાં શાસ્ત્રો છે, તે કનિષ્કનું રચેલું ભાષાન્તર છે. ઇ૦ સ૦ પુ૦ ૨૪૪ માં અશોકનો પુત્ર દક્ષિણના બૌદ્ધોનું શાસ્ત્ર લંકામાં લઇ ગયો; અને ત્યાંથી બ્રહ્મદેશ ને પુર્વ આર્કીપેલેગોના ટાપુઓમાં ફેલાયું.

(૪) શિલાદિત્ય—ઇ. સ. ૬૩૦ માં કનોજની ગાદીએ શિલાદિત્ય નામે રાઠોડ રાજા રાજ્ય કરતો હતો. એણે ૬૩૪ માં બૌદ્ધ ધર્મ ફેલાવવા માટે એક સભા બોલાવી હતી; એ સભામાં ૨૧ ખંડિયારાજા, વિદ્વાન ગોરજી તથા બ્રાહ્મણો આવ્યા હતા, આ સભા એકલાં બૌદ્ધ ધર્મનાં મુળતત્વો માટે નહોતી, પણ જુદા જુદા ધર્મો વાળાના વાદવિવાદને માટે હતી. પ્રથમ બૌદ્ધ પંડિત અને બ્રાહ્મણો વચ્ચે વાદવિવાદ ગયો; પછી કનિષ્કના અને અશોકના ગ્રંથો માનનાર વચ્ચે વાદવિવાદ થયો હતો, છેવટે બંનેના મતો એ રાજાએ કબુલ રાખ્યા.

**શિલાદિત્યની ખેરાત**—હ્યુએનત્સાંગ નામે ચીનો જાત્રાળુ કહે છે કે, શિલાદિત્ય દર પાંચ વરસે પોતાનો તમામ ખજાનો ધર્મદાન કરવામાં ખરચી નાંખતો. અને ગંગા જમના આગળનાં પવિત્ર ક્ષેત્રોમાં રાજરાણાના અને લોકના સમુદાયને ૭૫ દિવસ સુધી જમાડતો હતો. કંઇ પણ ભેદ ગણ્યા વગર જુદા જુદા ધર્મના સાધુઓને પોતાના મહેલની દોલત વહેંચી આપતો હતો, અને ઓચ્છવને છેલ્લે દિવસે પોતાનો રાજવંશી પોશાક પણ ગરીબ માણસને આપી દેતો, અને પોતે બુદ્ધની પેઠે કોઈ ભીખારીનાં ફાટાં તુટાં વસ્ત્ર પહેરી બુદ્ધનો મહાવૈરાગ્ય સંભારતો હતો.

**નલન્દનો અપાસરો**—આ અપાસરામાં દશ હજાર બૌદ્ધ જતીઓ લાડુ તથા દાળી રોટી જમી વિદ્યાભ્યાસ કરતા હતા. એ જતીઓનું પોષણ શિલાદિત્ય અને બીજા રાજાઓ કરતા હતા. આ અપાસરામાં તેઓ વૈદ્યક, કાયદા, ધર્મશાસ્ત્ર અને તત્વજ્ઞાનનો અભ્યાસ કરતા હતા. આ અપાસરો પુરાવો આપે છે કે હિંદના બે ધર્મોમાંનો બૌદ્ધ ધર્મ ચડતી હાલતમાં હતો.

**પ્રજામાં સામાન્ય બૌદ્ધ ધર્મ**—અશોક અને કનિષ્ક બૌદ્ધ ધર્મને રાજ્ય ધર્મ બનાવ્યો; એ ધર્મમાં બાપની આજ્ઞા પાળવી પશુપર માયા રાખવી, ધર્મ ગુરૂને પૂજ્ય ગાનવા; વગેરે આજ્ઞાઓ છે, તેમજ માણસ જાતના વિભાગ નાત પ્રમાણે નહિ, પણ તેમના પુણ્ય પ્રમાણે કર્યા છે. યજ્ઞ કરવાની એ ધર્મમાં મના છે; ચાટે યજ્ઞનને ઠામે મરી ગએલા સંતોના હાડકાની પૂજા કરે છે. પ્રથમ એ ધર્મમાં દહેરાં નહોતાં, પણ ગોરજી અને આરજાઓના અપાસરા હતા; અને તેમાં મુખ્ય ગોરજીના દાંત કે હાડકા ઉપર બાંધેલી સમાધ તથા માળા અને ઘંટ હતાં.

**બુદ્ધના અસ્તિત્વનો ઇનકાર**—(બુદ્ધ હતો નહિ.) પૃથ્વી પરના ઘણા દેશો હાલ પણ બૌદ્ધ ધર્મ પાળે છે; છતાં કેટલાક પંડિતો કહે છે કે બુદ્ધ જાતે થયો નથી; ને તેનો કાળપર નક્કી કરવા શકાતો નથી. બુદ્ધ એ નામ કોઇ પુરૂષનું નથી; પણ તેનો અર્થ માત્ર જ્ઞાની છે. એ ધર્મ કપિલ મુનીના સાંખ્ય મતને આધારે બનેલો છે; અને એ મુનીના વાસ ઉપરથી બુદ્ધનું જન્મ નગર કપિલવસ્તુ માનેલું છે; વળી કપિલ મતમાં માયાનો વાદ છે, તે ઉપરથી બુદ્ધની માનું નામ માયાદેવી ઠરાવ્યું છે, આ ઉપરથી એટલુંજ જણાય છે કે, એ ધર્મ એક માણસથી ઉત્પન્ન થયો નથી. પરંતુ બ્રાહ્મણોના તત્વજ્ઞાન અને ધર્મ ઉપરથી બનેલો છે; પણ બૌદ્ધ ધર્મીઓ તો બુદ્ધનો પાછલો દાંત કયાંને વળગી રહ્યા છે.

**બૌદ્ધ ધર્મી દેશો.**

હમણાના વખતમાં દુનિયા ઉપર મુખ્ય ત્રણ (બૌધ્ધ મુસલમાન ખ્રીસ્તિ) ધર્મો છે; તેમાં બૌધ્ધ ધર્મ માનનારની સંખ્યા ઘણી વધી પડી છે. પૃથ્વી ઉપર ૫૦ કરોડ એટલે આખી દુનિયાની વસ્તીના હજાર માણસોમાં એ ધર્મ માનવાવાળાં ૪૦૦ માણસો જડી આવે છે. લંકા, બ્રહ્મદેશ, શિયામ, પુર્વઆર્કિપેલેગો, ચીન, જાપાન, માંગોલીયા, માન્ચુરીઆ, તુર્કસ્તાન, વગરે દેશો એ ધર્મ તળે આવી ગયા છે.

**બૌદ્ધ ધર્મની પડતીનાં કારણ**—(૧) અશોક પછીના માગધી રાજાઓ નબળા નીકળ્યા, તેથી એ ધર્મને રાજાઓ તરફથી ઉત્તેજન મળ્યું નહિ. (૨) વિદ્વાન બ્રાહ્મણોને અગ્નીકુળના રાજાઓ તરફથી ઉત્તેજન મળ્યું. (૩) બ્રાહ્મણોએ એ ધર્મ તોડી પાડવા માટે પોતાના વેદ ધર્મમાં લોકની મરજીને અનુસરતો સુધારો કર્યો.

બૌદ્ધ ધર્મ વખતે બ્રાહ્મણ ધર્મનો નાશ થયો નહોતો. હિંદમાંથી બૌદ્ધ ધર્મે બ્રાહ્મણ ધર્મને હાંકી કાઢયો નહોતો, એ બંને ધર્મો ઇ૦ સ૦ ૨૫૦ થી ઇ૦ સ૦ ૧૦૦૦ સુધી જોડે જોડે રહ્યા, તેમાં કેટલેક ઠેકાણે બૌદ્ધધર્મનો વાવટો ફરકી રહ્યો હતો; તે વખતે પણ બ્રાહ્મણ ધર્મનો નાશ થયો નહોતો; હોએનથ્સાંગ નામે ચીનો જાત્રાળુ લખેછે કે, બૌદ્ધ ધર્મના મઠો અને બ્રાહ્મણ ધર્મનાં દહેરાં નજીક નજીક હતાં.

બ્રાહ્મણ ધર્મના જયનાં કારણ—ઇ૦ સ૦ ૮૦૦ પછી બ્રાહ્મણ ધર્મનું જોર પાણીના પુરની પેઠે વધવા લાગ્યું, વિદ્વાન બ્રાહ્મણોની ઉસકેરણી તથા ધર્મના જુના વિચારોના ફેરફારને લીધે, એ ધર્મની ચડતી થવા લાગી. (૧) બૌદ્ધ ધર્મમાં મોક્ષ મેળવવા માટે ઉપવાસ, દેહદમન, આત્મસંયમતા વગેરે નિયમો ઘણા અઘરા હતા; તેને ઠામે બ્રાહ્મણોએ મોક્ષના સહેલા નિયમ ઠરાવ્યા. તેઓ કહેવા લાગ્યા કે, ઇશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ અને સદાચાર મોક્ષનાં સાધન છે. (૨) ઇશ્વર ઉપર આસ્થા બેસવાને દેવની મુર્તિઓ દાખલ કરી. (૩) પશુ હોમવાની રીત કાઢી નાંખી. (૪) દેવ દેવીઓના વ્રત માટે ઉપવાસ કરવાની સહેલી રીતો કાઢી (૫) પ્રાચીન વેદ ધર્મની ત્રિપુટી સુર્ય, ઇંદ્ર અને અગ્નીની જગ્યાએ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રિપુટી દાખલ કરી, (૬) દેવો ઉપર આસ્થા બેસાડનાર પુરાણ વગરે નવાં પુસ્તકો થયાં. દશમા સૈકામાં કાસ્મીર અને ઓરીઆમાં બૌદ્ધ ધર્મ ચાલતો હતો; પરંતુ મુસલમાનોના આવતા પહેલાં એ રાજ્યોએ પણ એ ધર્મ છોડી દીધો.

બૌધ્ધ શાખા—એ ધર્મની ત્રણ શાખા છે; (૧) જૈન. (૨) ઢુંઢીઆ (૩) દીપક. તેમાં મોટી શાખા જૈન છે. એ શાખાને મા-

નનારા શ્રાવક લોકો છે. તેઓ કઠણ નીતિ પાળેછે, એ ધર્મમાં પાંચ લાખ માણુસો છે; તેઓ યજ્ઞનો અનાદર કરેછે; જગતને અનાદિ માનેછે, અને જગતના બનાવનારનો ઇનકાર કરેછે તિર્થંકરોને વેદના દેવોથી ઉત્તમ ગણેછે; જીવદયા પાળેછે, અને ત્રણે કાળમાં પોતાની અવસ્થા કર્મ ઉપર માનેછે ત્રણે કાળમાં થઇ ગએલા તિર્થંકરો એટલે જીનોને તેઓ માનેછે; તે ઉપરથી એ ધર્મનું નામ જૈન પડયું, જૈનો એવું માનેછે કે, ગયા વખતમાં ૨૪ તિર્થંકરો થઇ ગયા, વર્તમાનમાં ૨૪ થયા છે, અને ભવિષ્યકાળમાં ૨૪ થશે, તેમના દહેરામાં તિર્થંકરોની મોટી મોટી મુર્તિઓ છે. જૈન લોકોમાં પણ બે ભેદ છે, શ્રાવક અને યતિ—એ લોકમાં જ્ઞાતિ ભેદ નથી, પણ તેઓ જ્ઞાતિને બદલે ગોત્રને માને છે. જૈનોના પ્રથમ તિર્થંકર ઋષભદેવજી થયા, તેના પછી તેવીસમા પાર્શ્વનાથ ને ચોવીસમા મહાવીર થઇગયા.

**હાલ હિંદમાં બૌદ્ધ ધર્મની હાલત**—બ્રહ્મદેશમાં ૩૦ લાખ માણુસ એ ધર્મ માને છે અને બ્રિટિશ હિંદના બાકીના મુલકોમાં ૧૬૭૦૦૦ બૌધ્ધ ધર્મી લોક છે. એ ધર્મની મોટી શાખા જૈન છે; અને તેનું વર્ણન પાછળ આપ્યું છે. હાલ આખા બ્રહ્મદેશમાં જે પધ્ધતિએ કેળવણી અપાય છે; તે પધ્ધતિ બૌદ્ધ મઠો ઉપરથી ઘડી કાઢવામાં આવી છે. ઇંગ્લાંડમાં ગરીબ લોકોને પાળવાના કાયદા છે, તેને બદલે હિંદમાં દાન આપવાનો રીવાજ છે; તે બૌધ્ધ અસર જણાય છે. વળી વૈષ્ણવ માર્ગવાળા વિધવા સ્ત્રીઓને આસરો આપે છે; તેમાં પણ એ અસર માલુમ પડે છે.

જૈનો નવ તત્વને માનેછે જીવ, અજીવ, પુન્ય, પાપ, આશ્રવ, સંવર નિર્જરા, બંધ, મોક્ષ, જૈનોમાં હેમાચાર્ય અને મેરૂતંગ વિદ્વાન થઇ ગયા.

# પ્રકરણ ૬ ઠ્ઠું.

## ગ્રીક રાજા ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ થી ૧૬૧ સુધી.

## હિંદનું જ્ઞાન આપનાર બહારનાં સાધન.

(૧) ગ્રીક કવિ હોમર કહેછે કે, હિંદ અને ભૂમ્ય સમુદ્ર વચ્ચે જુના વખતથી વેપાર ચાલતો હતો; એ વેપારની સાબીતિ બતાવા માટે એણે વેપારની ચીજોનાં સંસ્કૃત નામો લખી રાખ્યાં હતાં. (૨) (૨) હિબ્રુ બાઇબલમાં પણ હિંદમાં નિપજતી વસ્તુનાં નામછે. (૩) માઇલેટસ નગરના હેકાટેઓસ નામે ગ્રીક ઈતિહાસ કર્તાએ હિંદની કેટલીક હકીકત લખી છે. (૪) હિરોડોટસને સિંધુ નદી સુધીનું જ્ઞાન હતું (૫) વૈદ્ય કસેટીઆસે હિંદમાં નિપજતા પોપટ, વાંદરા, અને રંગની હકીકત લખી છે. (૬) સિકંદરની સાથે આવનાર ગ્રીક ઇતિહાસ કર્તાએ, હિંદનું પૂરેપુરૂ જ્ઞાન યુરોપી લોકને આપ્યું; અને તેજ હિંદનું જ્ઞાન આપનાર ખરેખરૂ બહારનું સાધન છે.

**સિકંદરની સ્વારી**—એ ગ્રીસ દેશનો રાજા હતો; એની મતલબ આ દેશ સાથે યુરોપનો વેપાર માર્ગ ખુલ્લો કરવાની હતી. ઈ. સ. ૩૨૭ માં અટક ઓળંગીને તાકસીલીક લોકના મુલકમાં આવ્યો; અને ત્યાંથી જેલમ નદીને કાંઠે જઇ પહોંચ્યો. આ વેળા પંજાબમાં નાનાં નાનાં રાજ્યો તેના જોવામાં આવ્યાં, ને તેઓમાં સંપ નહોતો; જેલમની પુર્વમાં પૌરવ નામે ક્ષત્રિ રાજા રાજ્ય કરતો હતો; તે એક લાખ માણસની ફોજ લઇ જેલમ આગળ સિકંદર સામે ઉભો. પ્લુટાર્ક આ લડાઇનું ખરેખરૂં વર્ણન નીચે મુજબ આપે છે. પૌરવે પોતાના રથ ઉતાવળે મોકલ્યા, પણ તે કાંઠાના કાદવમાં કળી ગયા, વળી બીજા દેશ દ્રોહીઓ તરફથી મદદ મળી નહિ, તોપણ યુદ્ધ શરૂ કર્યું, તેમાં તેના હાથી ગ્રીક ફોજ સામે થયા નહિ

પણ પાછા વળી પોતાના રાજાની ફોજને પગ તળે કચરી નાંખી, પૌરસના બે પુત્રો રણમાં પડયા, છતાં એ બહાદુરીથી લડવા લાગ્યો પણ હાર્યો, પૌરવે બતાવેલા પરાક્રમથી સિકંદર મોહિત થયો, અને મોટા મનથી માન સાથે તેનું રાજ્ય પાછું સોંપ્યું, આ જીતની નાગના વાસ્તે સિકંદરે બે નગર વસાવ્યાં. ૧ પોતાનો વહાલો ઘોડો કતલ થયો હતો, ત્યાં બુકેફલા ૨ મોંગ.

**પંજાબ અને સિંધપર સ્વારી**—પૌરસના રાજ્યમાં થઇ સિકંદર અમૃતસર આગળ આવ્યો અને ત્યાંથી કાથેઆઇ લોક સામે લડવાને સંગળના મેદાનમાં ગયો; તે લોકને હરાવીને મગધ તરફ જવાનો વિચાર કર્યો. પણ તેની ફોજ તાપ તથા પવનથી હેરાન થઇ હતી. અને તે પૌરસની ફોજના પરાક્રમથી ડરી ગઇ હતી. તેથી તે ફોજે આગળ જવાની ના પાડી; તેમજ પૌરસ જેવા બીજા ક્ષત્રિરાજા આગા થશે; એવું લાગવાથી, ચતુર સિકંદર પાછો ફર્યો. તેણે પોતાની ફોજના ૮૦૦ લડાકને વહાણુ માર્ગે સિંધ તરફ મોકલ્યા; અને પોતે જમીન માર્ગે બાકીનું લશ્કર લઇ સિંધ તરફ આવવા નીકળ્યો. રસ્તામાં માહ્લી લોક સામે લડાઇ થઇ; તેમાં તે જખમી થયો. ત્યાંથી આગળ વધી પંજાબની પાંચ નદીઓના સંગમ આગળ મુકામ કર્યો; આહીં એણે સિકંદ્રીઆ નામે શહેર વસાવ્યું. આગળ ચાલતાં એણે સિંધ તરફ હૈદ્રાબાદ નામે શહેર વસાવ્યું આહીં આગળ પોતાની પાસે રહેલા લશ્કરની બે ટુકડીઓ કરી. એક ટુકડી નેઆર્કસની સરદારી સાથે વહાણુ માર્ગે ઇરાન તરફ મોકલી; પોતે બીજી ટુકડી લઇ સૂસા શહેરમાં ગયો રસ્તામાં અન્નપાણીની આછતને લીધે એની ફોજ હેરાન થઇ; તે ઇ૦ સ૦ પૂ૦ ૩૨૫ માં સ્વદેશ પહોંચ્યો.

**સિકંદરની સ્વારીનાં પરિણામ**—સિકંદરે સિંધ અને પંજાબમાં બે વરસ સુધી લડાઈ ચલાવી, તેમાં એકે પ્રાંત તાબે કર્યો નહિ. પરંતુ પોતાનો બધો વખત શહેર વસાવવામાં, સુબા નીમવામાં, થાણું બેસાડવામા અને રાજ્યો જોડે મિત્રાચારી બાંધવામાં ગુમાવ્યો. આ હકીકત ઉપરથી જણાય છે કે સિકંદર ઘણી મુદત સુધી જીવ્યો હોત, તો ફરીને હિંદ ઉપર ચડી આવત ઇ૦ સ૦ પુ૦ ૩૨૩ માં આ મહાન પાદશાહનું મરણ બાબીલન શહેરમાં થયું એના મરણ પછી રાજ્યના હિસ્સા પડયા; તેમાં તેના સરદાર સેલ્યુકસ નિકોટરના તાબામાં બાકત્રીઆ અને સિંધુ નદી નજીકનો ભાગ આવ્યો.

**પાછલી ગ્રીક સ્વારીઓ**—સિકંદરના મરણ પછી ગ્રીક લોકે હિંદનો એકે પ્રાંત જીત્યો નથી. સેલ્યુકસ નિકોટરનના પૌત્ર આન્તી ઓખસે ચંદ્રગુપ્તના પૌત્ર અશોક જોડે ઇ૦ પે૦ ૨૫૬માં સલાહ કરી. ઇ૦ સ૦ પુ૦ ૧૮૧થી ઇ૦ સ૦ પુ૦ ૧૬૧ સુધી બાકત્રીઆના ગ્રીક લોકે હિંદ તરફ સ્વારીઓ મોકલી; એમાંની કેટલીક કચ્છ, સિંધ, પંજાબ, અયોધ્યા, વગેરે ઠેકાણે આવી. પણ તેમનું કાંઈ વળ્યું નહિ; હાલ તેમની નિશાનીઓ દાખલા ખગોળવિદ્યા, કોતરણી કામ, બૈદ્ધ પુતળાંના ચહેરા, કવાયદ, દહેરાંના ઘુમટ, વગેરે રહેલું છે.

## મૌર્યવંશી રાજા.

| નામ. | ગાદીએ બેઠો. | મરણ પામ્યો | રાજ્યકર્યું. |
|---|---|---|---|
| (૧) ચંદ્રગુપ્ત... | ઇ૦ સ૦ પુ૦ ૩૧૬... | ઇ૦ સ૦પુ ૦૨૯૧... | ૨૫ |
| (૨) બીંદ્રગુપ્ત... | ઇ૦ સ૦પુ૦ ૨૯૧... | ઇ૦ સ૦પુ૦ ૨૬૩... | ૨૮ |
| (૩) અશોક... | ઇ૦ સ૦પુ૦ ૨૬૩... | ઇ૦ સ૦ પુ૦ ૨૨૩... | ૪૦ |

(૧) ચંદ્રગુપ્ત—સિકંદરના મરણ પછી ઉત્તરહિંદમાં એક નવા વંશની ચડતી થવા લાગી, જ્યારે સિકંદરનો મુકામ પંજાબમાં હતો, ત્યારે ઘણા રાજાઓ રાજ્ય મેળવવા માટે એને મળી ગયા, તેમાં ચંદ્રગુપ્ત મુખ્ય હતો. એનુ રાજ્ય મગધમાં હતું એણે ગ્રીક અમલદારોને ગંગાની નજીકના પ્રાંતો જીતવાની યુક્તિ બતાવવાની લાલચ આપી, પણ ગ્રીક અમલદારો પંડે એના ઉપર ગુસ્સે થયા; તેથી એને ઈ૦ સ૦ પુ૦ ૩૧૬માં નાશી જવું પડયું; ત્યાર પછી થોડી મુદતમાં મગધના નંદવંશમાં બળવો થયો. એ લાગ સાધીને તેણે પોતાના સરદાર ચાણાકયની તથા લુંટારૂ ધાડાંની મદદથી ઈ૦ સ૦ પુ૦ ૩૧૬ માં મગધનું રાજ્ય મેળવ્યું; એની રાજધાની પટણામાં હતી, એણે ગંગાની નજીકનાં દેશી રાજ્યો તથા ગ્રીક રાજ્યો તાબે કર્યાઃ

ઈ૦ સ૦ પુ૦ ૩૧૨ થી ઈ૦ સ૦ પૂ૦ ૨૮૦ સુધી સિરિયામાં ગ્રીક સરદાર સેલ્યુકસ રાજ્ય કરતો હતો; તે વેળા ચંદ્રગુપ્ત ગંગાની નજીકના પ્રાંતોમાં રાજ્ય કરતો હતો. એ બેઉની રાજ્ય મર્યાદા લગોલગ હતી. થોડા વખત સુધી એ રાજાઓ માંહોમાંહે લડયા. પણ અંતે સેલ્યુકસે હારી સંધી કરી. તેમાં સેલ્યુકસે કાબુલની ખીણોનો મુલક, ને ૫૦ હાથી ચંદ્રગુપ્તને આપ્યા; ચંદ્રગુપ્તના દરબારમાં સેલ્યુકસનો એલચી મેગાસ્થાનેસ ઈ૦ સ૦ પુ૦ ૩૦૬ થી ૨૯૮ સુધી રહ્યો હતો; એણે હિંદની કેટલીક હકીકત લખી છે ચંદ્રગુપ્તે લોકના સુખને સારૂ રસ્તા બંધાવ્યા, તથા જાનમાલનું રક્ષણ કરવાને થાણાં બેસાડયાં, સંસ્કૃત પુસ્તકોના તરજુમા એણે પાલી ભાષામાં કરાવ્યા. એના વખતમાં પશ્ચિમની પ્રજા સાથે હિંદનો વેપાર વધ્યો, અને આનો વેપાર વાસ્તે જાવા ને સિયામ સુધી જ-

વા લાગ્યા.

મિત્રગુપ્ત—ચંદ્રગુપ્ત પછી એનો પુત્ર મિત્રગુપ્ત ગાદીએ બેઠો; એનું બીજું નામ બિંદુસાર હતું. એ એના બાપના જેવો પ્રતાપી હતો; ચંદ્રગુપ્તથી અધુરાં રહેલાં રાજ્યો એણે તાબે કર્યાં. ૨૮ વરસ સુધી રાજ્ય ભોગવી, ઇ. સ. પુ. ૨૬૩ માં ગુજરી ગયો.

અશોક—એની હકીકત પાંચમા પ્રકરણમાં જુઓ.

## હિંદની હાલત.

ઇ૦ સ૦ પુ૦ ૩૦૬ થી ૨૯૮ સુધી.

મેગાસ્થનેસ એલચી—આ ગ્રીક એલચી ઇ. સ. ૩૦૬થી ૨૯૮ સુધી ચંદ્રગુપ્તના દરબારમાં હતો. જે મુસાફરોએ યુરોપી લોકને હિંદનો હેવાલ આપ્યો છે, તેમાં આ મુસાફરનો લખેલો હેવાલ ઉત્તમ ગણાયછે. એ હેવાલમાં એણે આ દેશના આર્યોની રીતભાતનું, વિદ્યાકળાનું, સંસાર સ્થિતિનું, પુસ્તકોનું અને સદ્ગુણોનું વર્ણન આપેલું છે; તે કહેછે કે લોકોની સાત જાત હતી. ૧ તત્વજ્ઞાની, ૨ ખેડુત ૩ ભરવાડ ૪ કારીગર ૫ યુદ્ધ કરનારા ૬ ચોકસી રાખનારા ૭ રાજમંત્રીઓ. તે વખતે બ્રાહ્મણો તત્વજ્ઞાની હતા. ને તેમના જન્મભરના ચાર આશ્રમ ઠરાવેલા હતા. પહેલા અને ત્રીજા આશ્રમના વિદ્યાર્થીઓ શ્રવણ વર્ગમાં ગણાતા હતા. છઠી જાતના લોક બૌદ્ધધર્મી હતા. ને તેઓ લોકની સુનીતિ ઉપર દેખરેખ રાખતા હતા.

ઇ૦ સ૦ પુ૦ ૩૦૦માં હિંદની હાલત.—સ્ત્રીઓનું પતિવ્રતાપણું તથા મરદોની બહાદુરી જોઈ આ ગ્રીક એલચી નવાઈ પામ્યો; તે વખતે સ્ત્રીઓમાં ઓઝલ પડદે રહેવાનો રીવાજ નહોતો; જો પોતાનો ધણી ન હોય તો, તે બીજા વડીલની આજ્ઞામાં રહેતી. સાસુ વહુ કદી લડતાં નહિ, બાળલગ્નનો ચાલ નહોતો. હિંદી ગા-

ણુસ જુઠું બોલતા નહિ, ચોરી કરતા નહિ, બારણે તાળું વાસતા નહિ, અદાલતમાં તકરારો જતી નહિ, નકશીદાર કામ કરવા; અને શિલ્પ વિદ્યામાં આગળ વધ્યા હતા. ખેડુતને યુદ્ધ અને સરકારી કામથી દૂર રાખ્યા હતા. ઉદ્યોગમાં દગોફટકો કરતાં નહિ, બાપનું દેવું આપવા સંબંધી દિકરો પોતાની ફરજ અને ધર્મ સમજતો હતો તેવખતે આજના જેટલા ભિખારી પણ નહોતા. એ વેળા હીંદમાં ૧૧૮ રાજ્ય હતાં, દરેક ગામ પ્રજાસત્તાક જેવું ગણાતું. દરજીનો હુન્નર થોડો હતો. પરંતુ ઊન, રેશમ, ને સુતરાઉ વણાટ સારો થતો હતો. રાજાઓ રૈયતને પોતાનાં છોકરાં માફક ગણી ઇન્સાફ આપતા, તે વખતે બંદૂકમાં વાપરવાના દારૂની શોધ લાગી નહોતી. જોષ જોવાનું કામ બ્રાહ્મણો કરતા; ને તેઓનો વર્તારો જુઠો પડતો, તેઓ જીવતા લગી બોલવાનું બંધ કરતા; ખેતી અને જાનમાલનું રક્ષણ થવાથી લોકો આબાદ હતા.

## શક કે સિથિઅન રાજ્યો.

ઇ૦ સ૦ પુ૦ ૧૦૭ થી ૫૦૦ સુધી.

ઇ. સ. પુ. ૧૦૦ બરસ પછી ગ્રીક કે બાક્ત્રીઅન લોકના હલ્લા નરમ પડવા લાગ્યા, એવામાં મધ્ય એશિયામાંથી નવી જાતના લોક હિંદપર હલ્લા કરવા લાગ્યા. તેમનું ખરાખર નામ નહોવાથી શક કે સિથિયન કહેવાય છે, એ જાત હિંદ અને ચીનના ઇતિહાસને જોડનારૂ સાધન છે. શક લોકના સિક્કા ઉપર સૂર્યની છાપ માલુમ પડેછે; તે ઉપરથી જણાયછે કે, એ લોક સૂર્ય પુજક હશે. કેટલાક કહેછે કે, બુદ્ધ પંડે શક કે સિથિયન જાતનો હતો; તેમજ જંગીસખાં અને તૈમુર પણ શક જાતના હતા.

**ઉત્તર હિંદનાં સિથિયન રાજ્યો**—ઈ. સ. પુ. ૧૨૬ માં

સુજાતના શક લોકે બાદ્રીઆના ગ્રીક રાજ્યને હાંકી કાઢ્યું; ત્યારપછી સમુદ્રમાર્ગે શક લોકે કાઠીઆવાડ જીતી ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું; ને પોતાની રાજધાની સિહોરમાં કરી. કાઠી લોક એ જાતનો અવશેષ હોય એમ માલૂમ પડે છે; ત્યારપછી તેમણે પંજાબમાં ગ્રીક રાજ્યો ખંડિયાં કર્યાં અને રફતે રફતે ઉત્તર હિંદમાં બળવાન રાજ્ય સ્થાપ્યું. શક લોકનો મોટો રાજા કનિષ્ક હતો, એની રાજધાની કાશ્મીરમાં હતી. એણે ઇ૦ સ૦ ૪૦ માં બૌદ્ધ સભા બોલાવી હતી. એના રાજ્યની મર્યાદા દક્ષિણે આગ્રાથી યાર્કંદ સુધીમાં હતી. ને તેણે ઈ. સ. ૬૫માં ચીનપર સ્વારી કરી હતી. અશોકના વંશના બૌદ્ધ ધર્મી રાજ્યો જોડે શક લોકનો સંબંધ થયો, તેથી શક બૌદ્ધધર્મી થયા, પણ તેમણે એ ધર્મમાં ફેરફાર કર્યો. એનું પરિણામ એવું થયું કે, બૌદ્ધ ધર્મમાં બે સંપ્રદાય પડયા. (૧) અશોકનો ધર્મ દક્ષિણમાં ફેલાયો, તે ઉપરથી અશોકનો દક્ષિણ સંપ્રદાય અને કનિષ્કનો ધર્મ ઉત્તરમાં ફેલાયો, તે ઉપરથી કનિષ્કનો ઉત્તર સંપ્રદાય કહેવાયો.

**હિંદમાં હાલ રહેલી શક જાતો**—હિંદમાં ઘણા શક રાજા થઇ ગયા, તેમાં નામીચો કનિષ્ક હતો. શક લોકનાં ધાડાં એટલાં બધાં આવ્યાં કે હજુ સરહદના પ્રાંતોમાં, એ જાતની ઓલાદના માણસોની વસ્તી છે. દાહે અને ગેટે નામની બે શક જાતો મધ્ય એશિયામાં પાસે પાસે રહેતી હતી; ત્યાંથી એ બે જાત રફતે રફતે હિંદમાં આવેલી જણાય છે; તેમાં ગેટે જાતની ઓલાદના જાટ લોક હાલ પંજાબમાં વસેછે, દાહે જાતની ઓલાદના ધે લોક હાલ સરહદનાં સંસ્થાનમાં વસેછે; કેટલાક પંડિતો એવું કહેછે કે, રજપૂત જાતોના પૂર્વજો શક લોક હતા.

# શક સામે લડનાર.

(૧) વિક્રમાદિત્ય—માળવાના રાજા ભરથરીએ વૈરાગ્યને લીધે રાજપાટ છોડી દીધું; તેથી ઉજ્જયણની ગાદીએ તેનો ભાઇ વિક્રમાદિત્ય બેઠો. વિક્રમના નામનો અર્થ "પરાક્રમનો સૂર્ય" થાયછે. એના વખતમાં શક લોકનાં ધાડાં હિંદપર લૂટ વાસ્તે દોડી આવતાં હતાં; એણે એ ધાડાંને હરાવ્યાં, તે ઉપરથી વિક્રમાદિત્ય "શકારિ" નામથી એ ઓળખાય છે. અને ત્યારથીજ લોકો એનો સંવત ગણવા લાગ્યા. તેથી તે વખતે યુધિષ્ઠિરનો ચાલતો સંવત બંધ પડયો લોકોનું દુઃખ મટાડવાને તે ઘણી મહેનત લેતો, માટે તે આજ પેણ "પરદુઃખ ભંજન" નામથી ઓળખાય છે. એના દરબારમાં નવ પંડિત રત્નો હતાં (૧) ધનવંતરિ (૨) ક્ષપણક (૩) અમરસીંહ (૪ શંકુ (૫) વૈતાલ (૬) ઘટકર્પ (૭) કાળીદાસ (૮) વરાહ (૯) વૈવરૂચી. એમાંના ત્રીજાએ સંસ્કૃત કોષ, અને સાતમાએ શંકુતલા નાટક રચેલું મનાય છે; વિક્રમ દેશનું રક્ષણ કરવામાં, વિદ્વાનોને મદદ આપવામાં. અને રાજ્યનીતિમાં હોશિયાર હતો. વળી, રૈયતનું દુઃખ જાણવા માટે રામચંદ્રજીની પેઠે રાત્રે નગર ચરચા જોતો હતો; એનાવંશમાં એના જેવો પ્રખ્યાત ઉજ્જયણની ગાદીએ મહારાજા ભોજ થયો

(૨) શાલિવાહન—ઇ. સ. પુ. ૭૮માં ગોદાવરીને કાંઠે પૈઠણ નગરમાં શાલિવાહન નામે રાજા રાજ્ય કરતો હતો; એણે શક લોકનાં ધાડાંને હરાવી નસાડયાં, અને બ્રાહ્મણોને બૌદ્ધના જુલમથી છોડાવ્યા, માટે તેઓ એનો શક ગણવા લાગ્યા. શાલિવાહનનો સં અને વિક્રમનો સંવત એ બે સાલો હાલ હિંદુ લોક ગણેછે. એનાવખતમાં વરસાદની અછતને લીધે દુકાળ પડયો, ત્યારે તેણે આનંદ

નામની ટેકરીમાંથી રૈયતને હજારો ગાલ્લી અનાજ કાઢી આપ્યું; અશ્વ પેરીક્ષા અને વૈદક શાસ્ત્રની બાબતો ઉપર એણે મોટા ગ્રંથો બનાવ્યા છે, તેમાંનો શાલિવાહન સપ્તસતી નામે ગ્રંથ નામીચો છે.

**(૩) પછીથી શક સામે થનાર રાજા**—શાલિવાહન પછી ૫૦૦ વર્ષ સુધીમાં હિંદના ત્રણ મોટા વંશોએ શક સામી ટક્કર ઝીલી.

(૧) કલ્યાણી નગરમાં, શાહકુળના રાજાઓએ ઈ૦ સ૦ ૬૦ થી ઈ. સ. ૨૩૫ સુધી શક લોક સામે ટક્કર લીધી.

(૨) અયોધ્યામાં, સેન કે ગુપ્ત કુળના રાજાઓએ ઈ. સ. પુ. ૩૧૯ થી ૪૭૦સુધી હુણ કે શક લોક સામે ટક્કર લીધી.

(૩) કચ્છ અને માળવામાં, વલભીરાજાઓએ ઇ. સ. ૪૮૦થી ૭૨૨ સુધી શક સામે ટક્કર લીધી. હિઍાએનથ્સાંગ નામે ચિનો જાત્રાળુએ વલભી રાજાઓની તથા રૈયતની હાલત લખી છે. રાજ્ય ધર્મ બૌદ્ધ હતો, પાખંડીઓ બ્રાહ્મણો હતા. બૌદ્ધ ધર્મમાં બે પક્ષ હતા; એક શક લોકનો ઉત્તર સંપ્રદાય અને બીજો અશોકનો દક્ષિણ સંપ્રદાય.

---

## પ્રકરણ ૭ મું.

### હિંદુ ધર્મની ચડતી ઇ. સ. પુ. ૭૦૦ થી ૧૫૦૦ સુધી.

**હિંદના લોકનાં ત્રણ મુળ**—હિંદના લોક ત્રણ જાતના બન્યા છે, એમાંની પહેલી જાત અનાર્ય કે મુળ વતનીની છે. બીજી આર્ય જાત—એ મધ્ય એશિયામાંથી આવી. ત્રીજી શક જાત—એ જાતના લોકનાં ધાડાં ઇતિહાસની શરૂઆત થયા પહેલાં હિંદુસ્તાન-

માં આવવા લાગ્યાં, પણ ઈ. સ. પુ. ૧૦૦થી ઇ. સ. ના પાંચમા— સૈકા સુધીમાં તેઓનાં ઘણાં ધાડાં આવ્યાં. આ ત્રણે જાતના લોકની રૂઢિયો, ભાષા અને ધર્મની હકીકત જુદી જુદી છે.

(૧) અનાર્ય—એ લોક શિકારી હતા. એ કે વધારે ભાઇઓ વચ્ચે એક સ્ત્રી પરણતા. વારસો પોતાના છોકરાંને ન આપતાં બેન-નાં છોકરાંને આપેછે; રાક્ષસોને પૂજતા, પિશાચ અને ખવિસને માણસ તથા જનાવરનો ભોગ આપતા; પિશાચ, ખવિસ, ગંધર્વ ડાકણ, શાકણ, ઝાંપડો વિગરેને દેવો માનતા.

(૨) આર્ય—એ ખેતી વડે પોતાના કુટુંબનું ગુજરાન ચલાવતા હતા. સંસાર માંડવા માટે એક સ્ત્રીને એક પુરૂષ પરણાવતા. ને સંપસંપીને રહેતા; હિતકારી દેવોને પૂજતા. તેમનામાં વારસાના હકની ગોઠવણ હાલની રૂઢિ પ્રમાણે હતી.

(૩) શક લોક—એ પ્રથમ મધ્ય એશિયામાં રહેલા હતા. એમની રીતભાત આર્ય અને અનાર્યથી નાંખી હતી; એવું માનવામાં આવેછે કે, તેઓ પ્રથમ અનાર્ય જેવા જંગલી હતા. કાઠીઆવાડના કાઠી લોક એ જાતનો અવશેષ હોય એવું માલૂમ પડે છે. ઇ. સ. પુ. ૧૦૦થી ઇ. સ. ૪૦૦ સુધીમાં શક લોકનાં જબરાં ધાડાં હિંદમાં આવવા લાગ્યાં, તેઓ અનાર્ય જેવા શિકારી કે આર્ય જેવા ખેતીકાર નહોતા; પરંતુ તેઓ ગોવાળીઆની પેઠે પોતાનાં ઢોર સાથે રખડતા, અને યુદ્ધ કરવામાં લડાક હતા. એ લોકનો જબરો રાજા કનિષ્ક નામે હતો એ રાજાના તાબામાં કાશ્મિર, કાબુલ, ખોકાન ને યાર્કંદ સુધીનો મુલક હતો.

**આર્યોએ કરેલો સુધારો**—હિંદમાં આવ્યા પછી આર્યોની ત્રણ જાતિ બંધાઈ. તેમાંની બ્રાહ્મણ જાતિએ વિદ્યા અને ધર્મ ક્રિયા ઉત્પન્ન કર્યાં; ક્ષત્રિ જાતે અનાર્યને હરાવી દેશનું રક્ષણ કર્યું, અને

વૈશ્ય જાતિઓ વેપાર અને ખેતીનો બંધો કરવા માંડયો; આ ત્રણ જાતો આર્ય કુળનાં હતાં. ચોથી શૂદ્ર જાતે દ્વિજ જાતિની સેવાચાકરી, એ જાત બૌદ્ધ ધર્મનો ફેલાવો કરવામાં ઉપયોગી થઇ પડી.

**વિદ્વાન બ્રાહ્મણ**—અનાર્ય અને શૂદ્ર જાતને એકઠી મેળવનાર બૌદ્ધ ધર્મ હતો. હ્યુએનત્સાંગ નામે ચિનો જાત્રાળુ કહે છે કે ઇ. સ. ૬૪૦ બૌદ્ધ ધર્મ અને બ્રાહ્મણ ધર્મની ચડસાચડસી ચાલતી હતી, ત્યારપછી બસેં વરસે બ્રાહ્મણોની ચડતી થઇ, એ ચડતી કરનાર બિહારના વિદ્વાન બ્રાહ્મણ કુમારિલ ભટ હતા. તેઓ એવો ઉપદેશ કરવા લાગ્યા. કે બૌદ્ધધર્મમાં સગુણ ઈશ્વર નથી. પણ વેદ ધર્મમાં છે; એ સગુણ ઇશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ રાખવાથી અને નીતિથી મોક્ષ મળે છે; વળી સગુણ ઇશ્વર ઉપર આસ્થા બેસવા માટે બ્રાહ્મણોએ મુર્તિપુજા દાખલ કરી, આવા ઉપદેશથી પ્રથમ બિહારનો રાજા આ ધર્મમાં દાખલ થયો ત્યાર પછી મોટા વેપારીઓ અને કારીગર વર્ગો એ ધર્મમાં પાણીના પુરની પેઠે દાખલ થવા લાગ્યા; આ પ્રમાણે બ્રાહ્મણોની ઉસકેરણીથી બૌદ્ધ ધર્મની પડતી થઇ.

**બ્રાહ્મણ ધર્મ કે હિંદુ ધર્મનો બેવડો પાયો**—બૌદ્ધ ધર્મનું જડમુળ કાઢી નાંખવા માટે બ્રાહ્મણોએ બ્રાહ્મણ ધર્મ સ્થાપ્યો એ ધર્મ બ્રાહ્મણોએ વૈદિકમાર્ગ, બૌદ્ધધર્મ, અને અનાર્ય જાતની રૂઢિઓને અનુસરીને બતાવ્યો. તેથી લોકને એ પસંદ પડયો. કારણ કે (૧) બૌદ્ધ ધર્મમાં મોક્ષ મેળવવા માટે ઉપવાસ, દેહદમન, આત્મસંયમતા કરવાં પડતાં, તેને સામે બ્રાહ્મણોએ ઇશ્વર ઉપર દ્રઢ વિશ્વાસ, અને તેની ભક્તિ એજ મોક્ષનાં સાધન બતાવ્યાં, ( ૨ ) પ્રાચીન વેદ ધર્મનાં ત્રિપુટી સૂર્ય, ઇંદ્ર અને અગ્નિ દેવ બ્રાહ્મણોએ

બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરની ત્રિપુટી દાખલ કરી, (૩) વહેમી લોકને ઇશ્વર ઉપર આસ્થા બેસાડવા માટે દેવ દેવીઓની મૂર્તિ દાખલ કરી.

## જ્ઞાતિ ભેદનો પાયો.

### ( નાતો બંધાવાનાં કારણુ )

**(૧) રંગ ઉપરથી**—જ્યારે આર્ય લોકો પંજાબમાં આવ્યા, ત્યારે તેમણે ત્યાંના મુળ વતનીને પર્વતમાં નસાડી મુક્યા. મુળ વતનીનો રંગ શ્યામ (કાળો) હોવાથી તેમને અનાર્ય કહ્યા, અને પોતે પોતાના સુંદર રંગ ઉપરથી આર્ય કહેવાયા.

**(૨) ગુણ કર્મ ઉપરથી**—ઉપરની બે જાતિના ગુણ કર્મવડે કુલ ચાર વર્ગ બંધાયા; જેઓ યજ્ઞ વગેરેના કામમાં રાજાને મદદ કરવા લાગ્યા; તે બ્રાહ્મણ કહેવાયા. લડાઇમાં મદદ કરનાર તે ક્ષત્રિ. ગ્રહસ્થાશ્રમમાં મદદ કરનાર તે વૈશ્ય. ચાકરી કે હલકું કામ કરનાર તે શુદ્ર.

**(૩) અનીતિ ઉપરથી**—બ્રાહ્મણ જ્ઞાતિની સ્ત્રી જોડે નીચ જાતના પુરૂષનો સંબંધ થવાથી, જે પ્રજા ઉત્પન્ન થઇ; તેને બ્રાહ્મણો ચંડાળ, સંકર, લોમ અને પ્રતિલોમ કહી ભેદ ગણવા લાગ્યા, અને તેમની જોડે ભોજનવ્યવહાર બંધ પાડયો.

**(૪) ધંધાપરથી**—વૈશ્ય જાતિમાંના કેટલાક વેપાર કરવા લાગ્યા, અને કેટલાક ખેતી કરવા લાગ્યા; જે વેપાર કરવા લાગ્યા, તે વાણીઆ. અને જે ખેતી કરવા લાગ્યા, તે કણબી કહેવાયા; ત્યારપછી લુહાર, સુતાર, સોની, દરજી, મોચી, વગેરે નાતો ધંધાપરથી બંધાઇ.

**(૫) ધર્મપરથી**—શ્રીમાળી વાણિયાઓમાં, જેણે જૈન ધર્મ

સ્વીકાર્યો, તે જૈન શ્રીમાલી અને જેમણે ન સ્વીકાર્યો, તે મેશ્રી શ્રીમાલી કહેવાયા.

(૬) **રહેવાનાં ઠેકાણાં પરથી**—બ્રાહ્મણોમાં પણ રહેવાનાં ઠેકાણાંપરથી દશ વર્ગ બંધાયા; એમાંના પાંચ વર્ગ વિંધ્યાચળ પર્વતની ઉત્તરે વસે છે, અને બાકીના પાંચ દક્ષિણે વસે છે. તેઓમાં અંદરઅંદર કંઇ પણ સંબંધ નથી. તેમનામાં ૧૮૮૬ ને ક્ષત્રિઓમાં ૫૯૦ ગોત્ર છે. સાઠોદ ગામપરથી સાઠોદરા, વડનગરપરથી વડનગરા ખેડાપરથી ખેડાવાળ, નાંદોદપરથી નાંદોરા, મોઢેરા ઉપરથી મોઢ, મેવાડ ઉપરથી મેવાડા, વડાદ ઉપરથી વડાદરા, વગેરે વર્ગો રહેવાનાં ઠેકાણાં (ગામો) ઉપરથી બંધાય.

(૭) **રીતભાત પરથી**—ગુજરાતના રાજા મૂળરાજે કેટલાક બ્રાહ્મણોને દાન લેવા માટે બોલાવ્યા, જે બ્રાહ્મણોએ રાજા પાસેથી દાન ન લીધું, તે ટોળકિયા ઔદિચ્ય કહેવાયા, અને હજાર બ્રાહ્મણોએ લીધું, તે ઉપરથી તે ઔદિચ્ય સહસ્ર કહેવાયા.

( ૮ ) મુસલમાનો આવ્યા, ત્યાર પછી વટલાયા ન વટલાયાનો ભેદ ગણી ભોજન વ્યવહાર બંધ પાડયો.

**જાતોની ગુંચવણ**—હિંદની નાતોની ગોઠવણ ઘણું કરીને ગુંચવણ ભરેલી છે; કારણ કે તેના ભેદનો આધાર ત્રણ બાબતો ઉપર રહેલો છે. (૧) જાતિ ધંધો, ( ૨ ) રીતભાત. ( ૩ ) રહેવાનાં ઠેકાણાં. ઉપરની બાબતોપરથી હિંદમાં ત્રણ હજાર નાતો ગણવામાં આવે છે. એ નાતો માંહો માંહે લગ્ન તથા ખાધા પીધાનો વ્યવહાર રાખતી નથી. દરેક પ્રાંતમાં જુદાં જુદા હુન્નરપરથી જુદીજુદી નાતો બંધાવાનું વલણ થાય છે; પરંતુ તે વલણ હમેશ ચાલે તેમ નથી; કારણ કે નાતો ઘણીવાર જુદાજુદા ધંધા બદલે છે પહેલાંના

વખતની નીચ જાતો ઉંચ જાતોમાં ભળેલી હોય, એમ જણાય છે પહેલાંના વખતમાં વૈશ્ય જાતિ જમીન ખેડતી હતી, તે હાલ વેપારી ને શરાફ થએલી જણાય છે, વળી વાલ્મિક, પહેલાં શૂદ્ર જાતિના હતા. વ્યાસમુનિ માછણના પુત્ર હતા. વિશ્વામિત્ર રૂષિ, ક્ષત્રિ પુત્ર હતા, વસિષ્ઠ રૂષિ, વેશ્યાના પુત્ર હતા. અને નારદમુની; મદિરા વેચનારીના પુત્ર હતા, ઉપરના માણસો પોતાની વિદ્યાના બળે રૂષિ જાતમાં ભળ્યા, અને તેમનો ભોજન વ્યવહાર પણ રૂષિઓ સાથે બંધાયો.

**નાતો સંબંધી મહાજનના નિયમ**—(૧) પોતાના માણસોએ શો મુસારો લેવો, તે મુસારો મહાજનો ઠરાવેછે, જેમકે કડિયાનું મહાજન એકઠું મળીને કડિયાએ શો રોજ લેવો તે નક્કી કરેછે.

(૨) મહાજનમાંનો કોઇપણ માણસ ઠરાવેલા રોજ કરતાં, ઓછે રોજે કામ કરવા જાય, તો તેને શિક્ષા કરે છે.

(૩) જમાકૂત, ઉજાણી, કાઇટું, ઇત્યાદિ કામો વખતે ભેગા થઇ, સ્નેહભાવમાં વધારો કરે છે.

(૪) મહાજન કે નાત પોતાના માણસને માંહોમાંહે અણઘટતી પડાપડી કરવા દેતા નથી.

(૫) કયે વખતે બંધી (પાકી) કે અણુજો પાળવો, તેની પણ ગોઠવણ કરે છે.

(૬) મહાજનના દરેક માણસે દર મહીને અમુક રકમ ભંડોળમાં ભરવી.

(૭) જો કોઇ માણસ મંદવાડથી બીન રોજગારી થાય, તો તેને તે ભંડોળમાંથી અમુક રકમ આપે છે.

(૮) પોતાને ધંધો કરનાર માણસની સંખ્યા ઘટાડવાના નિ-

મગ બાંધે છે, જેમકે કુંભારનું મહાજન નળીઆં, કોડીઆં, ઇંટો, વાંઢીઓ, હાંલ્લાં વગેરે કામો જુદા જુદા માણસોને કરવાનું સોંપેછે.

**ભક્તમાળાનું પુસ્તક**—ત્રણસેં વર્ષ ઉપર એ પુસ્તક નાભાજી નામના શૂદ્ર ભક્તે બનાવ્યું છે. એ ભક્ત શાહજહાં પાદશાહના વખતમાં થઈ ગયો, એણે શ્રી હરિનું તથા ૧૦૮ ભક્તોના ચરિત્રનું વર્ણન એ પુસ્તકમાં કરેલું છે; એમાંના કેટલાક ભક્તોને ઇશ્વરી અંશ ગણ્યા છે. અને કેટલાકને કુંવારીને પેટે અવતરેલા ગણ્યા છે. લોકો કહે છે કે એ ભક્તોના કોઇએ હાથ પગ કાપી નાંખ્યા, ત્યારે પાછા ફુટયા.

**શંકરાચાર્ય**—એ ઈ. સ. ના નવમા સૈકામાં થઇ ગયા, બિહારના બ્રાહ્મણ કુમારિલભટ પછી તેમના શિષ્ય શંકરાચાર્ય થયા, ત્યારથી કાંઇક આધાર પૂર્વક હિંદૂ ધર્મનો ઇતિહાસ શરૂ થાયછે. એમનો જન્મ મલબાર પ્રાંતમાં થયો હતો, વેદધર્મ સ્થાપવા માટે એમણે કાશ્મિર સુધી પ્રવાસ કર્યો અને બૌદ્ધ ધર્મનું મૂળ હિંદમાંથી કાઢી નાંખ્યું; એ ૩૨ વરસની ઉંમરે કેદારનાથમાં દેવલોક પામ્યા, વેદ ધર્મની ચડતી કરવામાં એ આગેવાન હતા. માટે એ ધર્મના બ્રાહ્મણો એમને પૂજ્ય ભાવથી સંભારે છે; એમના વડા શિષ્ય આનંદગીરીએ શંકર દિગ્વીજય નામનો મોટો ગ્રંથ બનાવ્યો છે, તેમાં શંકરાચાર્યનો આબેહુબ ચમત્કાર વર્ણવ્યો છે. શંકરાચાર્યે ઉંચ અને નીચ જાતના લોકને સમજાવીને વેદ ધર્મની સ્થાપના કરી. એ ધર્મની બે અસર રહી. (૧) ઉંચ વર્ણો માટે શુદ્ધ બ્રાહ્મણ ધર્મ, (૨) નીચ વર્ણો માટે ઇશ્વરને મુર્તિરૂપથી માનવાનો ધર્મ.

**શિવનું રૂપ**—શિવને ત્રણ આંખો અને એક હાથમાં ત્રિશૂળ હોયછે; બેરાગીની પેઠે એમને માથે વાળની ગુંચો હોયછે, અ-

ને તેમાં ગંગા નદીનું ચિન્હ ધારણ કરેલું જણાય છે. વળી, ગળામાં માણસની ખોપરી, તથા સાપની માળા ધારેલી હોયછે. અને તે મોટા ઊંડા વિચાર કરવા બેઠેલા હોય એવું દેખાય છે. પશ્ચિમ તરફના પ્રાચીન લોકો કહેતા કે, શિવ એટલે એક પથ્થરનું ઠીંગણું લિંગ છે; અને તે શિવના દહેરામાં મૂર્ત્તિને ઠામે મુકેલું છે; તેને પહેલાંના લોકો લોહીનું બળીદાન આપતા, પણ હાલના બ્રાહ્મણો એમ કરતા નથી.

**શિવપત્નિનું રૂપ**—શિવની સ્ત્રી દેવી એટલે ભવાની છે. એની ભક્તિ શિવ પ્રમાણેજ થાયછે. દક્ષિણ હિંદના લોકો કહેછે કે, તે એક વાઘ ઉપર બેઠેલી છે, અને એનું રૂપ શિવ કરતાં વધારે ભયંકર છે. બંગાળાના લોકોને તે ભયંકર રૂપ વહાલું લાગેછે; અને તેઓ કહેછે કે, શિવપત્નિીએ માથે ફરતા સાપો વીંટાળેલા હોય છે. અને મોંમાંથી લોહીના રેલા વહ્યાંજ કરેછે. કલકત્તા પાસે એક દહેરૂ છે, ત્યાં તેને બલિનામાં એક હજાર બકરાંનો ભોગ અપાય છે.

"વિન્ધ્યવાસિની" કરીને એક જગા છે, ત્યાં દેવીની મુર્ત્તિ આગળ કદી પણ લોહી સુકાતું નથી; એવી વાતો કરીને ત્યાંના પૂજારી લોકો મોટા ગર્વ રાખે છે.

**શિવ પુજાનાં બેરૂપ**—શિવ પૂજનના હાલ બે પ્રકાર છે. (૧) શંકર સ્વામીની આજ્ઞા પ્રમાણે ત્યાગીઓ મૌન ધ્યાનવડે ઇશ્વર આરાધના કરે છે. ને સાધારણ બ્રાહ્મણો શિવલિંગને ઇશ્વરરૂપ માનીને ફુલ અને નૈવેદથી પુજે છે. (૨) નીચ જાતના લોકો ઘણા જીવોને મારીને કાળીને ચડાવે છે; આ બીજી રીત સરકારે હાલમાં બંધ પાડવા માંડી છે ઇ. સ. ૧૮૬૬ માં કલકત્તા પાસેના કાળીના દહેરામાં ગળું કાપેલા છોકરા વડે નીચ લોકે કાળીની પુજા કરી હ-

તી. આ અસર અનાર્ય લોકના નરમેધને મળતી આવે છે.

**શિવ પુજાના તેર પંથ**—સ્માર્ત બ્રાહ્મણો, શિવપુજા, શાંતિથી કરે છે. (૨) દંડી સન્યાસીઓ પોતાનો કાળ ધ્યાન અને ભિક્ષામાં ગુમાવે છે. (૩) કેટલાક અનાર્ય દાક્ષાની ક્રિયા કરે છે. (૪) કાળભૈરવ ઉપાસકો દિક્ષા આપતાં પગમાંથી લોહી કાઢે છે (૫) કેટલાક સમાધી ચઢાવે છે. (૬) કેટલાક શરીર ઉપર લીંગ અને ત્રિશુળ ધારણ કરે છે. (૭) કાઇક જપ માળાનાં ચિન્હ ધારણ કરે છે. (૮) કેટલાક મેલડીની પુજા કરે છે. (૯) કેટલાક પૃથ્વીની પુજા કરે છે. (૧૦) કાઇક તંર્થોનાં જળ કાવડમાં લઈ ફરે છે (૧૧) કેટલાક અમાંવાસ્યા અને પૂર્ણીમાના દિવસોની ઉપાસના કરે છે. (૧૨) કેટલાક મડદાંને નદીમાં નાંખવાની અનાર્ય રૂઢિ પાળે છે (૧૩) કેટલાક શિવને લિંગ વગર પુજે છે. આ પ્રમાણે દેહદમન કરનાર ત્યાગીઓથી તે માંસ ભક્ષણ કરનાર અઘોરીઓમાં શિવધર્મ ફેલાયોછે.

**વિષ્ણુ પુજા**—વેદમાં વિષ્ણુને ત્રણ ડગલામાં આખુ જગત સમાવનાર માન્યા છે એમનો ધર્મ લોકને ઘણો વહાલો લાગે છે. વિષ્ણુના મોટા દશ અવતાર મનાય છે, વિષ્ણુનો સાતમો અવતાર રામ રૂપે અને આઠમો અવતાર કૃષ્ણ રૂપે મનાયછે. રામાયણમાં પ્રસિદ્ધ છે તે રામ. અને મહાભારતમાં પંકાયા તે કૃષ્ણ. એ જગન્નાથપુરીમાં હાલ જગન્નાથ રૂપે પુજાય છે. વિષ્ણુના દશ અવતારોનાં નામ (૧) મત્સ્ય. (૨) કચ્છ. (૩) વરાહ. (૪) વામન. (૫) પરશુરામ. (૬) નરસિંહ (૭) રામ (૮) કૃષ્ણ (૯) બુદ્ધ. (૧૦) કલંકી.

**વિષ્ણુ પુરાણ**—એ ઇ. સ. ૧૦૪૫ માં રચાયું. એમાં વૈષ્ણવ મતનો સંગ્રહ છે. એમાંના ઘણાખરા મતો રામાયણ અને મહાભારતમાંથી લીધેલા હોય એવું જણાય છે. વૈષ્ણવ અને શૈવ મહ-

વાળાઓએ ૧૮ પુરાણ બનાવ્યાં છે, તેમાંનું એક આ પુરાણ છે. એમાં વિષ્ણુની ભક્તિને શ્રેષ્ઠ માની છે. એ પુરાણમાં આશરે ૧૫ લાખ ટીકાઓ છે.

**રામાનુજ—૧૧૫૦**—મદ્રાસથી ૨૪ મૈલ ઉપર શ્રીપેરુંબદુર ગામમાં એમનો જન્મ થયો હતો. શંકરમતનું (શૈવ ધર્મનું) ખંડન કરવાસારૂ એમણે જીવ અને ઇશ્વર વચ્ચેના ભેદની તકરારોનું નવું મત કાઢીને વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરવા લાગ્યા; બારમા સૈકાના મધ્ય ભાગમાં એવો ઉપદેશ કર્યો કે વિષ્ણુ એ જગતનું આદિ કારણ છે. અને સરજનાર એક અદ્વિતિય બ્રહ્મ છે. રામાનુજ પોતાના પંથના લોકને સીતારામની પુજાનો બોધ કરવા લાગ્યા; માટે શૈવમતના ચોલા રાજાએ તેમનાપર કેર કરવા માંડ્યો; ત્યારે રામાનુજ મૈસુરના જૈન રાજા વિષ્ણુ વર્ધમાન પાસે ગયા; અને ત્યાંના રાજાની દીકરીને તેમણે ભૂતનો રોગ મટાડ્યો; તેથી તે રાજા વૈષ્ણવ પંથી થયો. એ પંથનો ફેલાવો કરવાને ૭૦૦ મઠો હતા. આ આચાર્યની હાલ પણ તાદરી, મળાતા, અને અહોબળમાં મોટી ગાદીઓ છે.

**રામાનંદ—૧૩૦૦—૧૪૦૦**. રામાનુજ પછી તેમની ગાદીએ પાંચમા આચાર્ય રામાનંદ થયા. એમનો મત રામાનુજને મળતો હતો, માટે એમના પંથનું નામ રામાનંદી પડ્યું. એ પંથ એમણે કાશીમાં રહી ઉત્તર હિંદમાં ફેલાવ્યો. એમણે અદ્વિતિય પરમેશ્વરને વિષ્ણુ રૂપે માનવાનો બોધ કર્યો. એમના બાર મુખ્ય ચેલા નીચ જાતના હતા. એમાંનો એક ચાંભારે, બીજો ચમાર, અને ત્રીજો સાળવી (કબીર) હતો. રામાનંદે લોકની ચાલતી ભાષામાં વૈષ્ણવ મતનાં પુસ્તકો બનાવ્યાં.

**કબીર—૧૩૮૦—૧૪૨૦**—રામાનંદને બાર ચેલા હતા; તે-

માંનો એક સાળવી (કબીર) હતો એણે બધી નાતોને એક ધર્મમાં લાવવા માટે હિંદુ અને મુસલમાન દાખલ થાય એવો ધર્મ સ્થાપ્યો એ ધર્મમાં એવી મતલબ હતી કે હિંદુનો પરમેશ્વર તેજ મુસલમાનનો અલ્લા છે. જેમ હિંદુઓ ઉપવાસ કરે છે તેમ મુસલમાનો રમઝાન કરે છે. જેવું હિંદુનું પવિત્ર સ્થળ કાશી છે, તેવું મુસલમાનોનું મક્કા છે. કબીરે પોતાનો મત બંગાળામાં ફેલાવ્યો; એમને નામે ઓળખાતો કબીર વડ હાલ શુકલ તિર્થની પાસે છે.

ચૈતન્ય—૧૪૮૫—૧૫૨૭—એમનો જન્મ બંગાળાના નદિયા ગામના બ્રાહ્મણને ત્યાં ઇ૦ સ૦ ૧૪૮૫ માં થયો. બંગાળા તથા ઓરિસ્સામાં એમણે જગન્નાથની ભક્તિ જોડે વૈષ્ણવ પંથનો ફેલાવો કર્યો; પોતાની જુવાન અવસ્થામાં કોઇ પ્રખ્યાત ભક્તની બેટી વેરે પરણ્યા હતા; ચોવીસ વરસની ઉમરે ગ્રહસ્થાશ્રમ છોડીને ઓરિસ્સામાં ગયા. અને પોતાની બાકીની જીંદગી ધર્મ બોધ કરવામાં ગાળી; તે ૧૫૨૭ માં ગુજરી ગયા; એમનો બોધ એવો હતો કે સર્વ લોકને ભક્તિ કરવાનો હક છે. એમના ધર્મનો મોટો નિયમ એવો હતો કે, એક ચિત્તે ભજન કરવાથી મોક્ષ મળેછે, વળી એમાં બીજો મોટો નિયમ એ હતો કે ધર્મ ગુરુની આજ્ઞા પાળવી; ગુરૂઓને પિતાની પેઠે મોટા ગણવા પણ દેવ પ્રમાણે પૂજવા નહિ; પૂજન ક્રિયામાં એમણે મોક્ષ માર્ગ બતાવ્યો નહિ, પણ ઈશ્વરનું ધ્યાન ધરવામાં બતાવ્યો; ને પાપ તથા દેહના દુઃખથી મુક્ત થવું, તેને નિર્વાણ કે મોક્ષ માન્યો.

ચૈતન્ય પંથ—આ પંથમાં પ્રથમ ગોસાંઇઓ હતા, પણ પાછળથી સઘળી નાતના લોક દાખલ થયા; પરણેલા અને કુંવારા બેઉ આ પંથમાં દાખલ થઈ શકે છે; ઉપદેશકો ઘણું કરીને પરણેલા

હોય છે. અને તેઓ કૃષ્ણ મહારની આજુ બાજુ પોતાનાં ચેરાં છોકરાં સાથે રહે છે; તેમને મોટા જમીનદારો અને શેઠ શાહુકારો આસરો આપે છે. એ પંથમાંથી એક ઉપપંથ નીકળ્યો છે; તેથી કરીને આઓ પોતાની મેળે આત્મજ્ઞાન વધારી શકે છે. મઠોમાં કુંવારા બાવા તથા બાવીઓ વસે છે. બાવીઓ માથે ચોટલાની એક લટ રાખીને બાકીનો ચોટલો મુંડાવી નાંખે છે. બાવા અને બાવીઓ ભેગાં થઇ વિષ્ણુ અને ચૈતન્યનું ભજન કરે છે. અને ગાતાં ગાતાં નાચે છે. એ બાવીઓ બંગાળાના જમીનદારની સ્ત્રીઓને ભણાવે છે, એથી કદાચ એ ધર્મનો બંગાળામાં ઘણો ફેલાવો થયો. આ ધર્મ રોમન કાથોલીક ધર્મને કંઇક મળતો આવે છે.

**વલ્લભસ્વામી**—ઈ. સ. ૧૫૨૦-એમનો જન્મ તૈલંગણમાં થયો હતો. જ્યારે વૈષ્ણવ ધર્મની પડતી થવા માંડી; ત્યારે વલ્લભ સ્વામીએ વિષ્ણુ પૂજામાં ફેરફાર કરીને, કૃષ્ણની ભક્તિનો માર્ગ ચલાવ્યો. એમણે ઉત્તર હિંદમાં એવો બોધ કર્યો કે, આત્મા ઉદ્ધારને માટે દેહદમન કરવાની કે દુઃખ વેઠવાની જરૂર નથી. પણ આત્મા ઉદ્ધારનું સાધન કિશોર કૃષ્ણની ભક્તિ કે શ્રદ્ધા છે. એ ધર્મમાં હલકી વર્ણના લોકો ન ભેળવતાં શેઠ શાહુકારોને ભેળવે છે. આઠ પહોરની જુદી જુદી સેવા આ ધર્મમાં દાખલ કરેલી છે. આ પંથ પ્રોટેસ્ટંટને મળતો આવે છે.

**કૃષ્ણ ભક્તિનો માર્ગ**—આ પંથ વલ્લભ સ્વામીએ ફેલાવ્યો; એમના સંપ્રદાયના દશ મર્મ છે. (૧) ધર્મ ગુરૂઓને પૂર્ણ આશરો આપવો (૨) કૃષ્ણની ભક્તિ એજ મોક્ષનું સાધન છે. (૩) સંસારની લાજ અને વેદ શાસ્ત્રની આજ્ઞા છોડી દઇ આચાર્યને તાબે થવું (૪) આચાર્ય આગળ દીનતા રાખવી (૫) હમેશાં [illegible]

ઇજીના ગુણ ગાવા. (૬) મનમાં એમ સમજવું કે, હું મર્દ નથી, પણ શ્રીકૃષ્ણની ગોપી છું. (૭) આચાર્યની આજ્ઞા પાળવી (૮) ગોસાઇજીના નામનું મહાત્મ વધારવું. (૯) વૈષ્ણવોનો સમાગમ અને સેવા કરવી. ૧૦ ગોસાઇજી જે કરે, તે ઉપર વિશ્વાસ રાખવો.

**હિંદુઓનું ધર્મ બંધન**—હિંદુઓના જ્ઞાતિ બંધનથી સંસારી પાયો જોરાવર થયો; તેમ શિવ અને કૃષ્ણની ભક્તિવડે ધર્મનો પાયો જોરાવર થયો; હિંદુધર્મ ઘણા ધર્મોમાંથી નીકળ્યો છે; પણ એ ધર્મનું મૂળ જોવા જઈએ તો વેદ ધર્મ છે. હાલના લોકો એ ધર્મના ભિન્ન ભિન્ન પંથો માનેછે. વિદ્વાન બ્રાહ્મણો એક ઇશ્વરને માનેછે, ઓછા કેળવાએલા બ્રાહ્મણો ઇશ્વરના કોઇ રૂપને દેવ સરીકે પૂજેછે સાધારણ બ્રાહ્મણો શિવલિંગની પૂજા કરેછે; વેપારી લોકો વિષ્ણુના અવતારને પૂજે છે. હલકી વર્ણના લોકો શિવને કે ભયંકર કાળીના રૂપને ભજે છે.

---

## પ્રકરણ ૮ મું.

**મુસલમાની ધર્મનો ઉદય**—એ ધર્મનો સ્થાપનાર મહમદ પેગમ્બર હતો. તેનો જન્મ ઈ. સ. ૫૭૦ માં મક્કામાં થયો હતો. તેણે ઇ. સ. ૬૦૯ માં મુસલમાની ધર્મનો ઉપદેશ કરવા માંડયો. તે એવો ઉપદેશ કરતો કે, પરમેશ્વર એક છે. પરમેશ્વરનો પેગમ્બર એટલે સંદેશો લાવનાર મહમદ છે. કોઇએ મુર્તિ પુજા કરવી નહી, આ વખતે અરબસ્તાનના આરબ લોક મુર્ત્તિ પુજનારા હતા, તેથી મહમદને મારી નાંખવાનો વિચાર કર્યો. મહમદ આરબોની બીકથી ઇ. સ. ૬૨૨માં મદીને નાશી ગયો. નાસવાને આરબી ભાષા-

માં હીજરી કહેછે. તેથી મુસલમાનોએ એ વરસથી હીજરી સન ગણવા માંડયો. ઇ. સ ૬૩૨ માં એના મરણ પછી એ ધર્મ એના ખલિફાઓએ સિરિયા, અફગાનિસ્તાન, અને ઇરાનમાં ફેલાવ્યો.

**આરબ સવારીઓ**—ઇ. સ. ૬૩૬ માં ઉસમાન નામે આરબ સરદારે ભરૂચ ઉપર સવારી કરી, તેમ ૬૬૨ ને ૬૬૪ માં સિંધપર ચડાઇ કરી. પણ એકે પ્રાંત તાબે કર્યો નહિ; પછી કોઇ રજપૂત રાજાએ સિંધના દેવળ બંદરમાં આરબી વહાણ કબજે કર્યું; તેની નુકશાની ભરી લેવાને ૭૧૨ માં મહમદ કાસમ નામના સરદારને સિંધ ઉપર મોકલ્યો. તે વખતે સિંધમાં દાહીર નામે રજપૂત રાજા રાજ્ય કરતો હતો. સિંધના રજપૂતો કંઇ બંગડીઓ પહેરે તેવા નહોતા; પ્રથમ તેમણે પોતાનાં બૈરાં છોકરાંને બાળી મૂકયાં પછી નાગી તરવાર લઇ હરહર મહાદેવ કરતા મુસલમાનો ઉપર તૂટી પડયા; પણ તેઓ હાર્યા; ને કાસમે સિંધમાં થાણાં બેસાડયાં. પરંતુ એવામાં વાલીદની એના ઉપર અપ્રીતિ થઇ; તેથી તેને રજપૂતોએ ઈ. સ. ૭૧૪ માં મારી નાંખ્યો. અને તેનું માથું કાચા ચામડામાં શીવીને વાલીદ પાસે મોકલાવ્યું. કાસમના મરણપછી આરબો હિંદ તરફ આવતા અટકયા. ૭૫૦ માં રજપૂતોએ સિંધમાંથી આરબ થાણાં હાંકી કાઢયાં; તેથી આરબોએ ૮૨૮ લગી હિંદુઓને હરકત કરી, ત્યાર પછી સિંધનો કબજો રજપૂતોને હાથ આવ્યો.

**મુસલમાનો આવ્યા, તે વખતમાં હિંદુ રાજ્ય**—આ વખતે હિંદમાં મુખ્ય ચાર રાજ્ય હતાં; (૧) સિંધુ અને જમનાની આજુબાજુના પ્રાંતમાં કનોજના રાજાનું રાજ્ય હતું. (૨) ગંગાની નીચલાણના પ્રદેશમાં અશોકના વંશજોનું રાજ્ય હતું. (૩) માળવામાં વિક્રમના વંશજોનું રાજ્ય હતું. (૪) દક્ષિણ હિંદમાં બળવાન

અનાર્ય રાજા રાજ્ય કરતા હતા; અને તેઓ કોઇ વખત ચેરા, ચોળા, ને પાંડય રાજાઓની હકુમતમાં રહેતા. ઉપરના રાજાઓનું એક સંપી બળ હોવાથી હિંદતરફ મુસલમાનોથી અવાતુ નહિ.

**મુસલમાનો આવ્યા તેવારે હિંદુ રાજાનો સંપ—મુસ**લમાની હુમલા વખતે ઉત્તર અને દક્ષિણના હિંદુ રાજાઓ સંપ કરતા હતા; તેથી મુસલમાનોએ હિંદુ રાજાઓ સામે ટક્કર ઝીલાતી નહિ. તેથી કરીનેજ ૭૧૨ માં તેઓથી સિંધમાં રાજ્ય સ્થાપન થયું નહો તેમણે ઇ. સ. ૯૭૭ થી ૧૧૭૬ ની વચમાળેના વરસોમાં ફક્ત પંજાબનો થોડો ભાગ ખાલસા કર્યો. ઇ. સ. ૧૫૬૫ માં તાલિકોટનો સંગ્રામ થયો, ત્યાં લગી હિંદુઓમાં પુર્ણ સંપ હતો. ૧૬૦૫ સુધીમાં અકબરે કેટલાક હિંદુ રાજાઓને તાબે કર્યા. ૧૬૫૦ પછીના વરસોમાં મોગલાઇ તોડી તેઓ સ્વતંત્ર થયા, એવામાં સુખદાયક ઇંગ્રેજી રાજ્ય થયું, તેથી તેના તાબામાં હાલ હિંદુઓ સુખેથી રાજ્ય કરે છે.

**મુસલમાનોના નામનાજ હુમલા—**ઇ. સ. ૬૧૬ માં મુસલમાને ભરૂચ ઉપર સ્વારી કરી, ત્યારથી તે ૧૭૬૧ માં અહમદ અબ્દલી ચડી આવ્યો, ત્યાં સુધીનાં આસરે ૧૧૦૦ વરસોમાં તેમણે ફક્ત હિંદના થોડા પ્રાંતો લીધા, કોઇક વખતે પણ મુસલમાનોએ આખો હિંદ છત્યો નથી. હમેશાં હિંદુ રાજાઓનો અમલ હિંદના પ્રાંતોમાં ચાલતોહતો, જ્યારે મુસલમાનોની ચડતી થાય ત્યારે તેઓ તેમને ખંડણી આપતા. સને ૧૫૦૮ થી ૧૬૦૭ સુધીમાં ચાર મુગલ બાદશાહ જબરા થયા; તેમના વખતમાં ખીજીવાર રજપુતો સામા થયા. ત્યાર પછી હિંદનાં ઘણાંખરાં મુસલમાની રાજ્યો પાસેથી મરેઠા ખંડણી ઉઘરાવતા હતા; તેમ શીખ અને ઇંગ્રેજોનું

જોર વધ્યું, તેથી હિંદુઓને પોતાનો મુલક પાછો મળ્યો.

## ગીજની વંશ ૯૬૨ થી ૧૧૮૬

**અલપ્તગીન—૯૬૨—૯૭૭**—બોખારામાં સેમેનીસ નામે તા તાર વંશ રાજ્ય કરતોહતો. આ વંશના પાંચમા પાદશાહ અબદુલ મલિકને અલપ્તગીન નામે એક તુર્કી ગુલામ હતો; એ કુદકા મારીને તથા ગારૂડી વિદ્યાવડે પાદશાહને ખુશી કરતોહતો. માટે પાદશાહે તેને ખોરાસાનની સુબેદારી આપી; પછી પાદશાહનું મરણ થયું, ત્યારે તેણે ગીજનીમાં જઇ ૯૬૨ માં સ્વતંત્ર ગાદી કરી, તેનું મરણ ૯૭૭ માં થયું, પછી એની ગાદીએ એનો ગુલામ તેમજ જમાઇ સબકતગીન બેઠો.

**સબકતગીન**—૯૭૭ થી ૯૯૭—એને કોઇ શાહુકારે તુર્કસ્તાનમાંથી ગુલામ તરીકે આણ્યો હતો. એ શાહુકાર પાસેથી અલપ્તગીને વેચાતો લીધો; એની ચંચળાઇ જોઇ અલપ્તગીને પોતાની દીકરી પરણાવી; અલપ્તગીનના મુઆ પછી ગીજનીમાં ગાદીએ બેઠો ને પઠાણ લશ્કર સાથે પંજાબની સરહદ ઉપર લુંટ કરવા લાગ્યો, તેથી પંજાબના રાજા જયપાળે ગીજની ઉપર ચડાઇ કરી. આ વખતે સબકતગીન સામો લડવા આવ્યો, એવામાં ભારે વાવાઝોડું થઇ વરસાદ પડયો. આ વખતનો લાભ લઇને સબકતગીને રજપુત સૈન્યનો રસ્તો આંતર્યો; માટે જયપાળે સબકતગીનને ૫૦ હાથી તથા ૨॥ લાખ રૂપિઆ આપવાનું વચન આપ્યું; પણ લાહોર આવ્યા પછી એ વચન પાળ્યું નહિ; તેથી સબકતગીને લાહોર ઉપર બીજીવાર ચડાઇ કરી; તે વખતે જયપાળની મદદે દિલ્હી અજમેર, કનોજ, કલિંજર, વગેરેના રજપુત રાજાઓ આવ્યા હતા પેશાવર આગળ બંનેનાં સૈન્ય લડયાં, તેમાં જયપાળની હાર થઇ.

ને સબકતગીને પેશાવરમાં થાણું બેસાડયું. ત્યાર પછી ૫૬ વરસની ઉમરે સબકતગીનનું ૯૯૭ માં મોત થયું.

મહમદ ગીજની—(સુલતાન મહમુદ) ૯૭૧ થી ૧૦૩૦ સબકતગીનને બે આનોરસ પુત્ર હતા. એક ઈસ્માઈલ અને બીજો ગહમુદ. સબકતગીનના મુઆ પછી ઇસ્માઇલ ગાદીએ બેઠા પણ તેને મહમુદે કેદ કર્યો, ને પોતે ૧૬ વરસની ઉમરે ગાદીએ બેઠો. એણે પૈસાના લોભથી હિંદુસ્તાન ઉપર નાની મોટી ૧૭ સ્વારીઓ કરી. તેમાંની નવમી અને બારમી સ્વારીમાં એણે પુષ્કળ પૈસો મેળવ્યો.

(૧) ૧૦૦૧ લાહોરના રાજા જયપાળ ઉપર કરી, તેમાં પેશાવર આગળ જયપાળ હાર્યો.

(૨) ૧૦૦૪ માં બાટીઆના રાજા વિજયરાજ ઉપર કરી, તેમાં બાટીઆના રાજાએ ખંડણી આપવાની કબુલાત આપી.

(૩) ૧૦૦૫ માં મુલતાનના સૂબા ફાતેલોદી ઉપર કરી તેમાં લોદી હાર્યો.

(૪) ૧૦૦૮ માં લાહોરના રાજા અનંગપાળ ઉપર કરી, તેમાં બહિનાથ આગળ અનંગપાળ હાર્યો; ને મહમુદ નગરકોટના દેરામાંથી પુષ્કળ પૈસો લઇ ગયો.

(૫) ૧૦૧૦ માં મુલતાનના સૂબા ફાતલોદી ઉપર બીજીવાર કરી, તેમાં ફાતલોદી કેદ પકડાયો.

(૬) ૧૦૧૧ માં સ્થાનેશ્વર ઉપર કરી, ને એક લાખ હિંદુને કેદ પકડયા.

(૭–૮) ૧૦૧૪ અને ૧૦૧૫ માં કાશ્મિર ઉપર કરી, તેમાં મહમદને હાની પહોંચી.

(૯) ૧૦૧૭ માં મથુરાં તથા કનોજ ઉપર કરી, તેમાં કનોજ

ના રાજા કુંવરરાયની હાર થઇ.

(૧૦) ૧૦૨૨ માં કલિંજર ઉપર ચઢી, તેમાં કલીંજરનો રાજા હાર્યો.

(૧૧) ૧૦૨૩ માં લાહોર ઉપર ચઢી, તેમાં લાહોરનો રાજા વિજયપાળ હાર્યો.

(૧૨) ૧૦૨૪ માં સોરઠી સોમનાથઉપર ચઢી, તેમાં તેની સામો ગુજરાતનો રાજા બાણાવળી ભીમ લડવા આવ્યો; પણ તેની હાર થઈ. મહમુદે સોમનાથની મુર્ત્તિના ચાર કડકા કર્યા. તેમાંનો એક કડકો પોતાની મસીદના પગથીઆમાં જડાવ્યો. અને બીજો કડકો પોતાના મહેલના દરવાજામાં જડાવ્યો. ત્રીજો મક્કે, અને ચોથો મદીને મોકલ્યો; વળી તેણે એ દહેરામાંથી પુષ્કળ જવાહીર મેળવ્યું ને લઇ તે ગીઝની તરફ જવા નીકળ્યો; પણ સિંધના રણમાં ભુલા પડવાથી ઘણો હેરાન થયો.

મહમુદની સ્વારીઓની મુખ્ય મતલબ પૈસો મેળવવાની હતી. તેણે ૧૭ સ્વારીઓ હિંદ ઉપર કરી, પણ તેણે મુલકમાં વધારો કર્યો નહિ. ૪૯ વરસની ઉમરે ગિઝનીમાં એનું મોત થયું; એના દરબારમાં હિંદમાંથી પકડી આણેલા બંદીવાનો એટલા બધા ત્ર્યા, કે દર હિંદુ બંદીવાનને અઢી રૂપિએ પણ કોઇ ખરીદતું નહિ, મુસલમાનોને એ વહાલો લાગે છે, પણ હિંદુઓને તે આંખના પાટા જેવો લાગે છે. એનો વધારે આબરૂ વિદ્યાને ઉત્તેજન આપવાથી છે. લાઇ, એના દરબારમાં ફિરદોસી નામે પ્રખ્યાત કવિ હતો.

ફિરદોસી કવિ—એણે "શાહનામુ" નામે મહમુદના ચરિત્રનું પુસ્તક બનાવ્યું; તે જોઇ મહમુદ રાજી થયો; ને તે પુસ્તક પુરૂં થએ કવિને સોનાના સિક્કા આપવાના કહ્યા. જ્યારે કવિએ

"શાહનામુ" પૂરૂં કર્યું ત્યારે સુલતાન મહમુદે તેને રૂપાના સિક્કા આપવા માંડયા. પાદશાહના આવા લોભી સ્વભાવથી કવિરાજ રીસાઇ ગયા; ને સુલતાન ભૂંડીનો છોકરો છે, એવી કવિતા બનાવી. તેથી પાદશાહે કવિનો ગુસ્સો સમાવવાને એક લાખ સોનાના સિક્કા મોકલાવ્યા; એ સિક્કા સુલતાનના સિપાઇઓ કવિના શહેરમાં લઇ જતા હતા. એવામાં શહેર નજીક એજ કવિનું મુડદુ આવ્યું, તેથી કવિને સિક્કાનો મેળાપ થયો નહિ.

મશાઉદ્દીન—૧૦૩૦—૧૦૪૦ સુલતાન મહમુદને મહમદ અને મશાઉદ્દીન નામના બે દિકરા હતા; તે બેઉ સુલતાન મુવા પછી ગાદી માટે લડવા લાગ્યા; તેમાં મશાઉદ્દીને મહમુદને આંધળો કર્યો. ને પોતે રાજ કરવા લાગ્યો; એના વખતમાં સેલજુક લોકનો સરદાર તોઅગેલ ચડી આવ્યો. દંદુના નાકામાં બંને જણની ફોજો લડી. તેમાં મશાઉદ્દીન હાર્યો; આ પાદશાહે ઘણા વિદ્વાનોને આસરો આપ્યો હતો.

મોદુદ—૧૦૪૯—૧૦૫૧—મસાઉદ્દીનના મરણ પછી એનો દીકરો મોદુદ ગાદીએ બેઠો, એવામાં એના એક બાઇએ બંડ કર્યું, તેમાં તેણે તેનું માથું કાપી નાંખ્યુ. પછી એણે તોઅગેલની પૌત્રી સાથે લગ્ન કર્યું; આ લગ્નથી સેલજુક લોકના હુમલા બંધ પડયા.

અબદુલહુસેન—૧૦૪૯—૧૦૫૧-મોદુદના મૂઆ પછી એના બાઇ અબ્દુલ હુસેને એના નાના છોકરાને મારીને ગાદી લીધી; પણ બે વરસની અંદર એના કાકા અબ્દુલ રસીદે એને મારીને ગાદી લઇ લીધી.

અબદુલરસીદ—૧૦૫૧—૧૦૫૧—એના વખતમાં તાતાર જાતના તોગલ સરદારે ગીજનીપર ચડાઈ કરી, ને ગીજની વંશના

જેટલા પુરૂષ એના હાથમાં આવ્યા, તેટલા બધાને એણે મારી નાં-ખ્યા; તેમજ પાદશાહને પણ મારી નાખ્યો. ફકત ત્રણ શાહજાદા બચી ગયા. તેમાંના ફરૂકઝાદને ગાદી મળી.

**ફરૂકઝાદ**—૧૦૫૧—૧૦૫૮—એણે સેલજુકી લોકના હુમલા પાછા વાળ્યા. અને પોતાના વંશજોએ જે મુલક ખોયો હતો, તે એ-ણે પાછો મેળવ્યો. એવામાં અરસલાન નામે સેલજુક સરદાર ચડી આવ્યો. તેથી રાજ્યમાં ઘણી ખરાબી થઈ.

**ઇબ્રાહિમ**—૧૦૫૮—૧૦૮૯ ફરૂકઝાદ પછી એનો છોકરો ઇબ્રાહીમ ગાદીએ બેઠો; એ દેવ ભોળો હતો, એણે સેલજુકી લોકને હરાવીને સલાહ કરવાની ફરજ પડાવી; આ પાદશાહે પોતાનો ઘણો વખત કુ-રાનની નકલો કરવામાં ગુમાવ્યો, એ મુઓ, તે વખતે એને ૪૦ છોકરાને ૩૬ છોકરીઓ હતી.

**મસાઉદ્દીન બીજો**—૧૦૮૯—૧૧૧૪ ઇબ્રાહીમ પાછળ એ-નો છોકરો બીજો મસાઉદ્દીન ગાદીએ બેઠો; એણે બધા કાયદા ફરી-ને સુધાર્યા, કેટલાક વરસ સુધી એની રાજગાદી લાહોર દરબારમાં હતી; એના સરદારોએ ગંગા નદીની પેલી બાજુના પ્રાંતોમાં જીત મેળવી.

**અરસલાન**—૧૧૧૪—૧૧૧૮ એના મરણ પછી એનો છો-કરો અરસલાન ગાદીએ બેઠો. સેલજુક સરદાર સંજરની બેહેન એ-ની મા થતી હતી. તેથી એના રાજ્યમાં સેલજુક લોકના હુમલા બંધ પડ્યા.

**બેહેરામ**—૧૧૧૮—૧૧૫૨ એ અરસલાનનો ભાઈ હતો. એને સેલજુકી સરદાર સંજરે ગાદીએ બેસાડ્યો. એણે નિઝામી નામના ફારસી કવિને આસરો આપ્યો હતો. છેવટે એના ઉપર ની

એની મોટી આફત આવી પડી. એને એક બેટી હતી, તેને એણે પેગમ્બર કુળના કુતબુદીન સૈયદ વેરે પરણાવી હતી, એમ છતાં સસરો અને જમાઇ વઢી પડયા, તેમાં જમાઇનું મોત થયું, તેથી મરનારના ભાઇ સૈફુદીન ઘોરી અને બહેરામ વચ્ચે કટ્ટી દુશ્મનાઈ બંધાઇ. માટે સૈફુદીને ગીઝની ઉપર ચડાઇ કરી બેરામને નસાડયો ને ગીઝનીના લોકને ઘોર પ્રાંતમાં ઘસડી જઇ તેમનાં ગળાં કાપ્યાં, અને તે લોહી કોટ કરવાના કોલમાં વાપર્યું; થોડા દિવસ પછી બેરામે પણ સૈફુદીનની કતલ કરી, તેથી કુતબુદીનના બીજા ભાઇ અલાઉદીને ગીઝની ઉપર ચડાઇ કરી અને મહમુદે ગીઝની શહેરને હિંદના ઝવેરવડે ભપકાદાર બનાવ્યું હતું, તેને એણે સાત દિવસ સુધી બાળ્યું. તેથી તે અલાઉદીન જહાંસોજ (દુનિયાં બાળનાર) કહેવાયો.

ખુશરૂ—૧૧૫૨—૧૧૫૯ અલાઉદીનની બીકથી બેહેરામ લાહોર નાસી જતાં મરણ પામ્યો; માટે એનો છોકરો ખુશરૂ લાહોરમાં જઇ રાજ્ય કરવા લાગ્યો; એ સાત વરસ રાજ કરી ૧૧૫૯ માં ગુજરી ગયો.

ખુશરૂ મલિક—૧૧૫૯ થી ૧૧૮૬ એ ખુશરૂનો છોકરો હતો; એના રાજ્ય ઉપર શાહબુદીને ચડાઈ કરી એને હરાવ્યો. અને એના છોકરાને શાહબુદીને જોર જુલમથી ઓળમાં લીધો, આ અપમાનથી ખુશરૂ મલેક ગક્કર લોક સાથે મળી ગયો; અને તેમની મદદવડે શાહબુદીનનો મજબુત કિલ્લો જીતી લીધો; તેથી શાહબુદીન ઘણો ક્રોધાયમાન થયો ને ખુશરૂ મલેકને મારવાનો ઘાટ રચ્યો; તેણે ખુશરૂને કહ્યું કે હું તારા છોકરાને ઓળમાંથી છોડી મૂકીશું, માટે તું મારી જોડે સલાહ રાખજે, પણ આ કપટ ખુશરૂ સમ-

જ્યો નહિ, માટે પોતાનો છોકરો આવે છે, એમ જાણી મળવા ગયો; પણ રસ્તામાં કપટી શાહબુદ્દીને તેને ઘેરી લીધો; પછી પકડી એને ગાંગીસ્તાનના કિલ્લામાં કેદ રાખ્યો.

## ગિજની વંશ ૯૬૨–૧૧૮૬–૨૨૪ વરસ સુધી

| | | | |
|---|---|---|---|
| અલપ્તગીન | ૯૬૨–૯૭૭–૧૫ | ફરૂકઝાદ | ૧૦૫૧–૧૦૫૮–૭ |
| સબક્તગીન | ૯૭૭–૯૯૭–૨૦ | ઈબ્રાહીમ | ૧૦૫૮–૧૦૮૯–૩૧ |
| મહમદગીજની કે સુલતાન મહમદ | ૯૯૭–૧૦૩૦–૩૩ | મસાઉદ (૨) | ૧૦૮૯–૧૧૧૪–૨૫ |
| મસાઉદ (૧) | ૧૦૩૦–૧૦૪૦–૧૦ | આરસલાન | ૧૧૧૪–૧૧૧૮–૪ |
| મોદુદ | ૧૦૪૦–૧૦૪૯–૯ | બહેરામ | ૧૧૧૮–૧૧૫૨–૩૪ |
| અબ્દુલહુસેન | ૧૦૪૯–૧૦૫૧–૨ | ખુશરૂ | ૧૧૫૨–૧૧૫૯–૭ |
| અબ્દુલરસીદ | ૧૦૫૧–૧૦૫૧–૦ | ખુશરૂમલેક | ૧૧૫૯–૧૧૮૬–૨૭ |

### ઘોરીવંશની સ્થાપના.

**અલાઉદ્દીન—૧૧૫૨—૧૧૫૬**—એ ઘોર પ્રાંતનો રહેવાસી હતો; માટે એના વંશનું નામ ઘોરી વંશ પડ્યું; એણે ગીજની શહેરને બાળી મેદાનમેદાન કરી નાંખ્યું; તેથી એનું નામ દુનિયા બાળનાર (જહાંસોજ) પડ્યું, સેલજુકી લોકના મુખ્ય સરદાર સુલતાન સંજરે એને કેદ કર્યો; પરંતુ પાછળથી એને છોડી મુક્યો; એવામાં એનું મરણ થયું, તેથી એનો પાછળ છોકરો સૈફુદ્દીન ગાદીએ બેઠો.

**સૈફુદ્દીન**—એ અલાઉદ્દીનનો છોકરો હતો; જ્યારે એના બાપને સંજરે કેદ કર્યો, ત્યારે એની બાઈડીનું જવાહીર લુંટમાં ગયું હતું. એક દહાડો તેજ જવાહીર તેણે એક સરદાર પાસે જોયું, તેથી તેણે એને મારી નાંખ્યો, એટલામાં એ સરદારનો ભાઈ અબ્બાસ આવી પહોંચ્યો; તેણે સૈફુદ્દીનને જોરજોર ભાલો માર્યો, તેથી તેનું મ-

રણ થયું; માટે એની પાછળ એનો પિત્રાઇ ભાઇ ગ્યાસુદ્દીન ગાદી-એ બેઠો.

**ગ્યાસુદ્દીન ૧૧૫૭—૧૨૦—**એને શાહબુદ્દીન નામે ભાઇ હતો; એ બંને ભાઇ અલાઉદ્દીનના ભત્રીજા થતા હતા. તેઓ હળી ગળીને રાજ્યકારભાર ચલાવતા હતા. તેમાં શાહબુદ્દીન લશ્કરી કામ કરતો, અને ગ્યાસુદ્દીન મુલકી કારભાર કરતો, શાહબુદ્દીને મુલક મેળ-વવા હિંદપર નવ સ્વારીઓ કરી.

(૧) ૧૧૭૬માં પંજાબના ઉક નામે શહેર ઉપર કરી, ને તે શહેર તાબે કર્યું.

(૨) ૧૧૭૮ માં ગુજરાતના રાજા ભોળાભીમદેવ ઉપર કરી, તેમાં પોતે હાર્યો.

(૩) ૧૧૭૮ માં ખુશરૂ મલેક ઉપર કરી, ને તેના છોકરાને જોર જુલમથી ઓળમાં લીધો.

(૪) ૧૧૭૯ માં સિંધપર કરી, ને તે પ્રાંત સમુદ્ર કિનારા સુધી લુટયો.

(૫) ૧૧૮૪ માં ખુશરૂમલેક ઉપર કરી તેને કેદ કર્યો.

(૬) ૧૧૯૧ માં પૃથુરાજ ઉપર કરી, તેમાં આ બંનેની ફોજો કર્નાલ અને સ્થાનેશ્વરની વચ્ચેના તિરૌરીના મેદાનમાં લઢી, તેમાં શાહબુદ્દીનની હાર થઇ.

**રજપુત રાજ્યો—**(૧) દિલ્હીમાં અનંગપાળ તુઆરનું (૨) આજમેરમાં સોમેશ્વર ચોહાણનું (૩) કનોજમાં વિજયપાળના કુંવર જયચંદ્ર રાઠોડનું (૪) ગુજરાતમાં ભોળાભીમ સોલંકીનું (૫) આબુ ઉપર જેતસી પરમારનું.

**રજપુતોમાં કુસંપ થવાનાં કારણ—**(૧) દિલ્હીના રાજા

અનંગપાળને બે દીકરીઓ હતી, તેમાંની એક વિજયપાળ રાઠોડને અને બીજી સોમેશ્વર ચોહાણને પરણાવી હતી, એ અનંગપાળને દીકરો નહોતો, માટે એણે સોમેશ્વરના દીકરા પૃથુરાજને દત્તક લીધો, એથી વિજયપાળના દીકરા જયચંદ્રને માઠું લાગ્યું, એમ બે મસીઓઈ ભાઇ વચ્ચે વેર બંધાયું. (૨) આબુના રાજા જેતસી પરમારની ઇચ્છની નામે કુંવરી પરણવા માટે ભોળાભીમ અને પૃથુરાજ વચ્ચે લડાઇ થઈ. (૩) કળીયુગના આરંભમાં પાંડવોએ અશ્વમેધ કર્યો હતો; તેવો યજ્ઞ કરવાનો જયચંદ્રે વિચાર કર્યો, ને સર્વ રાજાને આમંત્રણ મોકલ્યાં, તેમાં ઘણા રાજા ગયા, પણ પૃથુરાજ ગયો નહિ, તેથી જયચંદ્રને ખોટું લાગ્યું. (૫) જયચંદ્રની કુંવરી સંયોગતાને સ્વયંવર વખતે પૃથુરાજ ઉપાડી ગયો. એથી રજપૂતોમાં વેર બંધાયું.

(૭) ૧૧૯૩ માં ઉપરના કુસંપનો લાગ તાકીને શાહબુદીને પૃથુરાજ ઉપર સ્વારી કરી; તે બંનેનાં લશ્કરો પાણીપતના મેદાનમાં વઢયાં, તેમાં પૃથુરાજ પકડાયો, એવું ચંદ બારોટે પૃથુરાજ રાસામાં લખ્યું છે.

(૮) ૧૧૯૪ માં કનોજ ઉપર કરી, તે વખતે જયચંદ્ર પોતાનું દળપાંગળુ, લશ્કર લઇ લડવા આવ્યો; પણ તેની હાર થઇ.

(૯) ૧૧૯૫ માં શાહબુદીને પોતાના સરદાર કુતબુદીનને ગ્વાલીયર ઉપર મોકલ્યો, તેમાં કુતબુદીનની જીત થઇ. ત્યાર પછી એના સુબા બખત્યાર ખીલજીએ ૧૧૯૯ માં અયોધ્યા, અને બહાર પ્રાંત જીતી લીધા; એવામાં ગ્યાસુદીન ૧૨૦૨ માં મરણ પામ્યો.

**શાહબુદીન—૧૨૦૨—૧૨૦૬** એને ખારીજમ (ખીવા) ના પાદશાહ જોડે અણબનાવ થયો; માટે એણે એના ઉપર ચડાઇ ક-

રી, પણ તેમાં પોતે હાર્યો; તે વખતે એના સરદાર બખતિયાર ખિલજીએ ૧૨૦૩ માં બંગાળાના સૂબા લક્ષ્મણસેનનું રાજ્ય છતી લીધું, શાહબુદ્દીનના ત્રણ ગુલામો સૂબાનાં કામ કરતા. તેમાં કુતબુદ્દીન પાસે હિંદની સુબેદારી, એલદોઝ પાસે ગીજનીની, અને નાશરૂદ્દીન પાસે મુલતાન તથા સિંધની સુબેદારી હતી, ૧૨૦૩ માં ગક્કર લોકે પંજાબ ઉપર ચઢાઇ કરી, તેથી શાહબુદ્દીને હિંદમાં આવી તેઓને નસાડયા; પછી તે સ્વદેશ જવાસાર નીકળ્યો; પણ તેને રસ્તામાં સિંધુ નદી આગળ મુકામ કરવો પડયો; ત્યાં તેને ગક્કર જાતના પહાડી લોકે રાતમાં ઉંઘતો મારી નાંખ્યો.

**એનાં કામો**—એણે મુલક મેળવવા માટે હિંદપર સ્વારીઓ કરી, તેમાં તેણે સિંધુ નદીથી બંગાળા સુધીનો મુલક તાબે કર્યો, એ નર મોટો હિંમતવાન હતો, પરંતુ તેનામાં મહમુદના જેવી પંચરસ બુદ્ધિ નહોતી, એણે મહમુદની પેઠે વિદ્યાને ઉત્તેજન આપ્યું નહિ; માટે એની કીર્તિ ઝાઝી ફેલાઈ નહિ.

**મહમુદ ૧૨૦૬—૧૨૧૨**—એ શાહબુદ્દીનનો છોકરો હતો, એના બાપના મરણ પાછળ ઘણા સુબા સ્વતંત્ર થઇ ગયા; તેથી હિંદના રાજ્યનો કબજો એની પાસે રહ્યો નહિ. વળી સિંધ તરફ લડાઇઓ ચાલી, તેથી રૈયતની ખરાબી થઇ, એવામાં આ પાદશાહનું મરણ થયું.

## ગોરીવંશ ૧૧૫૨—૧૨૧૨—૬૦ વરસ ચાલ્યો

| | | | |
|---|---|---|---|
| અલાઉદ્દીન | ૧૧૫૨ | ૧૧૫૬ | ૪ |
| સૈફુદ્દીન | ૧૧૫૬ | ૧૧૫૭ | ૧ |
| ગ્યાસુદ્દીન | ૧૧૫૭ | ૧૨૦૨ | ૪૫ |
| શાહબુદ્દીન | ૧૨૦૨ | ૧૨૦૬ | ૪ |

મહમદ ગોરી..................૧૨૦૬........૧૨૧૨............ ૧

## ગુલામવંશ.

**કુતબુદ્દીન—૧૨૦૬—૧૨૧૦** એને નિશાપુરના કોઇ શાહુકારે ખરીદ કર્યો હતો, એને ફારસી તથા અરબી ભાષા શીખવવા માંડી, પણ એવામાં એ શાહુકારનું મરણ થયું, તેથી તે એક વેપારીને ત્યાં વેચાયો; પછી તે વેપારીએ ભેટ તરીકે શાહબુદ્દીનને આપ્યો. આ પાદશાહના હાથ નીચે કેળવાઇ કુતબુદ્દીને ઉંચી પદ્વિ મેળવી; વળી, એની નીતિ જોઇ પાદશાહે તેને ભરતખંડનો સુબો ઠરાવ્યો. શાહબુદ્દીનના મરણ પછી એણે હિંદુસ્તાનમાં પ્રથમ સ્વતંત્ર ગાદી સ્થાપી; અને ગીજનીના સુબા એલદોજની બેટી વેરે લગ્ન કર્યું, પછી તેણે દિલ્હીની પાસે કુતુબ મિનારો બાંધવાનું કામ શરૂ કર્યું. પણ એવામાં ગુજરી ગયો. એનામાં ઘણી ઉદારતા હતી; તેથી લોકમાં એવી કહેવત છે કે "કુતબુદ્દીન જેવો ઉદાર" એ વંશનો પહેલો બાદશાહ કુતબુદ્દીન ગુલામ જાતનો હતો, માટે એ વંશનું નામ ગુલામ વંશ પડ્યું.

**આરામ—૧૨૧૦—૧૨૧૧** કુતબુદ્દીન પાછળ એનો છોકરો આરામ ગાદીએ બેઠો. એનામાં જાતે કારભાર કરવાની શક્તિ નહોતી, તેથી તેના બનેવી અલ્તમસે તેને એક વરસની અંદર ગાદીએથી ઉઠાડી મુક્યો અને પોતે ગાદીનો ધણી થયો.

**અલ્તમશ**—એ કુતબુદ્દીનનો ગુલામ તેમજ જમાઇ હતો. એણે ૧૨૧૫ માં ગીજનીના સુબા એલદોજને તથા સિંધના સુબા નાસરદીન કુબાચાને નમાવ્યા; એવામાં મુગલ સરદાર જંગિસખાં સિંધુ નદી સુધી આવ્યો. પણ ત્યાંથી તે તરત ઇરાન તરફ વળી ગયો. ૧૨૨૫ માં સિંધ ને નીચલા બંગાળાના સુબા સ્વતંત્ર થયા

તેમને અલ્તમશે જીત્યા; ને ૧૨૩૧ માં ઉજ્જનમાંનું મહાકાળેશ્વરનું દહેરૂં ખોદી નાંખ્યું એણે કુતબુદીનનો શરૂ કરેલો કુતબ મિનારો પુરો કર્યો. એ મિનારો હંજુ સુધી ૨૪૨ ફુટ ઉંચો છે.

**રૂકનુદીન**—૧૨૩૬—૧૨૩૬ એ અલ્તમશનો છોકરો હતો. એણે ગવૈયા તથા મસ્કરાને ઘણો પૈસો આપી દીધો; અને બધો રાજકારભાર પોતાની માને સોંપ્યો; પણ તે જુલમી અને દુષ્ટ કામો કરવા લાગી. તેથી સર્વ લોકે તેને ગાદીએથી ઉઠાડી મૂકી; અને તેની દીકરી રઝીયાબેગમને ગાદીએ બેસાડી.

**રઝીયાબેગમ**—૧૨૩૬—૧૨૩૯ એ અલ્તમશની બેટી હતી હિંદમાંના મુસલમાની રાજ્યમાં સ્ત્રી તરીકે રાજ કરનાર આ એકલીજ હતી; તે કુરાનમાંના કઠણ શબ્દના અર્થ પણ સમજતી હતી ને રાજકારભાર કરવામાં ચાલાક હતી; તેમજ રાજ્યનો બંદોબસ્ત કરવામાં પણ ખબરદાર હતી; પોતે સુલતાનનો પોશાક પહેરી તખ્તપર ઇન્સાફ કરવા બેસતી; જે કોઇ દાદ કરવા આવે તેની દાદ ધ્યાનમાં લઇ બંદોબસ્ત કરતી. એણે કાયદા ફરીથી તપાસીને સુધાર્યા; જે ગુણો રાજાંમાં જોઇએ તે ગુણો એ બાઇમાં હતા. પરંતુ એના કમનસીબને લીધે એની બુદ્ધિ બગડી; એણે જમાલ નામે એક હબસી ઘોડેસ્વારની જોડે દોસ્તી કરી, એથી અમીરો નાખુશ થયા; ને જમાલને મારી નાંખ્યો તથા સુલતાન રઝીયાને તુરંગમાં પુરી; તેની ચોકી કરવાને અલટુનિયા નામે તુર્કી સરદારને નીમ્યો. ત્યાંથી રઝીયા તથા અલટુનિયો નાશી ગયાં, પણ છેવટે બેઉ જણ માર્યાં ગયાં.

**બેરામ** (મવઝુદીન)—૧૨૩૯—૧૨૪૧ એ રઝીયાબેગમનો બીજો ભાઇ હતો; એના વખતમાં મુગલો પંજાબપર ચઢી આવ્યા

ને રાજ્યમાં ઘણો ગરબડાટ થયો; એવામાં એના લશ્કરે એને મારી નાંખ્યો.

**મસુદ** (અલાઉદીન ) ૧૨૪૧—૧૨૪૬ એ રૂકનુદીનનો છોકરો હતો. એના રાજ્યમાં બેરામના રાજ્યની પેઠે ગરબડાટ થયો; એવામાં માણુકખાંન નામે મુગલ સરદારે મુલતાન ઉપર ચડાઈ કરી; પણ તે પંજાબમાંના ઉક શહેરથી પાછો વળી ગયો. ત્યાર પછી બીજો મુગલ સરદાર ચઢી આવ્યો. તેને મસુદના સરદારે હરાવ્યો; એવામાં મસુદને કોઈ તુર્કી સરદારે કેદ કર્યો.

**નાશરૂદીન**—૧૨૪૬—૧૨૬૫ એ ફકીરી ચાલનો હતો; પોતાનો બધો વખત ખુદાની બંદગીમાં તથા કુરાનોની નકલો કરવામાં ગાળતો; વળી એ ફારસી વ્યુત્પત્તિની અંદર હોશિયાર હતો. એણે રાજ્યની લગામ ગ્યાસુદીન બુલબુન નામે વજીરને સોંપી હતી. તે વજીરે ઉક. મેવાત, કરામાણેકપૂર, બુંદેલખંડ, ને માળવાનાં બંડ સમાવ્યાં. તથા સંતુરના હિંદુ રાજાને તાબે કર્યા. એવામાં મુગલો તરફથી હોલાકુખાંન નામે વકીલ આવ્યો; તેની આ પાદશાહે સારી આગતાસ્વાગતા કરી. તથા મુગલોના હુમલા પાછા વાળ્યા.

**ગ્યાસુદીન બુલબુન**—૧૧૬૫—૧૨૮૭ એ નાશરૂદીનનો વજીર હતો. એણે ઉંચ કુળના માણસોને નોકરી આપવાનો તથા નીચ કુળના માણસોને નોકરી ન આપવાનો ઠરાવ કર્યો. બુલબુનનો મોટો છોકરો મહમદ વિદ્વાન હતો. તેને લીધે એના દરબારમાં મોટા મોટા ગ્રંથકારો આવતા હતા. તેઓમાં અમીર ખુશરૂ અને શેખશાદીન નામે બે પ્રખ્યાત કવિ હતા એવામાં મુગલોની ધાતમાંથી બચેલા પંદર રાજા, કવિ, અને અમીરો દિલ્હીમાં આવીને રહ્યા; બુલબુને તેમના ગુજરાનને વાસ્તે જમીન આપી, તથા સારી રીતે

તેમની આગતાસ્વાગતા કરી. બંગાળાના સુબા તોગ્રલે તથા મેવાત-ના ડુંગરી લોકે બંડ કર્યું; તેથી બુલબુને તેગને ક્રુર રીતે મારી નાં-ખ્યા. એને બકારાખાં અને મહમદ નામે બે દિકરા હતા. તેમાંના બ-કારાખાંને બંગાળામાં અને વહાલા છોકરા મહમદને પંજાબમાં સુ-બેદારી સોંપી હતી. મહમદના વખતમાં પંજાબપર અરઘુનખાં ના-મે મુગલ સરદાર ચઢી આવ્યો; તેની જોડે લડતાં મહમુદનું મરણ થયું. આ વહાલા છોકરાના મરણથી લશ્કરી સિપાઇઓની આંખમાં આંસુ આવ્યાં; અને એના બાપ બુલબુનનું અંતઃકરણ ઘણું કકળ્યું.

કૈકુબાદ—૧૨૮૭--૧૨૯૦ બુલબુનને પોતાના નાના છોકરા બકીરાખાં જોડે બનતું નહોતું. તેથી મહમદના છોકરા કૈખુશરૂને ગા દી આપવાનો વિચાર કર્યો; પરંતુ અમીરોએ બકારાખાંના દીકરા કૈ-કુબાદના નામની ડાંડી પીટાવી; ને ખુશરૂને મુલતાનની સુબેદારી આ પી. કૈકુબાદ પોતાની બાયડીના મત પ્રમાણે ચાલતો હતો; એને નિઝામુદ્દીન નામે ખરાબ વજીર મળ્યો હતો. એ વજીરે પાદશાહને બકારાખાં જોડે વેર કરાવ્યું. તેથી કૈકુબાદે એ વજીરને મારી નાં-ખ્યો; કૈકુબાદનામાં રાજ ચલાવવાની શકિત નહોતી, તેથી ખિલજી લોકોએ તેને તથા તેના એ બાળકને મારી નાંખી પોતાના સરદાર જ-લાલુદ્દીનને ગાદીએ બેસાડયો.

## ગુલામવંશ ૧૨૦૬---૧૨૯૦—૮૪ વરસ સુધી.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કુતબુદ્દીન... | ૧૨૦૬ | ૧૨૧૦ | ૪ | બેરામ | ૧૨૩૯ | ૧૨૪૧ | ૨ |
| આરામ.... | ૧૨૧૦ | ૧૨૧૧ | ૧ | મસુદ | ૧૨૪૧ | ૧૨૪૬ | ૫ |
| અલ્તમશ, | ૧૨૧૧ | ૧૨૩૬ | ૨૫ | નાશરૂદીન | ૧૨૪૬ | ૧૨૬૫ | ૧૯ |
| રૂકનુદીન | ૧૨૩૬ | ૧૨૩૬ | ૦ | ગ્યાસુદીન | ૧૨૬૫ | ૧૨૮૭ | ૨૨ |
| રૂઝીયાબેગમ | ૧૨૩૬ | ૧૨૩૯ | ૩ | કૈકુબાદ | ૧૨૮૭ | ૧૨૯૦ | ૩ |

## ખીલજી વંશ.

જલાલુદ્દીન—૧૨૯૦—૧૨૯૫ જલાલુદીન જાતે ખીલજી પ-ઠાણ હતો. માટે એના વંશના પાદશાહને ખીલજી વંશના પાદશાહ કહે છે. એ ગાદીએ બેઠો ત્યારે એની ઉમર ૭૦ વરસની હતી. વ્યુત્પત્તિ વિદ્યામાં હોશિયાર હોય, એવા માણસની બાંહ્યબંધી કરતો, એ દયાળુ હતો, છતાં લોકો એવું કહે છે કે એણે સીધીમૌલા નામે ફકીર પાસેથી પારસમણી માગી, પણ તે તેણે આપી નહિ. માટે તેણે મૌલાને મારી નંખાવ્યો. ૧૨૯૨ માં આ પાદશાહે મુગલોના હલ્લા પાછા વાળ્યા; તેનો ભત્રિજો અલ્લાઉદ્દીન કરા ગામનો સૂબો હતો તે વેળા તેણે ભિલ્સા નામે બૌદ્ધ ધર્મી દેવળ તોડ્યું, ને બુંદેલખંડ તથા માળવાના બળવાખોર રાજાને હરાવ્યા. પછી દેવગીરી જવા નીકળ્યો. રસ્તામાં જે કોઈ રાજા આંતરે, તો તેને એવો જવાબ આપતો, કે હું મારા કાકાથી કંટાળીને રાજમહેંદ્રીના રાજાની નોકરીમાં રહેવા જાઉંછું. તેથી દક્ષિણના ભોળારાજાઓએ એને દેવગીરી જતા સુધી અટકાવ્યો નહિ, દેવગીરી પહોંચતાંજ એણે ત્યાંના રાજાને હરાવ્યો. ને પુષ્કળ પૈસા લઈ કરા ગામમાં આવ્યો. પછી તેણે પૈસામાં ભાગ આપવાનો કહી પોતાના કાકા જલાલુદીનને મળવા બોલાવ્યો. ને ભેટતી વખતે બુઢા કાકાને મારી નંખાવ્યો.

અલ્લાઉદ્દીન ૧૨૯૫--૧૩૧૫ (૧) એણે ગાદીએ બેઠા પહેલાં જલાલુદીનની બેગમને તથા તેના ઈબ્રાહીમ અને અરકલીખાન નામે શાહજાદાને મારી નાંખ્યા. ને ફોજના માણસોને લૂંટનો પૈસો બક્ષીસ આપી પોતે સુલતાનની આણ ફેરવી. એવામાં એના ભત્રીજા સુલેમાને બંડ કર્યું; તેને એણે મારી નાંખ્યો.

(૨) ગુજરાતપર ચડાઇ—૧૨૯૭ માં એણે પોતાના ભાઈ અલફખાંને તથા વડા વજીર નસરતખાનને ગુજરાત જીતવા મોકલ્યા: તેમણે ગુજરાતની રાજધાની અણહિલવાડ પાટણ ભાંગ્યું. એ વખતે ત્યાંનો રાજા કરણ ઘેલો બાગલાણના કિલ્લામાં નાશી ગયો. ને તેની કૌલારાણી મુસલમાનોને હાથ પકડાઇ ગઇ. રૂપમાં કૌલાદેવીનો જોડો ભરતખંડમાં નહોતો, તેથી મુસલમાનો એને અલાઉદ્દીન પાસે દિલ્હી લઇ ગયા; એ રાણી જોડે પાદશાહ પોતે પરણ્યો અને તેની દીકરી દેવળદેવીને પોતાના વડા દીકરા ખીજરખાં વેરે પરણાવી. જે વખતે ગુજરાતમાં કૌલાદેવી પકડાઇ, તે વખતે ખંભાતમાંથી મલેક કાફુર નામે ગુલામ પકડાઇ ગયો.

(૩) મુગલોના હુમલા—મુગલોએ પહેલો અને બીજો હુમલો ૧૨૯૮ માં પંજાબપર કર્યો. પણ તેમાં તેઓ હાર્યા. ૧૨૯૯ માં કુતલુખ નામે સરદારે દિલ્હી ઉપર હુમલા કર્યા પણ તેમાં કંઇ વળ્યું નહિ. છેલ્લા ત્રણ હુમલા એમણે ૧૩૦૪-૫ માં રોહિલખંડ ઉપર કર્યા; પણ તેમાં તેમની હાર થઇ.

(૪) ઉત્તરમાં ચડાઇ—ઇ. સ. ૧૩૦૦ માં અલાઉદ્દીને અજમેરનો રણથંભોર નામે કિલ્લો જીતી લઇ, ત્યાંના સિસોદીઆના મહારાજાને કેદ કર્યો. આ રાજાને એની પુત્રીએ યુક્તિથી છોડાવ્યો.

(૫) દક્ષિણમાં ચડાઇ—આ પાદશાહે ૧૩૦૩ માં પોતાના મલેક કાફુર નામના સરદારને વરંગુલ જીતવા મોકલ્યો; ત્યાંથી પાછા આવતાં ખાનદેશ તથા મહારાષ્ટ્ર લીધાં તથા દેવગીરીના રાજા રામદેવને તાબે કરી દિલ્હી લાવ્યો ૧૩૦૬.

(૬) પાછળથી ૧૩૦૯ માં વરંગુલ તથા ૧૩૧૦ માં કર્ણાટક અને મલબાર જીત્યાં ને ૧૩૧૨ માં કન્યાકુમારિકા સુધીનાં રાજ્યો-

ને તાબે ફરી સેતબિંદુ રામેશ્વરમાં મસીદ ચણાવી.

(૭) લોકની હાલત—એના વખતમાં દિલ્હીમાં ઘણા મુગલો આવીને વસ્યા હતાં, તેમાંના ૧૫૦૦૦ મુગલોને એણે કાપી નાંખ્યા. તથા પોતાના કુટુંબનું કાસળ કાઢી નાંખ્યું. આવાં દુષ્ટ કામોથી લોકો એને અલાદીનો ખુની કહેતા હતા. એણે એક વખતે સમામણ જોરાઈ ઉપરે એટલા બ્રાહ્મણોને મુસલમાન કર્યા હતા. હાલના મેમણ, વોહોરા શેખડા, ઘાંચી વિગેરે જાતો, હિંદુમાંથી મુસલમાન થએલી જણાય છે.

(૮) વિશેષ હકીકત—એની પહેલાંના કોઈ બાદશાહે દક્ષિણ દેશ જીત્યો નહોતો; ને એણે જીત્યો. એણે પેગમ્બર થવાની તથા મહાન સિકંદરની પેઠે ઘણા દેશો જીતવાની ઇચ્છા કરી. આ ઇચ્છા દિલ્હીના સુબા મજીરતે શીખામણ દઈ બંધ રખાવી. એવામાં બાદશાહને મંદવાડ થયો. ને ગુજરાત તથા દક્ષિણમાં બંડ જાગ્યાં. આ બાદશાહ અભિમાની ધર્માંધ, જીદ્દી અને જુલમી હતો. ૧૩૧૫ માં એનું મોત થયું; કેટલાક કહેછે કે, એને કાફુરે ઝેર દીધું.

ઉમર ૧૩૧૫—૧૩૧૬ મલેક કાફુરે અલાઉદીનના નાના દિકરા ઉમરને ગાદીએ બેસાડ્યો; ને તેના બે મોટા દિકરાની આંખો ફોડાવી. તથા ત્રીજા દિકરા મુબારકનો ઘાટ ઘડવા મારા મોકલ્યા. પણ મુબારક એ મારાઓના હાથમાંથી ઉગરી ગયો; ને તેણે એજ મારાઓ પાસે કાફુરનો પ્રાણ લેવડાવ્યો; તથા ઉમરની આંખો ફોડાવી પોતે ગાદીએ બેઠો.

મુબારક ૧૩૧૬—૧૩૨૦ એણે પોતાના ભાઈઓનું કાસળ કાઢી નાંખ્યું, ને પોતે ગાદીએ બેઠો, રાજ્ય મળ્યાની ખુશાલીમાં એણે ૧૭ હજાર કેદી છોડી મુક્યા. એના વખતમાં દક્ષિણનો રા-

(૭) ૧૩૪૭ માં દક્ષિણમાં એનુલમુલ્ક નિઝામે બળવો કર્યો.

(૮) ૧૩૪૭ માં ગુજરાતમાં બંડ જાગ્યું; પણ શાંત પડ્યું.

(૯) ૧૩૪૭ માં બેદરમાં બંડ જાગ્યું, ને હસનગંગુએ બાહ્મણી રાજ્યની સ્થાપના કરી.

(૧૦) ૧૩૪૭ માં ગુજરાતમાં બીજીવાર તોફાન થયું; તે સમાવવાને પાદશાહ સિંધ તરફ જતો હતો, પણ એવામાં નગર ઠઠ્ઠા આગળ એનું મોત થયું.

**ફિરોજશાહ**—૧૩૫૧–૧૩૮૮—એ ગ્યાસુદ્દીનનો પૌત્ર તથા જુમાખાંનો ભત્રીજો હતો. એના વખતમાં બંગાળા અને દક્ષિણના સૂબા સ્વતંત્ર થયા. આ પાદશાહ દયાળુ અને ધર્મિષ્ઠ હતો, એના હાથ નીચે તેલંગણના બે હિંદુ વજીર હતા. તેમણે તેને બગાડ્યો, પણ પાછળથી સુધર્યો.

**સુધારા**—(૧) ખેડુતોપરનો કર ઓછો કર્યો. (૨) નાકકાન કાપવાની જંગલી સજા બંધ કરી (૩) મુસાફરો માટે બાર બાર ગાઉને અંતરે ધર્મશાળાઓ બનાવી.

(૪) રૈયતના સુખને માટે કુવા, વાવ, તળાવ, નિશાળો, દવાખાનાં, પુલો વગેરે બંધાવ્યાં.

(૫) જમનાના મૂળથી નહેર બાંધી, સતલજ અને ઘગ્ગર નદીઓ સાથે જોડી દીધી. તે નહેર હાલમાં બ્રિટિશ સરકારે સુધારી છે. આ પાદશાહ ૯૦ વરસની ઉમરે ૧૩૮૮ માં મરણ પામ્યો. એ વખતે એને નાસીરૂદ્દીન નામે દિકરો તથા ચાર પૌત્ર હતા. (૧) ગ્યાસુદ્દીન (૨) અબુબકર (૩) સિકંદર (૪) મહમદ.

**ગ્યાસુદ્દીન બીજો**—૧૩૮૮–૧૩૮૯ એ ફિરોજશાહના દિક

શાનો દિકરો હતો; એનામાં રાજ ચલાવવાની શક્તિ નહોતી. તેથી એના રાજ્યમાં બળવા થયા; ને રૈયતની ખરાબી થઈ.

અબુબકર ૧૩૮૯–૧૩૯૦ એ ગ્યાસુદ્દીનનો ભાઈ હતો. એના કાકા નાસરૂદ્દીને રાયસરવાર નામે સરદારની મદદથી રાજ્ય છીની લીધું, ને તેને કેદ કર્યો.

નાસરૂદ્દીન—૧૩૯૦–૧૩૯૨–એ ફીરોજશાહનો પાટવી દિકરો હતો. ને ફંડોબાજ ને દારૂડીઓ હતો; તેથી એના બાપનું હેત એના ઉપર બિલકુલ નહોતું, માટે એને પોતાના રાજ્યમાંથી કાઢી મુક્યો; પણ ફિરોજશાહના મરણ પાછળ એણે અબુબકર પાસેથી ગાદી લીધી; એવામાં ૧૩૯૨ માં એનું મોત થયું. એની પાછળ એનો દીકરો હુમાયુ ગાદીએ બેઠો, પણ તેનું દોઢ માસમાં મોત થયું. તેથી તેના નાના ભાઈ મહમુદને ગાદી મળી.

મહમદ બીજો—૧૩૯૨ એ પાદશાહ ફિરોજશાહનો ચોથો પૌત્ર હતો, તેના વખતમાં માળવા, ગુજરાત, બુંદેલખંડ, ખાનદેશ, અને જવાનપુરના સુબા સ્વતંત્ર થયા; ને દક્ષિણમાં ભારે દુકાળ પડ્યો. એ "દુકાળ બાર વરસ સુધી રહ્યો" એવામાં તૈમુરની સ્વારી આવી તેણે મહમુદ શાહને હરાવી દિલ્હી લીધું. ને તે શહેર પાંચ દિવસ સુધી બાળ્યું. વળી, ૧૫ વરસ ઉપરાંતના એક લાખ માણસની કતલ કરાવી. રસ્તે જતાં મીરતમાં પણ કતલ ચલાવી. ને ખીજરખાંને ત્યાંનો સુબો ઠરાવી પાછો ગયો; એના ગયા પછી મહમુદે આવી દિલ્હીમાં રાજ કરવા માંડ્યું. પણ તે નામનોજ કારભાર કરી ૧૪૧૨ માં મરણ પામ્યો, એના મરણ પાછળ બે વરસ સુધી દૌલતખાં લોદીએ કારભાર કર્યો. ત્યાર પછી ખીજરખાં સૈયદને હાથ રાજ્યની લગામ ગઈ.

## તઘલખ વંશ ૧૩૨૦-૧૪૧૪-૯૪ વર્ષ સુધી.

ગ્યાસુદ્દીન ૧૩૨૦-૧૩૨૫-૫   અબુબકર ૧૩૮૯-૧૩૮૯-૦
મહમદ ઉર્ફે જુનાખાં } ૧૩૨૫-૧૩૫૧-૨૬ નાસરૂદ્દીન ૧૩૮૯-૧૩૯૨-૩
ફિરોજશાહ-૧૩૫૧-૧૩૮૮-૩૭ મહમદ ૧૩૯૨-૧૪૧૨-૨૦
ગ્યાસુદ્દીન(૨) ૧૩૮૮-૧૩૮૯-૧ દોલતખાં સ. ૧૪૧૨-૧૪૧૪-૨.

**ખીજરખાં** ૧૪૧૪-૧૪૨૧ એ પંજાબનો સુબો હતો; તે એવું કહેવા લાગ્યો કે, હું તૈમુરનો નીમેલો હાકેમ છું; એમ કહી દોલતખાં પાસેથી રાજ્ય લઈ લીધું, એ રૈયતને ખરેખર ઉપકાર આપતો હતો. માટે રૈયતે એના મરણ પાછળ ત્રણ દિવસ શોક પાળ્યો ૧૪૨૧.

**મુબારક** ૧૪૨૧-૧૪૩૩-એ ખીજરખાંનો છોકરો હતો. એણે ગખરો તથા મુગલો સાથે ઘણીવાર ટક્કર લીધી પણ એનું કાંઈ વળ્યું નહિ. એને ખરાબ વજીર મળ્યો હતો, તેણે એ બાદશાહને મારી નાંખ્યો. ને બાદશાહના ભત્રિજા મહમદને ગાદી આપી.

**મહમદ** ૧૪૩૩-૧૪૪૩ આ બાદશાહ રાજ્યકારભારમાં કંઈ બુદ્ધિ વાપરતો નહિ. તે એક દિવસ એશઆરામમાં પડયો હતો. એવામાં જુનાનપુરના સુબાએ એના ઉપર ચડાઈ કરી રાજ્ય લઈ લીધું.

## સૈયદ વંશ ૧૪૧૪-૧૪૫૦-૩૬ વર્ષ ચાલ્યો.

ખીજરખાં......૧૪૧૪......૧૪૨૧......૭
મુબારક..........૧૪૨૧......૧૪૨૩......૧૨
મહમદ..........૧૪૩૩......૧૪૪૩......૧૦
અલાઉદ્દીન......૧૪૪૩......૧૪૫૦......૭

## મુગલ વંશની શરૂઆત વખતે દક્ષિણ હિંદનાં મુસલમાની રાજ્યો.—

**બાહમની વંશ.**—મહમદ તઘલખના વખતમાં હસનગાંગુ અથવા ઝફરખાં નામે પઠાણ સરદાર દક્ષિણ હિંદમાં સ્વતંત્ર થયો. એ દિલ્હીમાં ગંગો નામે બ્રાહ્મણને ઘેર ગુલામ હતો; તે વખતે એ બ્રાહ્મણ એના ઉપર ઘણી માયા રાખતો. માટે તેનું નામ પ્રસિદ્ધ કરવા એણે પોતાના વંશનું નામ "બાહમની વંશ" પાડ્યું. એ વંશ ૧૩૪૭ થી ૧૫૨૫ સુધી ચાલ્યો. તેની રાજધાની અનુક્રમે ગુલબર્ગ, વરંગુળ, ને બેદરમાં હતી. જે વખતે એ વંશના રાજા પૂરે જોસમાં હતા, તે વખતે ત્યાંના રાજા દક્ષિણ હિંદના ઘણા ભાગ ઉપર અમલ ચલાવતા હતા; અને તેમને વિજયનગર ને વરંગુળના હિંદુ રાજા મદદ આપતા હતા; જ્યારે માળવાના બાદશાહે બાહમની રાજ્ય ઉપર ચડાઈ કરી. ત્યારે ત્યાંના બાદશાહ પાસે બાર હજાર પઠાણ અને રજપૂત લશ્કર હતું, તે લશ્કરના સેનાપતિ મુસલમાન થયેલા હિંદુ હતા. એ વંશ ૧૭૮ વરસ સુધી ટકી રહ્યો.

**બાહમની વંશ તૂટવાનાં કારણ**—બાહમની લશ્કર જાતે બે વિરુદ્ધ પંથના મુસલમાનોથી બન્યું હતું, તેમાંની તુર્ક અને તાતાર જાતો શિયાપંથી હતી. અને દક્ષિણહિંદમાં જન્મેલા મુસલમાનો તથા તેમના હબસી નોકર સુન્ની પંથના હતા. આ બે મુસલમાન પંથોના ઝઘડા ચડસોથી તથા કુસંપને લીધે બાહમની રાજ્યના પાંચ ભાગ પડ્યા. ૧ વિજાપુરમાં ૨ ગોવળકોંડામાં ૩ અહમદનગરમાં ૪ એલીચપુરમાં ૫ બેદરમાં.

(૧) આદિલશાહે વિજાપુરમાં ૧૪૮૯ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે ૧૭૬ વરસ સુધી ટકી રહ્યું જ્યાં તે ૧૬૮૮ માં ઔરંગ-

જેએ જીતી લીધું.

(૨) કુતુબશાહે ગોવળકાંડામાં ૧૫૧૨ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું; તે ૧૭૬ વરસ ટકી રહ્યું. પછી તે ૧૬૮૮ માં ઔરંગજેબે જીતી લીધું.

(૩) નિઝામશાહે અહમદનગરમાં ૧૪૯૦ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તે ૮૪ વરસ સુધી ટકી રહ્યું. પછી તે ૧૫૭૨ માં અહમદનગરના રાજ્ય સાથે જોડાઇ ગયું.

(૫) બરીદશાહે બેદરમાં ૧૪૯૮માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તે ૧૫૯વરસ સુધી ટકી રહ્યું. પછી ૧૬૫૭માં ઔરંગઝેબે જીતી લીધું.

## મુસલવંશની શરૂઆત વખતે દક્ષિણ હિંદનાં હિંદુ રાજ્યો.

(૧) ચેરા રાજ્ય—એ રાજ્ય મહીસુરની પશ્ચિમે ચેરનામે સંસ્થાનમાં હતું. તેની રાજધાની તાલકાદ નામે નગરમાં હતી; તે નગર હાલ કાવેરી નદીમાં દટાઇ ગયું છે. એમાં ઇ. સ. ૨૮૮ થી ૯૦૦ સુધી ચેરા રજપૂતોની ગાદી હતી. એ રાજ્યની ગાદીએ ૫૦ રાજા થએલા માનવામાં આવે છે; ને ત્યાંના લોક તામિલ ભાષા બોલતા હતા; એ રાજ્ય ઇ. સ. ના આરંભમાં હતું; એવું અનુમાન થાય છે; ને તે ઇ. સ. ના દશમા સૈકામાં આજુબાજુનાં રાજ્યોએ જીતી લીધું.

(૨) ચોલા રાજ્ય—એ રાજ્ય કારોમંડલ કાંઠે કર્ણાટકમાં હતું; તેની રાજધાની તાંજોર અને કુંભકોનમમાં હતી એ રાજ્યની ગાદીએ લગભગ ૬૬ રાજા થએલા માનવામાં આવે છે; ને તેમાં તામિલ ભાષા બોલનારા લોક વસતા હતા. એ ઇ. સ. પુ. ૩૫૦ વરસ ઉપર પાંડ્ય સાથે જોડાઇ ગયું. પછી ઇ. સ. ૨૧૪ માં પુ-

ડું પડ્યું. ને ઇ. સ. ના ૧૪ સૈકામાં પડી ભાગ્યું.

(૩) **પાંડ્ય રાજ્ય**—એ રાજ્યનો સ્થાપનાર પાંડ્ય નામે શૂદ્ર જાતિનો એક પુરૂષ હતો. તેણે અયોધ્યેથી આવી ઇ. સ. ના નવમા સૈકામાં એ રાજ્ય સ્થાપ્યું. ઇ સ. ને આરંભે પાંડ્ય રાજાએ રોમન પાદશાહ આગસ્ટસ સિઝર પાસે એક વકીલ મોકલ્યો હતો. એ રાજ્યનો આરંભ ઇ. સ. ના ચોથા સૈકામાં થએલો જણાય છે. ને તેની રાજગાદી મદુરામાં હતી; એ ગાદીએ બેસનાર ૧૧૬ મા રાજાને ૧૩૦૪ માં મલેક કાફુરે મારી નાખ્યો. છતાં છેવટે એ રાજ્ય સ્વતંત્ર થયું. ને ૧૮ મા સૈકામાં આર્કાટના નવાબે જીતી લીધું. મદુરાની ગાદીએ એકજ વંશના રાજાઓએ ૨૫૦૦ વરસ સુધી રાજ્ય કર્યું; એટલાં બધાં વરસ રાજ્ય કરનાર તરીકે આખી દુનિયામાં આ એકલોજ વંશ છે.

(૪) વિજયનગરનું રાજ્ય—એ રાજ્યવડે દક્ષિણ હિંદનો ખરેખરો ઇતિહાસ માલુમ પડે છે; તે ૧૧૧૮ થી ૧૧૬૫ સુધી ટકી રહ્યું. તેમાં નરસિંહ કુળના રાજા રાજ્ય કરતા હતા; મદ્રાસ ઇલાકાના બેલારી જીલ્લામાં એ શહેરનાં ખંડેરની નિશાનીઓ હાલ જોવામાં આવે છે; ને તેમાં તરસ અને સાપ વસે છે દક્ષિણનાં મુસલમાની રાજ્યોમાં એ પંકાતુ હતું. પરંતુ એ રાજ્યોએ સંપ કરી ૧૫૬૫ માં તાલિકોટના સંગ્રામમાં તેની (રામરાજાની) આબરૂ આણી. એ રાજાના વંશમાં મહીસુરના રાજા, અનગુંડીના રાજા ને મદ્રાસ ઇલાકાના પોલીગાર છે. એ રાજાનો (રામરાજાનો) ભાઇ ચંદ્રગીરીમાં રાજ્ય કરતો હતો. એણે અંગ્રેજોને કિલ્લો બાંધવા માટે મદ્રાસની જગ્યા વેચાતી આપી ૧૬૩૯.

# લોદી વંશ.

**બહિલોલખાં**—૧૪૫૦—૧૪૮૮ આ પાદશાહ બહુ બહાદુર ને પરાક્રમી હતો. એણે પંજાબ અને મુલતાનના ભાગો સમાવ્યા. એવામાં જુવાનપુરનો રાજા દિલ્હી ઉપર ચઢી આવ્યો. તેની સામે તેણે ૨૬ વરસ સુધી લડાઇ કરી આખરે તેને તાબે કર્યો.

**સિકંદર**—૧૪૮૮—૧૫૧૭ આ પાદશાહ ઘણો હોશિઆર અને વિદ્વાન હતો; પણ જુલમી ને ધર્માંધ હતો. એ મુસલમાનો પર પ્રીતિ રાખતો અને હિંદુઓ ઉપર જુલમ ગુજારતો; તેમનાં દહેરાં બાળી નાંખતો, તહેવારને દીવસે પવિત્ર નદિયોમાં નહાવાની બંધી કરતો. એના વખતમાં પહેલ વહેલી ગાદી આગ્રામાં થઇ. ને નાનકપંથ શરૂ થયો. એવામાં પોર્તુગીઝ સરદાર વાસ્કોડીગામા વેપાર અર્થે કાલીકટ બંદરે આવ્યો.

**ઇબ્રાહીમ**—૧૫૧૭—૧૫૨૬ એ સિકંદરનો છોકરો હતો. એના વખતમાં દરિઆખાન અને દોલતખાન નામે બે સરદારો સ્વતંત્ર થયા. પંજાબનો સુબો દોલતખાં બાબરને મળી ગયો. એ સુબાએ બાબરને કહ્યું કે, તું તૈમુરના વંશનો છું માટે એ ગાદીએ તારો હક છે. આ પ્રમાણે આખરે હિંદમાં આવી પાણીપતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને હરાવ્યો; ને દિલ્હીની ગાદીનો ધણી થયો.

## લોદીવંશ ૧૪૫૦—૧૫૨૬—૭૬ વર્ષ

બહિલોલખાં......૧૪૫૦......૧૪૮૮......૩૮

સિકંદર......૧૪૮૮......૧૫૧૭......૨૯

ઇબ્રાહીમ......૧૫૧૭......૧૫૨૬......૯

## મુગલવંશની શરૂઆત વખતે ઉત્તર હિંદમાં સ્વતંત્ર રાજ્યો—

(૧) બંગાળા—એની રાજધાની ગોડ શહેરમાં હતી. ત્યાં ફકરુદ્દીને ૧૩૪૦ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. અને પોતાના નામના સિક્કા પડાવા લાગ્યો. પ્રથમ એ રાજ્ય શેરશાહે જીત્યું. પછી અકબરે ૧૫૭૬ માં દાઉદ પાસેથી જીતી લીધું.

(૨) ગુજરાત—એમાં મુજફ્ફરખાંએ ૧૩૦૩ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે ૧૫૭૩ માં ત્રીજા મુજફ્ફર પાસેથી અકબરે જીતી લીધું.

(૩) માળવા—એની રાજધાની ધાર શહેરમાં હતી. ત્યાં દિલાવર ઘોરીએ ૧૪૦૧ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે ૧૫૩૧ માં બહાદુરશાહે જીતી લીધું.

(૪) જુવાનપુર—એમાં ખ્વાજાજહાંએ ૧૩૮૩ માં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું; તે બહિલોલખાંલોદીએ ૧૪૭૮ માં હુસેન પાસેથી જીતી લીધું.

(૫) સિંધ—એમાં સુમા રજપૂતનું રાજ્ય હતું, તે ૧૫૯૨માં અકબરના સરદાર ટોડરમલે જીતી લીધું.

(૬) કાશ્મીર—એમાં સેનદેવનું રાજ્ય હતું. તે ૧૫૮૨ માં અકબરના સરદાર ટોડરમલે જીતી લીધું.

(૭) જોધપુર, જેપુર, બુંદીકોટા, જેસલમીર, વગેરે ઘણાં રાજ્યો સ્વતંત્ર હતાં.

---

## મુગલવંશ.

બાબર—૧૫૨૬—૧૫૩૦ બાબરનો બાપ ઉમરમિરઝા, તાતાર જાતનો હતો. અને એની મા જંગીસખાંની જાતની મોગલાણી હતી; માટે જાત ઉપરથી એના વંશનું નામ મુગલવંશ પડ્યું.

એનો બાપ તૈમુરના વંશનો પાંચમો પુરૂષ હતો. બાબરનો જન્મ ૧૪૮૨ માં થયો. એનું ખરૂ નામ ઝાહિરૂદ્દીન હતું; એ ૧૪૯૪ માં બાર વરસની ઉમરે ફરધાનની (ખોકાનની) ગાદીએ બેઠો. ને ૧૪૯૭ માં પોતાના કાકા અહમદ મિરઝાને હરાવીને સમરકંદ તાબે કર્યું. એવામાં ઉસ્બેક લોકોએ ત્રણવાર બળવો કરી તેને ખોકાન તથા સમરકંદમાંથી કાઢી મુક્યો. તેથી તે કાબુલ ગયો, ને તે રાજ્ય ૧૫૦૪ તાબે કર્યું.

એવામાં એને પંજાબના સુબા દોલતખાંએ હિંદુસ્તાન જીતવા બોલાવ્યો. તે વખતે દિલ્હીની ગાદીએ ઈબ્રાહીમ લોદી હતો તેના સાથે ૧૫૨૬ માં તેણે પાણીપતના મેદાનમાં લડાઈ કરી, તેમાં ઇબ્રાહીમ હાર્યો. આ વખતે લોકો, એની હોંશિયારી જોઇ એને બાબર એટલે સિંહ કહેતા. એણે હિંદુસ્તાનની ગાદી મેળવી, તે વખતે બંગાળા, બહાર, મેવાડ, ગુજરાત, દક્ષિણ વગેરે ભાગમાં સ્વતંત્ર રાજ્યો હતાં. તેમાં મેવાડનો રાણા સંગ નામીચો હતો તે મહાને પાછું એનો જબરો જોધ્ધો હતો. વળી, તે આંખે કાણો, તથા એક હાથે ઠુંઠો અને પગે લંગડો હતો. તેમજ એના આખા શરીરની અંદર ૮૦ જખમો ગણી શકાતા હતા. તેની જોડે બાબરને જીતવું મુશ્કેલ પડયું. તેથી તેણે દારૂ પીવાની બાધા લીધી; આખરે તેણે ૧૫૨૭ માં સિક્રી આગળ સંગને હરાવ્યો. ને ૧૫૨૮ માં ચંદેરી ગઢ ઉપર લડાઈ કરી, આ વેળા ત્યાંનો રાજા મેદનીરાય તથા બીજા બહાદુર રજપૂતો મરણીઆ થઇ તૂટી પડયા; પણ તેઓ હાર્યા. ત્યારપછી બાબરે બંગાળા, બહાર, અને અયોધ્યા જીત્યાં. આ નર શૂરો, ધીર, ખીરજવાન, અને આનંદી સ્વભાવનો હતો.

એણે ફારસી ભાષામાં પુસ્તકો બનાવ્યાં છે, એ મુસાફરીમાં

ગેવાર બાગીરમાં તરીને પેલે પાર ગયો હતો. ઘોડાના સુખને સારુ એણે તળાવો બંધાવ્યાં. તથા શહેરમાં પાણીના નળ લાવવાની તજવીજ કરતો હતો. એવામાં એનો મોટો છોકરો હુમાયુ માંદો પડ્યો; ત્યારે એણે પરમેશ્વરની બંદગી કરી કહ્યું, કે હે અલ્લા મારા દીકરાનો જીવ ઉગાર અને એનું દરદ મને આપી મારો પ્રાણ લે. મુસલમાન તવારીખ લખનાર કહે છે કે ત્યારથીજ હુમાયું બચ્યો, અને બાબર મરણ પામ્યો.

હુમાયુ ૧૫૩૦—૧૫૫૬ એ બાબરનો પાટવી શાહજાદો હતો. એને ત્રણ ભાઈ હતા. કામરાન, હિંદાલ અને મિરઝાઅસ્કરી. તેમાં હુમાયુંને ગાદી મળી. તેણે કામરાનને કાબુલ અને કંદહાર, હિંદાલ ને સંભલ પ્રાંત, ને મીરઝાઅસ્કરીને કાબુલ તથા તેની આસપાસનો મુલક આપ્યો હતો. ને પોતે આગ્રા તથા બીજો કેટલોક મુલક રાખ્યો હતો. એણે ૧૫૩૫ માં ગુજરાતના પાદશાહને મંદેસર આગળ હરાવ્યો ને તેનો ચાંપાનેર કિલ્લો એક હલ્લે જીતી લીધો.

શિરશાહ નામે અફઘાને એના વખતમાં બળવો કર્યો. માટે તેની જોડે હુમાયુએ ૧૫૩૯ માં બક્સર તથા ૧૫૪૦ કનોજ આગળ લડાઈ કરી, તેમાં હુમાયુ હાર્યો; તેથી ત્યાંથી નાશી સિંધ તરફ ગયો. ત્યાં તેની રાણી હમીદાએ અકબરનો જન્મ આપ્યો. તેની ખુશાલીમાં ભેટ તરીકે આપવાનું તેની પાસે કંઈ નહોતું. ફક્ત એક કસ્તુરીની શીશી હતી. તેમાંથી તેણે ભેટ દાખલ પોતાના માણસોને કસ્તુરી વહેંચી. ફોજના માણસોએ તેને કહ્યું કે આ કસ્તુરીની ખુશબોની માફક તારી આબરૂ ફેલાજો. ત્યાંથી ઇરાનના રાજા તમસપ પાસે મદદ લેવા ગયો. તમસપએ શિયા પંથ પાળવાની શરતે તેણે ૧૪ હજાર માણસોની મદદ આપી, એવામાં એના શત્રુ

શિરશાહનું મોત થયું; અને એના પાછળ બેસનાર પઠાણ પાદશાહ નબળા નિકળ્યા. તેથી હુમાયુએ પોતાના સરદાર બહેરામની મદદથી પઠાણ લશ્કર હેમુને ૧૫૫૫ માં પાણીપતના મેદાનમાં હરાવ્યો. હુમાયુ પોતાના મહેલની સીડીએથી લપસી પડવાથી મરણ પામ્યો.

**રાજ્યનો કારભાર**—એણે સાતવારના સાત જુદા જુદા મહેલ બંધાવ્યા હતા. દરેક વારે દરેક મહેલમાં હિંદુ તથા મુસલમાનોની સભા ભરતો અને બન્ને ધર્મવાળાઓની ધર્મચર્ચા સાંભળતો. રૈયતની હાલત સુખદાયક હતી, અને દેશ આબાદ હતો.

**અકબર ઉર્ફે જલાલુદ્દીન**—૧૫૫૬—૧૬૦૫ એ હુમાયુનો છોકરો હતો, એનો જન્મ ૧૫૪૩ માં ઉમરકોટમાં થયો હતો. ઈંગ્લાંડમાં ઇલીઝાબેથ અને હિંદુસ્તાનમાં અકબર એક રાજ્ય કરતાં હતાં. અકબરનો રાજ્ય કારભાર તેનો વજીર બેહેરામ કે ખાનખાના ચલાવતો હતો. થોડા દિવસ પછી એ બેઉને તકરાર થઈ; તેથી બેહેરામે બંડ કર્યું છતાં અકબરે તેને માફી આપી. ત્યારપછી બેહેરામ મક્કે જાત્રા કરવા સારૂ જતો હતો એવામાં તેના શત્રુ મુબારક નામે અફઘાને ગુજરાત આગળ રસ્તામાં તેનું માથું કાપી નાખ્યું, કેમકે તેણે તેના બાપને મછેસરની લડાઇમાં મારી નાખ્યો હતો. અકબરને ત્રણ દીકરા હતા સલીમ, દાનીઆલ, અને મુરાદ.

**અકબરની હરકતો**—જે વખતે અકબરે રાજ્યની દોરી પોતાના હાથમાં લીધી, તે વખતે તેને ત્રણ હરકતો હતી. (૧) મુગલ સરદારોને વશ કરવાની (૨) રજપૂતોને વશ કરવાની (૩) સ્વતંત્ર સુબાઓને વશ કરવાની. આ ત્રણે હરકતો તેણે નીચે પ્રમાણે દૂર કરી.

પહેલી હરકત—ખાનજમાન, રાજાબહાદુર, આદમખાં, અબદુલ્લાખાં, અને બીજા સરદારો અકબરની સામા થઈ બંડ કરવા લાગ્યા, પણ અકબરે એમની સામે સાત વરસ લડાઈ કરીને વશ કર્યા. આ કામ તેણે ૨૫ વરસની ઉમરે પાર પાડ્યું.

બીજી હરકત—જયપૂરના રાજા બહાર મલને હરાવી તેની કન્યાને પોતે પરણ્યો. જહાંગીર આ રાણીનો છોકરો હતો. ચિતોડનો સિસોદીઓ રાણો ઉદયસિંહ અકબરની સામો થયો, એ સંગરાણાનો પુત્ર હતો. અકબરના આવ્યાની વાત જાણી તે અરવલીના પર્વતમાં નાઠો, પણ એના બહાદુર સરદાર જયમલે તથા એના દીકરા પ્રતાપસિંહે અકબર સામી ટક્કર ઝીલી, પણ છેવટે અકબરે ૧૬૫૮ માં ચિતોડનો કિલ્લો જીતી લીધો. તોપણ એ સિસોદીઓ રાણો તાબે થયો નહીં. પ્રતાપસિંહ અને જયમલનું પરાક્રમ જોઈને અકબર ચકિત થયો. તેથી તેણે આ બંને પરાક્રમી યોદ્ધાની યાદગીરી માટે દિલ્હીના દરવાજા આગળ બે બાવલાં (પુતળાં) કરી બેસાડ્યાં. પ્રતાપસિંહ પોતાના બાપના જેવો બીકણ નહોતો, પણ પોતાના વડવા કુંભા અને સંગ જેવો પરાક્રમી યોદ્ધો હતો. એણે ૧૫૭૬ માં અકબરનો દીકરો સલીમ સાથે હલદીઘાટ આગળ ટક્કર લીધી; અને મુસલમાનોને કન્યા ન આપી, તે બાબતનું અભિમાન હાલ તેઓ મુછો ફરકાવી મુછોને તાલ દે છે.

ત્રીજી હરકત—૧૫૭૩ માં ગુજરાતના સૂબા ત્રીજા મુજફ્ફર પાસેથી ગુજરાત લીધું.

૧૫૭૨ માં બંગાળા, દાઉદ સરદારને હરાવી ટોડરમલે જીત્યું.

૧૫૮૫ માં કાબુલ, પોતાના ભાઈ મીરજા હકીમ પાસેથી મેળવ્યું.

૧૫૮૬ માં કાશ્મીર, મુસલમાનો પાસેથી છીન્યું.

૧૫૯૨ માં સિંધ, મુસલમાન થયેલા સુમા જાતના જામ રાજા પાસેથી મેળવ્યું.

૧૫૯૨ માં ઓડીસા, માનસિંહે જીતી લીધું.

૧૫૯૪ માં કંદહાર પાછું મેળવ્યું.

૧૫૯૯ માં અહમદનગર. ઈ. સ. ૧૫૯૫ માં અહમદનગરનો હાકેમ બુરાન ગુજરી ગયો. એની ગાદીના દાવાને માટે ચાર પક્ષ બંધાયા તેમાંના બળવાન પક્ષે અકબરને બોલાવ્યો. તેથી અકબરે મુરાદને અહમદનગર મોકલ્યો, પણ મોરાદના આવતા પહેલા બહાદુર નામે છોકરાને ગાદીએ બેસાડ્યો, અને તેની ફોઈ ચાંદબીબી કારભાર કરવા લાગી. એ બાઈ વિજાપુરના અલી આદિલશાહની વિધવા હતી તેણે મુરાદને ઘણીવાર હરાવ્યો, પરન્તુ લડાઈમાં દારૂ ગોળા ખૂટી ગયા, તેથી તેણે પોતાનું ઘરેણું, પૈસા, હીરામાણેક વગેરે દારૂ ગોળાને ઠેકાણે ખુબ વાપરી શુરવીર વહી પણ હારી. છેવટે એ બાઈએ મુરાદને વરાડ પ્રાંત આપી સલાહ કરી. પાછળથી વરાડ પ્રાંતની સરહદ માટે તકરાર ઉઠી, તેથી અકબર જાતે ગયો, પણ એવામાં ચાંદબીબીના સિપાઈઓમાં ફાટફુટ થવાથી એને કોઈએ મારી નાખી. અકબરે અહમદનગરને ખંડિયું કર્યું પણ જીતાયું નહિ.

યુસફજી લોકો—એક અફઘાને કાબુલમાં રોશનથ નામે નવો પંથ કાઢ્યો હતો, એ પંથના લોક ઘણા સ્વતંત્ર છે તેમનો સરદાર જલાલ હતો, એણે કાબુલમાં લૂંટ ચલાવી તેથી તેને વશ કરવાને અકબરે બીરબર તથા જૈનખાંને મોકલ્યા, તેમાં તેમની હાર થઈ, અને બીરબલ મરાયો. તેથી અકબરે માનસિંગ તથા ટોડરમલને લશ્કર આપી પાછા મોકલ્યા, તેમણે ૧૬૦૦ માં જલાલને માર્યો.

**અકબરનું મરણ**—બીરબલ તથા પોતાના બે દીકરા મુરાદ અને દાનીઆલના મરણથી અકબર ઘણો શોકાતુર થયો. સલીમ દારૂડીઓ હતો; આથી મરતી વખતે અકબરને ઘણો ખેદ થયો. એક મુલ્લાં બોલાવી તેની સામે નિમાજ પડીને ૧૬૦૫ માં મરણ પામ્યો. આગ્રાગાં સિકંદર નામે ઉમદા રોજામાં એનું શબ દાટયું છે. તેના ઉપર લોર્ડ નોર્થબ્રુક ૧૮૭૩ માં માન આપવા માટે પિછોડી ઓઢાડી.

**રાજ્ય રચના**—ન્યાય, લશ્કરી, અને વસુલાત. એ ત્રણ ખાતાં તેણે રાખ્યાં હતા. ન્યાયખાતામાં મિરીઅદલ નામે ન્યાયાધિશ ઠરાવ્યો હતો, અને વસુલાત ખાતાના સેનાપતિઓને પહેલાં જાગીરો અપાતી. તે બદલ હાલ પગાર આપવાનો ધારો કર્યો. તેણે રાજ્યના પંદર પ્રાંત કરી દરેકપર સુબો નીમ્યો તેમને લશ્કરી તથા દિવાની સત્તા આપી હતી, પણ તેમને બાદશાહની મંજુરી વગર ખુન કરવાને અધિકાર નહોતો. ન્યાયાધિશને મદદ કરવા કાજી રાખ્યા હતા. શહેરમાં પોલીશનો ઉપરી કોટવાળ ઠરાવ્યો હતો, અને તેને માજીસ્ટ્રેટનો હોદ્દો આપ્યો હતો. અમલદારોને પોતાના પંડના પોલીશ હતા, તે પોલીશ અમલદારોને નામે ખેડુતને લુંટતા હતા.

**અકબરનો ધર્મ**—એવું કહેવાય છે કે તેની એક બેગમ ખ્રિસ્તી ધર્મ પાળનારી હતી. શુક્રવારે બ્રાહ્મણ, ખ્રિસ્તી, મુસલમાન, પારસી ઇત્યાદી ધર્મ વાળાઓની સભા ભરતો, અને ન્યાયની રીતે ધર્મ તકરાર સાંભળતો. તેમ મણકા બાંધવાની મુસલમાની રૂઢી બંધ કરી, ને હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યું, માટે મુસલમાનો અકબર ઉપર ગુસ્સે થયા. સભાના સંવાદથી તેનો ધર્મ કબીર પંથના જેવો જ થયો હતો. ને સૂર્યની પુજા જાહેર રીતે કરતો, પણ તેની આસ્થા ખરી રીતે ઇશ્વર ઉપર હતી. તેણે ગમે તે ધર્મ પાળવાની છુ-

વેરો માણસને છુટ આપી હતી. અકબરને લોકો પગે લાગી માન આપતા.

જમાબંધી—તેણે ટોડરમલ પાસે જમાબંધી કરાવી. તેમાં તેણે તેની ત્રણ પ્રત ઠરાવી. (૧) સરખા ગજથી બધી જમીન મપાવી. (૨) જમીનમાં એક નીપજના પાક ઉપરથી જમીનની ઉત્તમ, મધ્યમ, અને કનિષ્ટ જાત ઠરાવી. (૩) પાકનો ત્રીજો ભાગ લેવાનું ઠરાવ્યું. પાછળથી પાકને બદલે નાણું લેવાનો રીવાજ ચાલુ કર્યો. એના વખતમાં જમીનનું મહેસુલ સાડા સત્તર કરોડ રૂપીઆનું હતું, અને કુલ ઉપજ ૪૨ કરોડ રૂપીઆની હતી.

પ્રધાનો અને વિદ્વાનો—(૧) અબુલફઝલ એ મિત્ર અને પ્રધાન હતો. એણે આઇન અકબરી નામે કાયદાનું પુસ્તક બનાવ્યું હતું. (૨) ફૈઝી એ, સલાહકાર હતો. (૩)ટોડરમલ એ, મિત્ર અને પ્રધાન હતો. (૪) માનસિંહ એ, લશ્કરી સુબેદાર અને વિદ્વાન હતો. (૫) ભગવાનસિંહ એ, પંજાબનો સુબેદાર અને સલાહકાર હતો. (૬) બિરબલ, ગંગ, નરહર એ કવિ હતા (૭) ખાનખાનાન એ વિદ્વાન હતો. (૮) આઝમકોકા એ સરદાર હતો. (૯) હિંદુઓ-માં અને જૈનમાં એ પ્રખ્યાત સરદારો હતા (૧૦) તાનસેન એ, ગવૈયો અને સલાહકાર હતો.

સુધારા—(૧) બાળલગ્ન બંધ પાડયાં. (૨) સતી થવાનો ચાલ બંધ પાડ્યો. (૩) પુનર્લગ્ન કરવાની પરવાનગી આપી. (૪) વેપારને તથા વિદ્યાને ઉત્તેજન આપ્યું. (૫) ખેડુતોની માપણી કરાવી. (૬) જજીઆવેરો માફ કર્યો. (૭) નાક, કાન કાપવાનો જંગલી રીવાજ બંધ પાડ્યો. (૮) કેદીઓને ગુલામ તરીકે વેચવાની મના કરી. (૯) સિપાઈઓનો જાગીરને બદલે પગાર બાંધી આપ્યો. (૧૦)

હિંદુઓને મોટી જગ્યાઓ આપવાનો ધારો કર્યો. (૧૧) ખેતીના સુધારા માટે નહેરો ખોદાવી. (૧૨) અને તે ખર્ચ આપવાની રૈયતને રજા આપી. (૧૩) ગાદીની પરવાનગી વગર કોઇ સુબો ફાંસીની શિક્ષા કરે નહીં, એવો ધારો કર્યો.

---

## પ્રકરણ ૧૦ મું.

જહાંગીર ઉર્ફે સલીમ ૧૬૦૫—૧૬૨૭ એ અકબરનો શાહજાદો હતો. અકબરના મરણ પછી "દુનિયા જીતનાર" નામ ધારણ કરી તે ગાદીએ બેઠો; એનું ખરૂ નામ સલીમ હતું. એના સમયમાં ત્રણ મોટા બનાવ બન્યા. (૧) નુરજહાં સાથે લગ્ન. (૨) ઉત્તર અને દક્ષિણપર સ્વારીઓ. (૩) છોકરા તથા સરદારોના બળવા. એને ચાર છોકરા હતા. ખુશરૂ, ખુરમ, સહરીયાર, અને પરવીઝ.

(૧) નુરજહાં (દુનિયાનું તેજ) એને નુરમહાલ (મહેલનું તેજ) પણ કહેતા. ગ્યાસ નામે ગરીબ ઈરાની, અન્ન અને દાંતને વેર થવાથી હિંદુસ્તાનમાં આવ્યો, એને નુરજહાં નામે બેટી અને આશેફખાં નામે બેટો હતો. દુઃખને લીધે એ ઈરાનીએ એને રખડતી મુકી. એને દિલ્હીના કોઇ વેપારીએ મોટી કરી. નુરજહાં અકબરના જનાનખાનામાં જતી આવતી હતી, એ બાઇ ઘણી રૂડી હતી; તેથી જહાંગીરનું મન તેના ઉપર લલચાયું. આથી કરીને અકબરે વિચાર્યું કે, જહાંગીર નુરજહાંની સોબતમાં પડી બગડશે. માટે અકબરે તેને બંગાળાના સુબા શિરઅફગાન વેરે પરણાવી, ને તેને મોકલી દીધી. પણ જહાંગીર અકબરના મરણ પછી એ સુબાનો ઘાત કરી નુરજહાં સાથે પરણ્યો. અને આશેફખાં તથા એના

બાપ આગ્રાને ભારે નોકરીઓ આપી.

(૨) **ઉત્તર અને દક્ષિણ પર ચઢાઈ**—અહમદનગરમાં મુતિજા નામે નિઝામ હતો, તેને મલીકંબર નામે હબશી વજીર હતો, તે સન ૧૬૧૦ માં સ્વતંત્ર થયો. એને તાબે કરવાને પાદશાહે ૧૬૧૨ માં પરવીઝ, ખાનજહાં લોદી, અને માનસિંહને ફોજેં આપી મોકલ્યા. પણ મલીકંબર તાબે થયો નહીં. જહાંગીરના ખુરમ નામે છોકરાએ ઉદેપુરના રાણા પ્રતાપસિંહના પુત્ર અમરસિંહને હરાવ્યો. તેથી તેને શાહનો ખિતાબ મળ્યો માટે એનું નામ શાહજહાં પડયું.

(૩) **બળવા**—(૧) જહાંગીર ગાદીએ બેઠો એવામાં તેના છોકરા ખુશરૂએ બંડ કર્યું; માટે પાદશાહે તેના સાતસેં સાથીઓને શૂળીએ મારયા. અને ખુશરૂને ગ્વાલિયરના કિલ્લામાં કેદ કર્યો. (૨) નુરજહાંની શેરઅફખાનથી થએલી બેટી શાહજહાંના ભાઇ સહરીયારને પરણાવી હતી. માટે નુરજહાંએ શાહજહાંને પડતો મુકી સહરીયારને ગાદી આપવાનું ઠરાવ્યું, તેથી શાહજહાંએ બંડ કર્યું; જહાંગીરે તેને પકડવા મહોબતખાં તથા પરવીઝને મોકલ્યા. આ વખતે શાહજહાં દક્ષિણના હબસી વજીર મલીકંબર સાથે મળી ગયો હતો, ત્યાંથી જહાંગીરના સરદારોએ પકડી દિલ્હી આણ્યો. ત્યાં તેણે પોતાના બાપ પાસે માફી માગી.

મહોબતખાંએ પરવીઝનો પક્ષ કર્યો, તેથી નુરજહાંએ મહોબતખાં ઉપર શિવીક બાદ જવાનું કલંક મુકી દરબારમાં બોલાવાનો હુકમ કર્યો, તેથી મહોબતખાંએ પાંચ હજાર રજપુત સૈન્ય સાથે હુમો ચઢાઇ કરી, અને નુરજહાં તથા જહાંગીરને પકડી ૧૬૨૬ માં કેદ કર્યા. પણ આખરે બેઉજણાં નાશી ગયાં. પછી બીજે વરસે જહાંગીર મરણ પામ્યો.

રાજ્યનો ઠાઠમાઠ—ઇંગ્લાંડના રાજા તરફથી કૅપ્તાન હોકિન્સ નામે ગૃહસ્થ તથા સરટામસરો નામે વકીલ ૧૬૧૫ માં શાહના દરબારમાં આવ્યા હતા તેઓ કહે છે કે, બાદશાહી ગાદી આગ્રામાં હતી. સિપાઈઓ લાંચીઆ તથા એશઆરામી હતા, પાદશાહ દારૂ પીતો. અને જ્યારે વધારે નિશો ચડતો ત્યારે રડતો. પોતાની રૈયતની દાદ સાંભળવા માટે મહેલમાં ઘંટ ટાંગી, તેની સાંકળ બારિકીથી બહાર લટકતી મૂકેલી હતી, તેથી ફરિયાદ કરનાર સાંકળ ખેંચે એટલે મહેલમાં ઘંટ વાગતો; પછી પાદશાહ ફરિયાદીને બોલાવી તેની દાદ સાંભળતો. તેણે હીરા, માણેક, રત્ન વગેરે જવાહીરથી પોતાનો મહેલ શણગાર્યો હતો, પોતે રત્ન જડીત આસને બેસતો; આ પાદશાહ ઇનસાફી, પણ દારૂડીઓ હતો, એ પોતે દારૂ પીતો પણ રૈયતને પીવા દેતો નહિ. એના બે ભત્રિજા ખ્રિસ્તી ધર્મ પાળતા, અને પોતે પોતાના બાપનો ધર્મ પાળતો, એના વખતમાં હિંદુસ્તાનમાં તમાકુ, બટાટા, અને મકાઈ વાપરવાનો ચાલ નીકળ્યો. રાજ્યની પેદાશ ૫૦ કરોડ રૂપીઆની હતી.

ખુરૂમ ઉર્ફે શાહજહાં—૧૬૨૭—૧૬૫૮માં(૧)જહાંગીરના મરણપછીં આસફખાં તથા મહોબતખાંની મદદથી શાહજહાંને ગાદી મળી. આ પાદશાહે ખુશરૂના દીકરા દાવરને તથા દાનીઆલના દીકરાઓને અને શહરીઆરને મારી નંખાવ્યા. ખરે! રાજ્ય લોભ એ કેવી બુરી ચીજ છે. શાહજહાં જેવા બડા ઇન્સાફી પાદશાહે રાજ્ય લોભથી આવાં ઘોર કામ કરાવ્યાં. નુરજહાંને દરવરસે ૨૫ લાખનું સાલીઆણું બાંધી આપ્યું. શાહજહાંને ચાર દીકરા હતા. દારા, સુજા, ઔરંગજેબ, અને મોરાદ. એ સિવાય પાદશાહબેગમ અને રોશનઆર નામની બે બેટીઓ હતી. એના વખતમાં મુખ્ય બનાવ સરદારો ત-

થા શાહજાદાઓના બળવા છે.

(૨) અંદરેના બળવા=અહમદનગર અને વિજાપુરના પાદશાહોને પક્ષમાં લઇ આણવાના સૂબા ખાનજહાં લોદીએ ૧૬૨૯માં બંડ કર્યું. તે આખિરે સમાવ્યું ૧૬૩૦ માં કાબુલના રાજાને હરાવી બલખ અને કંદહાર જીત્યાં. મલીકઅંબરના પુત્ર ફતેહખાંને મુર્તિજા નિજામે માર્યો, તેથી ૧૬૩૭ માં નિજામનું અહમદ નગર જીતી લીધું, ત્યાર પછી ૧૬૩૭માં ગોવળકોંડા અને વિજાપુર રાજ્ય ખંડિયાં કર્યાં. એવામાં મરેઠા સરદાર શાહજીએ પાદશાહ સાથે સંધી કરી.

**શાહજાદા ઔરંગઝેબનું બંડ**—શાહજહાંને ચાર છોકરા હતા તે ચારેમાં જુદા જુદા ગુણ હતા. દારા બહાદુર પણ ભોળો હતો, સુજા બાજસો હતો, ઔરંગઝેબ બડો લોભી, કપટી, અને બહાદુર હતો, મોરાદ ઓછી અકલનો અને દારૂડીઓ હતો, પણ લડાઇમાં ઘણો બહાદુર હતો. ૧૬૫૭ માં પાદશાહ માંદો પડ્યો. તે વખતે દારા એની પાસે હતો. સુજા બંગાળામાં હતો. ઔરંગઝેબ દક્ષિણમાં હતો, અને મોરાદ ગુજરાતમાં હતો. શાહજહાં માંદો પડ્યો તે વખતે તેઓએ ગાદીને માટે માંહોમાંહે લડવા માંડ્યું. આ વખતે ઔરંગઝેબે મોરાદને પોતાના પક્ષમાં લેવા વિચાર્યું, કારણ કે તે લડવામાં ઘણો બહાદુર હતો. માટે કરીને આપણો વિચાર ઝટ અને સહેલાઇથી પાર પડશે. આવું ધારી ઔરંગઝેબે મોરાદને એવું કહેણ મોકલ્યું કે મારે મક્કે જઇ સાહેબની બંદગીમાં વખત કાઢવો છે, પણ એમ કરતા પહેલાં મારે તને ગાદીએ બેસાડવાનો મારો મત છે. આવું તેણે કપટથી કહેણ મોકલ્યું આ કહેણ ઉપર મોરાદે વિશ્વાસ લાવી, તે તેને મળી ગયો. એ બંને જણે ૧૬૫૭ માં ઉજ્જન અને આગ્રા આગળ હરાવ્યો. પછી ઔરંગઝેબ ગાદીએ

બેસવાને વાસ્તે પોતાના બાપને કેદ કર્યો, તેમ ભોળા મોરાદને પણ કેદમાં નાંખ્યો, અને પોતે આલમગીર નામ ધારણ કરી ગાદીએ બેઠો

**શાહજહાંના રાજ્યનો ઠાઠમાઠ**—શાહજહાંએ રાજમહેલ નામે ભપકાદાર રોજો પોતાની રાણી મુમતાજ મહાલ મરી જવાથી તેની યાદગીરીને માટે આગ્રામાં બંધાવ્યો હતો. તેનું ખર્ચ સવા ત્રણ કરોડ થયું હતું. એના જેવો રોજો બીજે કોઈ પણ ઠેકાણે નથી, પોતાની ગાદી દિલ્હીમાં રાખી હતી. ત્યાં સોનેરી ઘુમટવાળો રાજમહેલ, જુમામસીદ વગેરે ઇમારતો તથા આગ્રામાં મોતીમસીદ બંધાવી હતી, વળી તેણે ખાનગી મુલાકાતનો મહેલ નદી ઉપર બંધાવ્યો હતો. શિલ્પ શાસ્ત્રી અલી મર્દીખાને શાહજહાંને આ ઇમારતો બાંધવામાં સારી મદદ આપી હતી શાહજહાંએ મયુરાસન બંધાવ્યું હતું, એની કીંમત ઝવેરી તાવર્નિયરે ૬॥ કરોડ કરી હતી. એના વખતમાં જમીન મહેસુલ ૨૨ કરોડ રૂપીઆનું હતું. દેશ આબાદ હતો. રૈયતની હાલત સુખદાયક હતી.

**ઔરંગઝેબ ઉર્ફે આલમગીર—૧૬૫૭—૧૭૦૭** પોતાના બાપનેકેદ કરી આલમગીર એટલે દુનિયા જીતનાર નામ ધારણ કરી ગાદીએ બેઠો.

**બાપી કામ**—દારાને ૧૭૫૮ માં મારી નાંખ્યો. તેજ સાલમાં સુજા આરાકાનમાં જતોરહ્યો, ત્યાં તે ૧૬૬૦ માં મરણ પામ્યો. મોરાદને ૧૬૬૧ માં કેદખાનામાં મરાવ્યો; તેજ સાલમાં દારાના દીકરા સુલેમાનને ગ્વાલિયર ગઢમાં મારી નંખાવ્યો. કેવો માઠો બનાવ ? અહા ! રાજ્ય લોભથી વહાલા ભાઇઓનું કાસળ કાઢી નાંખ્યું, તથા ભત્રીજાઓની ઘાતો કરાવી. આ હમકમાટ ભરેલા સમાચાર, શાહજહાંના કાને પડતાંજ, તે અફસોસ કરી કેદખાનામાં મરણ પામ્યો.

**હિંદુઓપર જુલમ**—એણે હિંદુઓને વટાળવાની મહેનત કરી. તેઓનાપર જજીઆવેરો નાખ્યો, તથા તેમનું સર્વ વર્ષ બંધ કરી મુસલમાની હાંજરી સલ ચલાવ્યો, બજારોમાં વેચનાર ઉપર વેરા નાંખ્યાં, વરઘોડા તથા ઓચ્છવ બંધ કર્યા, અને હિંદુઓને સરકારી નોકરીમાં રાખ્યા નહિ એવાં અઘટિત કામોથી એના રાજ્યમાં બળવા થયા.

**દક્ષિણપર સ્વારી**—વિજાપુર અને ગોવળકાંડાના રાજ્યો સાથે પચીશ વરસ લડાઈ કરી ને છેવટે ૧૬૮૩ માં ગોવળકાંડા અને ૧૬૮૭માં વિજાપુર તાબે કર્યા. ઔરંગઝેબના રાજ્ય કૌશલ્યમાં ખામી એટલીજ હતી, કે ગોવળકાંડા અને વિજાપુરનાં રાજ્યો જીતવામાં પોતાનું બળ ગુમાવ્યાને બદલે, તેમને મેળવી લીધા હોત, અને પ્રથમ મરેઠી બળ તોડયું હોત. તો પાછળથી દક્ષિણનાં મુસલમાની રાજ્ય જીતતાં મુસ્કેલી ન પડત. આ ખામીને લીધે એના વંશજોને મરેઠાઓએ હરકત કરી, અને મોગલાઇ તોડી.

**મીર જુમલાની ચઢાઇ**—ઔરંગઝેબે પોતાના સરદાર મીર જુમલાને આશામપર મોકલ્યો, તેણે ત્યાંના રાજાને ખંડીઓ કર્યો. રસ્તામાં આવતાં મીરજુમલાનું મરણ થયું.

**હિંદુઓનાં બંડ**—સતરામી પંથના હીંદુ વેરાગીઓએ નારોળ ગામમાં ૧૬૭૬ માં બંડ ઉઠાવ્યું. ઔરંગઝેબે લશ્કરની ત્રણ ટુકડીઓ લડવા મોકલી, પણ એ પંથવાળાઓએ ત્રણે ટુકડીઓને હરાવી. પાદશાહે મહા મુસ્કેલીએ બંડ બેસારી દીધું. આ વખતે ત્રણ રજપુત રાજ્ય જોરાવર હતાં. (૧) જોધપુર, (૨) જેપુર, (૩) ઉદેપૂર. ઔરંગઝેબે જેપૂર અને જોધપૂર વાળાને કપટથી મારી નંખાવ્યા. પોતાનો રજપુત સેનાપતિ જસવંતસિંહ મરણ પામ્યો,

ત્યારે તેની સ્ત્રી તથા તેના બે પુત્રોને કેદ કરવાનો મનસુબો કર્યો. તેમને ઉદેપૂરના રાણા રાજસિંહે મુશ્કેલથી બચાવ્યાં તેથી ઔરંગઝેબે પોતાના છોકરાને ઉદેપુર ઉપર ચઢાઇ કરવા મોકલ્યો. પણ ઔરંગઝેબના છોકરાને રજપૂત સરદાર દુર્ગાદાસે ફોડયો, તેથી તે પોતે સીત્તેર હજાર લશ્કર સાથે રજપૂતોને મળી ગયો, આથી ઔરંગઝેબના હોશ ઉડી ગયા. માટે ૧૬૮૧ માં રજપૂતો સાથે સંધી કરી.

**મરેઠા સાથે લડાઇ**—મરેઠાએ ઔરંગઝેબને સારી પેઠે પજવ્યો. પ્રથમ શીવાજીએ તેને ઘણો પજવ્યો. શિવાજીના મરણ પછી શંભાજી રાજા થયો, એને તથા એના મિત્ર કલુશાને ઔરંગઝેબ કેદ કરી લઇ ગયો, અને તેમને મારી નાંખ્યા. પણ મરેઠા શાન્ત પડયા નહિ. તેમણે રાજારામને ગાદીએ બેસાડયો, અને મુસલમાનોને હરકત કરવા માંડી, તેથી ઔરંગઝેબે રામરાજાના જીંજી કિલ્લા ઉપર ચડાઇ કરી. તે વેળા રાજારામ લાંચ આપી નાશી છુટયો.

**વીશેષ હકીકત**—હિંદુઓ ઉપર જુલમ ગુજારવાથી તેના રાજ્યનો નાશ થયો. એણે ભાઇઓની કતલ કરી, તેથી મરતી વખત એને ઘણો પસ્તાવો કરવો પડયો, અને રોવા લાગ્યો. કે હું એકલો આવ્યો અને એકલો જાઉં છું. "શરીર રૂપી વણઝારાના વણઝારાએ મને તજી દીધો." હું કોણ છું તે મને માલુમ પડતું નથી, કોણ જાણે મને ખુદા શી શિક્ષા કરશે? "રાજા થનારને કેવા પ્રકારનું જ્ઞાન મેળવવું આવશ્ય છે, તે ઔરંગઝેબ સારી રીતે જાણતો હતો." ઔરંગઝેબે પોતાનો ઇતિહાસ લખવાની મનાઇ કરી હતી છતાં કાફીખાંએ છાનોમાનો લખ્યો હતો; પોતાના મિત્રોને રસીક પત્ર લખતો, "ને કુરાનનાં વચનો સારીપેઠે યાદ રાખતો" આખા રાજ્યના દરેક કામપર જાતે નજર રાખી હુકમ આપતો, તે દેખાવમાં સાદો પણ મજબુત બાંધાનો હતો. પોતા-

ના છોકરા ઉપર તપાસ રાખવાને છાના બાતમીદારો રાખ્યા હતા. ઘડપણમાં ચશ્મા વગર અરજીઓ વાંચી શેરા કરતો. એના આખા રાજની ઉપજ એંશી કરોડની હતી. એને પાંચ દીકરા હતા. મોઆજીમ, આજીમ, કામબક્ષ, મહમદ, અને અકબર.

**મોઆજીમ ઉર્ફે શાહઆલમ કે બહાદુરશાહ ૧૭૦૭–૧૭૧૨** ઔરંગજેબના મરણ વખતે એના ત્રણ દીકરા હયાત હતા. તેમાંના મોઆજીમને કાબુલમાં ઔરંગજેબે સુબેદાર નીમ્યો હતો, અને આજીમને પોતાની પાસે રાખ્યો હતો. તેમજ કામબક્ષને દક્ષિણમાં રાખ્યો હતો. ઔરંગજેબના મરણ પછી મોઆજીમે આજીમને આગ્રા આગળ ૧૭૧૩ અને કામબક્ષને હૈદ્રાબાદ આગળ હરાવ્યા. અને મોઆજીમ (બહાદુરશાહ ઉર્ફે શાહઆલમ) નામ ધારણ કરી ગાદીએ બેઠો. અને રાજ્યની લગામ જુલફીકારખાને સોંપી. શાહુ રાજાને આ રાજાએ કેદમાંથી છોડી મુકયો રજપૂત સંસ્થાનોના રાજા અને મરેઠા સ્વતંત્ર થયા. શીખ લોકોએ બંડ કર્યું, તે સમાવવાને પોતે ગયો પણ તે સમ્યું નહિ અને ૧૭૧૨ માં મરણ પામ્યો.

**જહાંદારશાહ ૧૭૧૨—૧૭૧૩** જહાંદારશાહ, બહાદુરશાહનો મોટો શાહજાદો હતો એણે જુલફીકારખાંની મદદથી ગાદી મેળવી, તથાં બાકી ભત્રીજાનું કાસળ કાઢયું. પણ તે કાસળમાંથી એનો ભત્રીજો ફરૂકશિયર ઉગરી ગયો, તેણે બાહ્ય પ્રાંતના સૂબા સૈયદ અબદુલ્લાની અને બહાર પ્રાન્તના સૂબા સૈયદ હુસેનની મદદથી જહાંદારશાહ તથા જુલફીકારખાંનને ૧૭૧૩ માં આગ્રા આગળ મારી નાંખ્યા.

**ફરૂકશિયર ૧૭૧૩—૧૭૧૯** મારવાડના રાજા અજીતસિંહ-

હની પુત્રી વેરે ફરોકશિયર પરણ્યો હતો. હેમીલ્ટન નામે ઇંગ્રેજી દાક્તરે પાદશાહનો રોગ મટાડ્યો, તેથી પાદશાહે તેને ઇનામ બંગાલ કેટલીક જમીન આપી, અને ઇંગ્રેજી માલનું હાંસલ માફ કર્યું. ફરોકશિયરને સૈયદોએ ગાદી અપાવી; તેથી તેઓ રાજા બનાવનાર કહેવાયા છે. પંજાબમાં શિખ સરદાર બંદાએ તોફાન મચાવ્યું તેથી ફરોકશિયરે તેને રીબાવી રીબાવીને માર્યો. આખરે સૈયદો તથા પાદશાહ વચ્ચે ખટપટ થઇ તેથી સૈયદોએ પાદશાહને મારી નાંખ્યો. ફરોકશિયર પછી ઔરંગજેબના પાંચમા શાહજાદાના પૌત્ર રફિયુદરજાતને સૈયદોએ ગાદીએ બેસાડ્યો, પણ તે મરી જવાથી, એના ભાઇ રફિયુદદૌલાને ગાદી આપી, એ પણ થોડા દીવસમાં મરી ગયો તેથી સૈયદોએ શાહઆલમના પૌત્ર મહમદશાહને ગાદીએ બેસાડ્યો.

**મહમદશાહ ૧૭૧૯—૧૭૪૭** એને સૈયદોએ પાદશાહ બનાવ્યો. અને તેનો કારભાર પણ તેઓજ કરતા હતા. થોડા વખત પછી સૈયદ હુસેનને કોઇ સિપાઇએ મારી નાંખ્યો, તથા સૈયદ અબદુલ્લાને ૧૭૨૪ શાહપુર આગળ હરાવ્યો.

**સ્વતંત્ર સુબા**—૧૭૨૦ માં આસફજાહ ઉર્ફે નીઝામુલમુલ્ક દક્ષિણમાં સ્વતંત્ર થયો, ૧૭૩૨માં સાદતખાં અયોધ્યામાં તેમજ મુર્શીદકુલીખાં બંગાળામાં, અને કર્ણાટકનો નવાબ આર્કાટમાં સ્વતંત્ર થયા. વળી મારવાડના રાજા અજીતસિંહે અજમેર જીતી લીધું અને સ્વતંત્ર થયો. દક્ષિણમાં મરેઠા ચોથ લેવા મંડ્યા.

**પરદેશી હુમલા**—૧૭૩૮ માં નાદિરશાહ નામે ઇરાનીએ દિલ્હી ઉપર ચડાઇ કરી. તેણે દિલ્હીમાં ૫૮ દિવસ સુધી લુંટ ચલાવી, ને ત્રીસ હજાર માણસને કાપી નાંખ્યા. મયુરાસન, કોહિનુર,

તથા બીજું ઝવેર મળી આશરે બત્રીશ કરોડની મિલકત લઇ ગયો. (૨) આહમદ દુરાની નામે અફઘાને ચડાઇ કરી, તેને મહમદશાહના વજીર કમરૂદીને તથા શાહજાદા અહમદશાહે સરહીંદ આગળ ૧૭૪૭ માં હરાવ્યો.

**અહમદશાહ** ૧૭૪૮—૧૭૫૪ એ મહમદશાહનો દીકરો હતો. એના વખતમાં અફઘાન લશ્કરસાથે અહમદશાહ દુરાની બીજી-વાર પંજાબમાં આવ્યો. તેને ૧૭૫૨ માં લાહોર આપી પાછો કાઢયો તેજ સાલમાં મલ્હારરાવ હોલ્કરે દિલ્હી જીતી લીધું, તથા મરેઠાઓને બંગાળાની ખંડણી લેવાની ૧૭૫૧ માં સનંદ મળી તેના વખતમાં રોહીલા લોકે બંડ કર્યું; તે સમ્યું નહી, પણ પાછળથી તે મરેઠાની મદદથી બેસાડી દીધું. એવામાં અસોફજાના મોટા છોકરા ગાજીઉદીને પાદશાહને આંધળો કરી મારી નાંખ્યો.

**આલમગીર બીજો** ૧૭૫૪—૧૭૫૯ એ મહમદશાહનો કાકો હતો, એને ગાજીઉદીને ગાદીએ બેસાડયો; અબદલીના સુબાને ગાજીઉદીને પંજાબમાંથી કાઢી મુકયો; માટે અફઘાન લશ્કર સાથે અબદલી ચઢી આવ્યો; અને મથુરામાં લુંટ ચલાવી આખરે રોહિલા સરદાર નજીબઅલીખાને સુબો ઠરાવી અબદલી પાછો ગયો. ગાજીઉદીને પાદશાહનું માથું કપાવી નદીમાં નંખાવ્યું. અને એક નાના બાળકને ગાદીએ બેસાડયો; ત્યાર પછી અબદલી ચોથી વાર ચઢી આવ્યો, પણ પાછો ગયો.

**શાહઆલમ બીજો** ૧૭૫૯—૧૮૦૬ એ આલમગીરનો દિકરો હતો, એણે દિલ્હીની ગાદીપર ફક્ત નામનોજ અમલ ચલાવ્યો એના વખતમાં પાંચમીવાર અહમદશાહ અબદલી ચઢી આવ્યો; ને પાણીપત આગળ મરેઠાને હરાવ્યા. આ પાદશાહને ગુલામ કાદર

નામે વજીરે આંધળો કરી સિંધીઆને સોંપ્યો.

**અકબર બીજો ૧૮૦૬–૧૮૩૭** એ શાહઆલમ બીજાનો છોકરો હતો; એનું પાલણપોષણ તથા રક્ષણ ઇંગ્રેજે બાપ માફક કર્યું, પછી તે ૧૮૩૭ માં ગુજરી ગયો.

**મહમદ બાહાદુરશાહ ૧૮૩૭—૧૮૫૮** એનું રાજ જવા-થી તે હમેશાં દિલગીર રહેતો. ક્રોધના આવેશથી તે ૧૮૫૭ ના બ-ળવામાં સામેલ થયો; માટે એને ઇંગ્રેજે કેદ કર્યો.

**મોગલવંશની સમાપ્તી**—એ વંશ દિલ્હીની ગાદીએ ઘણી મુદત ટકી રહ્યો, પહેલા ૭ બાદશાહના વખતમાં મુસલમાનો-ની ચડતી હતી, પણ પછીના પાદશાહ નબળા થવાથી એ વંશનો અંત આવ્યો; મોગલવંશના પાદશાહોમાં અકબર ઉત્તમ હતો, તે હિંદુઓને વહાલો લાગતો, પણ બીજા પાદશાહો તો આંખતા પાટા જેવા લાગતા; અહા ! મુસલમાન પાદશાહોમાં ફક્ત અકબરે કીર્તિ-નો કોટ ચણ્યો, તે, બંને પ્રજાને ઇન્સાફ આપવામાં બડો ઇન્સાફી હતો, મુસલમાનો એને નિંદે છે, પણ તે વખતે હિંદુઓ તેને દેવ જેવો ગણતા હતા.

## મોગલવંશ

| | |
|---|---|
| બાબર ......૧૫૨૬–૧૫૩૦– ૪ | રફયુરજાત ૧૭૧૯–૧૭૧૯– ૦ |
| હુમાયુ ......૧૫૩૦–૧૫૫૬–૨૬ | રફયુદ્દૌલા...૧૭૧૯–૧૭૧૯– ૦ |
| અકબર......૧૫૫૬–૧૬૦૫–૪૯ | મહમદશાહ ૧૭૧૯–૧૭૪૮–૨૯ |
| જહાંગીર. ...૧૬૦૫–૧૬૨૭–૨૨ | અહમદશાહ ૧૭૪૮–૧૭૫૪– ૬ |
| શાહજહાં. ...૧૬૨૭–૧૬૫૮–૩૧ | આલમગીર ૧૭૫૪–૧૭૫૯– ૫ |
| ઔરંગજેબ....૧૬૫૮–૧૭૦૭–૪૯ | શાહઆલમ ૧૭૫૯–૧૮૦૬–૪૭ |
| શાહઆલમ(૧)૧૭૦૭–૧૭૧૨–૫ | અકબર(૨) ૧૮૦૬–૧૮૩૭–૩૧ |
| જહાંદારશાહ(૧)૧૭૧૨–૧૭૧૩–૧ | મહમદ બ- |
| ફરૂખસિર ...૧૭૧૩–૧૭૧૯– ૭ | હાદુરશાહ } ૧૮૩૭–૧૮૬૨–૨૫ |

# પ્રકરણ ૧૧ મું.

## મરેઠાની ઉત્પત્તિ.

ઉદેપુરના રાણા ભિમસિંહનો પુત્ર દક્ષિણમાં જઈ વસ્યો હતો; ને તેનું કુળ દોલતાબાદ પાસે વેરોળ ગામમાં ભોંસલે નામથી ઓળખાતું હતું. તે કુળના માણસો અહમદનગરના રાજાની નોકરી કરતા હતા. તેમાંના માલોજી નામે ભોંસલે ઉંચી પદ્ધી મેળવી હતી. એનો શાહજી નામે છોકરો હતો. તેનું લગ્ન નિઝામશાહી રાજ્યના લશ્કરી સરદાર જાદવરાયની દીકરી વેરે થયું હતું. એ લગ્નથી તેને બે પુત્ર થયા. (૧) શંભાજી (૨) વ્યંકાજી.

**શિવાજી ૧૬૬૪—૧૬૮૦** શિવાજીનો જન્મ ઈ. સ. ૧૬૨૭ માં રઘુનરીના (જુન્નરના) કિલ્લામાં થયો હતો; એની માનું નામ જીજીબાઈ હતું. એના બાપ શાહજીને બે જાગીર હતી પહેલી સતારામાં અને બીજી તંજાવરમાં હતી. શાહજીએ પહેલી જાગીરમાં દાદાજી કોંડેના હાથ નીચે શિવાજીને સોંપ્યો હતો. ત્યાં તે ભણતાં શીખ્યો નહિ; પણ તીર, તરવાર, ભાલા, બરછી, ગુપ્તી, કટાર, જંબીઆ, કુસ્તી, લાકડીપટા, વિગરેની રમતોમાં હોશિયાર થયો; તે વેળા ત્રણ રાજ્ય જોરાવર હતાં. ૧ મરેઠાનું. ૨. દિલ્હીના બાદશાહનું. ૩. દક્ષિણનાં મુસલમાની રાજ્યોનું.

**શિવાજીની લુટફાટ**—એની પાસે કસાએલું મરેઠી લશ્કર હતું; એણે બિજાપુરના રાજાના શિવગઢ, તોરણીઆ, પુરંધર વગેરે કિલ્લા લૂંટયા. તેમજ ૧૬૬૩ માં અને ૧૬૭૦ માં સુરત લૂંટયું. પહેલી વખત સુરત લુંટયું, ત્યારે સુરતમાં ૭ લાખ માણસની વસ્તી હતી; અને ૮૪ બંદર સાથે એના વેપારનો વાવટો ફરકતો હ-

તો લોકો આબાદ હતા. તે વખતનું સુરત આજના મુંબાઈ જેવડું હતું. એ સુરત લુંટવાની શિવાજી મહારાજે લાગ જોઈ, ને તે પર હલ્લો કરી પુષ્કળ લુંટ મેળવી.

**શિવાજીનું કપટ**—ઉપર કહેલા કિલ્લા શિવાજીએ લુંટ્યા; માટે વિજાપૂરના રાજાએ શિવાજીના બાપ શાહજીને કેદ કર્યો. આથી શિવાજીએ વિજાપૂરના રાજાના સરદાર અબજલખાંને ખુંદી મારવાનો વિચાર કર્યો. પછી તેણે અબ્દુલખાંને પ્રતાપગઢના ડુંગરી કિલ્લામાં મળવા બોલાવ્યો; ને તેને વાઘનખથી ૧૬૫૯ માં મારી નાખ્યો; વળી તેણે વેશ બદલીને પુનામાં ઔરંગઝેબના મામા સાહીસ્તખાં ઉપર ૧૬૬૨ માં તરવારનો ઘા કર્યો. તેમાં સાહીસ્તખાંની બે આંગળીઓ કપાઈ ગઈ.

**શિવાજી પકડાયો**—સને ૧૬૬૪ માં શાહજી મરણ પામ્યો, તે વેળા શિવાજીએ પોતાના નામના સિક્કા પાડવા માંડ્યા. તેથી ઔરંગઝેબ ગુસ્સે થયો; ને તેને પકડવા જયપૂરના રાજા જયસિંહને તથા દિલાવરખાંને મોકલ્યા; તેમણે શિવાજીને તથા તેના દીકરા સંભાજીને પકડ્યા, ને દિલ્હી લઈ ગયા, ત્યાં તેમને ઔરંગઝેબે કેદમાં નાખ્યા; ત્યાંથી બંને મિઠાઈના ટોપલામાં બેસી નાશી છુટ્યા.

**રાજ્યાભિષેક**—શિવાજીએ ૧૬૭૪ માં રાયગઢમાં રાજ્યાભિષેક કર્યો; તે વેળા તેણે પોતાની તુળા સોનાથી કરી બ્રાહ્મણોને દાન આપ્યું. તંજાવરની જાગીર પોતાના ભાઈ વ્યંકાજીને સોંપી, રાજ્ય સીમાડા કર્ણાટક સુધી વધાર્યો.

**લોકની હાલત**—એણે હિંદુઓના મનમાં ધર્માભિમાનનું બી રોપ્યું; મુલકનો બંદોબસ્ત રાખવામાં અધિકારી હોવાથી રૈયત સુખી હતી; ઇન્સાફની ગોઠવણ સારી હતી, બીજાં ખાતામાં જુદા જુદા

અધિકારીઓ રાખ્યા હતા, મુખ્ય અધિકારીઓ આઠ હતા. તે બ-ધાનો ઉપરી મુખ્ય પ્રધાન કે પેશ્વા હતો. એના વખતમાં ભૂખણ નામે કવિ હતો; તેણે એવું લખ્યું છે કે "કાશીકી કલા ગઇ, મ-થુરાં મસીદ ભઇ" "શિવાજી ન હોત, તો સુનત હોત સબકી" એટલે કાશીની ખુબી નાસ પામી હતી. અને મથુરાંમાં મસીદો થ-ઇ હતી પણ શિવાજી મહારાજ ન હોત, તો મુસલમાનો બધા હિં-દુઓને મુસલમાન કરતા.

શિવાજીનો અંત—એ વીર ૧૬૮૦ માં મરણ પામ્યો. મરેઠી રાજ્યમાં એના જેવો બીજો કોઇ બાહાદુર મરદ થયોનથી, આ નર શરીરે ઠીંગણો અને સંગીન બાંધાનો હતો મૂગલોનો કટો વેરી હતો તેથી એ મુગલોને આંખના પાટાજેવો લાગતો,

શંભાજી ૧૬૮૦—૧૬૮૯ એ ૨૩ વરસની ઉમરે ગાદીએ બેઠો. એણે પોતાની સાવકી માને મારી નાંખી. અને કલુશા નામે કનોજીયા બ્રાહ્મણની ખરાબ સોબતમાં પડી વિષયમાં ચકચુર થયો હતો. તે વખતે ઔરંગજેબે પકડી લીધો. ઔરંગજેબે એને કહ્યું કે તું મુસલમાન થાઉં, તો બસ; ત્યારે તેણે કહ્યું કે તારી શાહજાદી મને પરણાવે તો હું મુસલમાન થાઉં, વળી, તેણે મુસલમાની પે-ગમ્બરને ગાળો દીધી. આથી ઔરંગજેબે ધીકધીકતા સળીઆ તે-ની આંખમાં ઘોચી, તથા તેનું માથું કપાવી પ્રાણ લીધા. અને તે-ના પાંચ વરસના પુત્ર શાહુને કેદ કર્યો.

રાજારામ ૧૬૮૯—૧૭૦૦ શંભાજીના દીકરા શાહુને ઔરં-ગજેબે કેદ કર્યો; તેથી શંભાજીનો ઓરમાન ભાઈ રાજારામ ગાદીએ બેઠો. અને તે જીંજીના કિલ્લામાં સંતાઇ મુગલોને હરકત કરવા લા-ગ્યો; તેથી મુગલોએ જીંજી ઉપર ચઢાઈ કરી; તે વખતે રાજારામ

હાથ આપી નાશી છુટ્યો.

શીવાજી બીજો ૧૭૦૦—૧૭૦૮ રાજારામના મરણ વખતે તેનો કુંવર શીવાજી ૧૦ વરસનો હતો, તેથી તેની મા તારાબાઇ રાજ્ય કારભાર કરવા લાગી. ઔરંગજેબના મરણ પછી તેના દીકરા આઝમે શાહુને કેદમાંથી છોડી મુકયો. તેથી તે પોતાનું રાજ્ય લેવા તારાબાઇ સામો થયો; તારાબાઇએ શાહુને ખુબ પજવ્યો, અને રાજ્યનો અછોડો તેને સોંપ્યો નહિ, પણ છેવટે શાહુને બાળાજી વિશ્વનાથની મદદ મળી. તેથી તારાબાઇએ શાહુને પુનાની ગાદી સોંપી, અને પોતે કોલ્હાપુરમાં જઇ રાજ્ય કરવા લાગી.

શાહુ—૧૭૦૮—૧૭૪૮—ઔરંગજેબના કેદખાનામાંથી શીવાજી અને શંભાજી છનારાના નાશી ગયા હતા, તેથી ઔરંગજેબે શંભાજીના છોકરાનું મશ્કરીમાં શાહુ નામ પાડ્યું; શાહુને ઔરંગજેબે મરેઠી નાયકની દિકરીઓ સાથે તેને પરણાવ્યો હતો વળી, ઔરંગજેબની શાહજાદીઓ શાહુપર માયા રાખતી હતી; એ મુગલ દરબારમાં રહી; એવો મોજશોખીલો થઇ ગયો હતો કે પુને આવ્યા પછી પોતાના દરબારમાં અત્તરના ફુવારા ચડાવવા લાગ્યો; બાળાજી વિશ્વનાથની મદદથી એણે પુનાની ગાદી મેળવી. પછી એ બાળાજીને પ્રધાન ઠરાવ્યો; તે પ્રધાને દિલ્હીના પાદશાહ પાસેથી મરેઠ રાજ્યનું સ્વતંત્રપણું તથા દક્ષિણની ચોથ કબુલ કરાવી, એવામાં એનું મરણ થયું ૧૭૨૦, તેથી શાહુએ તેની જગા તેના પુત્ર બાજીરાવને આપી, તેજ સાલમાં મરેઠા સેનાપતિ ખંડેરાવ તથા ઉપસેનાપતિ દામાજી મરણ પામ્યા; તેથી ખંડેરાવની જગા તેના પુત્ર ત્ર્યંબકરાવને તથા દામાજીની જગા જંકોજીના પુત્ર પિલાજીને આપી બાજીરાવે ૧૭૩૪ માં માળવાપર ચડાઇ કરી; પણ તે સાલ જીત થઈ

નહિ. નિઝામઉલમુલ્કે સંભાજીને બાજીરાવ સામે ઉશ્કેર્યો, માટે બાજીરાવે ૧૭૩૪ માં સંભાજીનો ઠરાવ આગળ કરાવ્યો. એમજ ૧૭૩૬ માં બાજીરાવે નિઝામ તથા દિલ્હીની પાદશાહને ભોપાળ આગળ કરાવી ખંડણી લીધી. બાલાજીના બીજા પુત્ર ચીમનાજીએ વસાઈનો તથા રઘુજીભોંસલાએ વરાડનો કબજો કર્યો. બાજીરાવ લાયક માણસોને હોદ્દા આપવામાં હુશિયાર હતો, પણ રૈયતને અમલદારો બરોબર ઇન્સાફ આપેછે કે નહિ; તેની તજવીજ રાખતો નહિ. વળી તેણે "હુશિયાર શીવાજી મહારાજના" જેવો મુલકનો બંદોબસ્ત રાખ્યો નહિ; તેથી એ બાબત એની કીર્તિને ઝાંખી પાડે છે. દિલ્હીની પાદશાહીને બેહાલમેહાલ કરીને ભરતખંડમાં મરેઠી રાજ્યનો ભગવો વાવટો અટકસુધી ચઢાવવાની એ મુદ્દપર તાણ દઈ મુઓ કુદાવતો હતો.

**રામરાજા ૧૭૪૯—૧૭૭૭** શાહુ રાજાને દિકરો નહોતો, માટે શાહુ રાજાની સહીનું વસીયતનામું બાલાજીએ રજુ કર્યું; તેમાં એવું લખ્યું હતું કે શિવાજીનો વંશ ગાદીએ બેસે અને પેશ્વા કારભાર કરે; તેથી છેવટે રામરાજાએ કંટાળી જઈ બધો કારભાર પેશ્વાને સોંપ્યો, એટલે પેશ્વાએ પૂનામાં ગાદી સ્થાપી, અને પોતે સતારાની આસેનો કેટલોક મુલક લઈ રાજ્ય કરવા લાગ્યો. રામરાજા ૧૭૭૭ માં અપુત્ર મરણ પામ્યો.

**શાહુ બીજો ૧૭૭૭—૧૮૦૮** રામરાજાને છોકરો નહોતો, તેથી તેણે ભોંસલે કુળના શાહુને દત્તક લીધો. તેણે ૧૮૦૧ માં પેશ્વાથી છુટવા ધાર્યું તેથી પેશ્વાએ શાહુને તથા તેના બે છોકરાને કેદમાં નાંખ્યા.

**પ્રતાપસિંહ ૧૮૦૮—૧૮૪૦** એ શાહુ બીજાનો પુત્ર હ-

તો. એને તથા એના બાપને પેશ્વાએ કેદમાં નાંખ્યા હતા. જ્યારે ઇંગ્રેજે પેશ્વાનું રાજ્ય હાથે કર્યું ત્યારે બાળાસાહેબને ઇંગ્રેજે કેદમાંથી છોડાવી તેનું રાજ્ય પાછું સોંપ્યું, પણ તેણે લાર્ડ આકલાંડના વખતમાં તોફાન કર્યું; તેથી તેની પાસેથી ગાદી લઇ તેના ભાઇ આપાસાહેબને સોંપી ૧૮૪૦

**આપાસાહેબ ૧૮૪૦—૧૮૪૮** એ શાહુ બીજાનો બીજો છોકરો હતો. એણે નાગનોજ કારભાર કર્યો. ૧૮૪૮ માં એ અપુત્ર મુઓ; તેથી તેનું રાજ્ય ઇંગ્રેજે ખાલસા કર્યું; ત્યારથીજ એના વંશની આખર આવી.

**બાલાજી બીજો ૧૭૪૦—૧૭૬૧** શાહુ મરી ગયો, ત્યારે બાલાજીએ તેની સહીનો જુઠો લેખ રજુ કર્યો. એ લેખમાં એવી કલમ હતી કે, મરાઠાના વંશમાં ગાદી રહે અને બધો કારભાર પેશ્વા કરે; એથી હકીકતેજ બાલાજી રાજ્યનો ધણી થઇ પડ્યો. એને ત્રણ દીકરા હતા ૧. વિશ્વાસરાવ. ૨. માધવરાવ. ૩. નારણરાવ.

ચડાઇઓ—(૧) ૧૭૪૩માં ભોંસલે સરદારને બંગાળાપર મોકલ્યો; નવાબ અલીવર્દીખાને તેને વરાડ પ્રાંત આપ્યો.

(૨) ૧૭૫૭ માં કર્ણાટકપર હલ્લો કરી, ત્યાંના નવાબ પાસેથી તથા મૈસુરના હિંદુ રાજા પાસેથી ખંડણી લીધી.

(૩) ૧૭૬૦ માં નિઝામને નમાવવાને સદાશીવરાવને મોકલ્યો. તેણે ઉદગીર આગળ નિઝામને હરાવ્યો.

(૪) પેશ્વાના ભાઇ રઘુનાથરાવે અબદાલીના મુલકપર ચડાઇ કરી, ને તેના સુબાને પંજાબમાંથી કાઢી મુક્યો. તેથી અબદાલી પઠાણ લશ્કર લઇ ચડ્યો. અબદાલી તરફ મુસલમાનો રોહીલા સરદાર નજીબુદ્દૌલા, અને અયોધ્યાનો નવાબ સુજાઉદ્દૌલા હતા.

પેશ્વા તરફ હોલ્કર, સિંધીઆ, ગાયકવાડ સુરજમલ જાટ અને રજપૂત રાજા હતા. ૧૭૬૧ માં પાણીપત આગળ બેઉનાં સૈન્ય લડવા ઉભાં હતાં, તેવારે મરેઠાનું કહેવું એવું હતું કે શિવાજી મહારાજની પદ્ધતિએ લડવું; પણ "ફકગીરની લડાઇમાં ઉન્મત્ત થએલા સદાશીવ ભાઉને" આ વાત ગમી નહિ; તેથી મરેઠા નારાજ થઇને પાણીપતના મેદાનમાંથી નાઠા; તેથી પેશ્વાની હાર થઈ. આ લડાઇમાં બહાદુર સરદાર અને અનુભવી લડાકનો નાશ થયો. ઉપરના ભેદથી મહારાષ્ટ્રમાં ઘેરઘેર રડારોળ અને ફુટાફુટ થઈ રહી. આ લડાઇ ભાઉગિર્દી કહેવાય છે. એના વખતમાં મરેઠી રાજ્યની ૭ શાખા હતી.

**શાખાઓ**—(૧) વરાડમાં ભોંસલા (૨) ગ્વાલીયરમાં સિંધીઆ (૩) માળવામાં હોલ્કર (૪) વડોદરામાં ગાયકવાડ (૫) અકલકોટમાં ફતેસિંહ.

**માધવરાવ ૧૭૬૧—૧૭૭૨** બાજીરાવનો મોટો છોકરો વિશ્વાસરાવ, પાણીપતની લડાઇમાં માર્યો ગયો. તેથી પેશ્વાના બીજા દીકરા માધવરાવને રાઘોબાએ ગાદીએ બેસાડ્યો.

(૧) ૧૭૬૪ માં નિઝામે પુના લુંટ્યું, માટે માધવરાવે તેને હરાવ્યો.

(૨) ૧૭૬૫-૬૭-૭૨ માં હૈદરને હરાવી દંડ લીધો.

એના વખતમાં રામશાસ્ત્રી ન્યાયાધીશ, ત્ર્યંબકરાવ મામા, અને હરીપંથ સરદાર, સખારામબાપુ અને નાના ફડનવીશ કારભારી હતા. એ પેશ્વા ૧૭૭૨ માં મરણ પામ્યો.

**માધવરાવના ગુણ**—એ શૂરો, ચતુર અને લડાઇમાં હોશિયાર હતો. ૧૭૬૧ માં પાણીપતના મેદાનમાં ગએલી આબરૂ પા-

થી મેઝરઆતે એ નામદારો ગઝનત કરતો હતો. એણે રોહીલાનો મુલક લુંટયો, તથા રજપુત અને જાટ પાસેથી ખંડણી લીધી. તેજ હૈદરને હરાવી ભાંગી પડેલી પેશ્વાઇને સજીવન કરી. વળી એણે વેઠ કરવાની મના કરી. અને ન્યાય આપી પ્રજાને રાજી કરી. લોકના કમનસીબે આ મહાન મર્દનું અકાળ મોત થયું.

નારણરાવ ૧૭૭૨—૧૭૭૩ માધવરાવ અપુત્ર મરવાથી તેનો ભાઈ નારણરાવ ગાદીએ બેઠો; તેનું રાઘોબાએ ખુન કર્યું. તેથી નાનાફડનવીસ તથા સખારામ બાપુ નામે કારભારીઓ સામા થયા એ ગરબડાટ ચાલતો હતો, એવામાં નારણની ગર્ભવંતી સ્ત્રીને પુત્ર થયો; તેનું સવાઇ માધવરાવ નામ પાડી ગાદીએ બેસાડયો.

સવાઈ માધવરાવ ૧૭૭૧ થી ૧૭૯૫

મરેઠી ૧ લો વિગ્રહ—સવાઇ માધવરાવની તથા તેનાજ બાપના કાકા રાઘોબાની વચ્ચે પુનાની ગાદી માટે તકરાર થઈ તેમાં નો રાઘોબા મદદ લેવા માટે મુંબાઇના ગવર્નર પાસે ગયો. મુંબાઈના ગવર્નરે સાષ્ટી અને વસાઇ બેટ લેવાની સરતે તેની સાથે સુરત મુકામે ૧૭૭૫ માં સંધી કરી. ને તરતજ રાઘોબાને પુનાની ગાદી અપાવવા માટે કીટીંગને લશ્કર આપી મોકલ્યો. આ ખબર સાંભળતાંજ સવાઇ માધવરાવ મુંબાઇના ગવર્નરના ઉપરી ગવર્નર જનરલ હેસ્તીંગ્સ પાસે ફરીયાદે ગયો. અને તેની જોડે ૧૭૭૬ માં પુરંધર મુકામે સંધિ કરી; તેથી ગવર્નર જનરલે રાઘોબાનો પક્ષ છોડી દેવા માટે મુંબાઇના ગવર્નરને લખ્યું પરંતુ મુંબાઇના લશ્કરનો ઉપરી કીટીંગ લશ્કર લઇ નીકળી ચુક્યો હતો; તેવામાં એવી ખબર મળી કે, સવાઇ માધવરાવ ફ્રેન્ચ લશ્કર તૈયાર કરે છે. તેથી ગવરનેર જનરલે મુંબાઇના ગવર્નરની સુરત સંધિ કબુલ રાખી; ને

માધવરાવ ઉપર કલકત્તેથી લશ્કર મોકલ્યું, પણ કલકત્તાવાળા લશ્કરના આવતા પહેલાં મુંબાઇના લશ્કરનો ઉપરી હાર્યો; તેથી તેણે વા-રગામ આગળ શરમ લગાડે એવી શરતો કબુલ કરી. તેવામાં કલકત્તાના લશ્કરનો ઉપરી આદ્દે આવી પહોંચ્યો. તેણે ૧૭૮૦ માં અમદાવાદ અને વસાઇ જીતી લીધાં. વળી કપ્તાન પોફામે ગ્વાલીયરનો ડુંગરી કિલ્લો જીતી લીધો. એ કિલ્લો હિંદની કુંચી ગણાતો હતો. આખરે મરેઠાઓએ સાલબાઇની સલાહ કરી. તેથી પહેલા વિગ્રહનો અંત આવ્યો. માધવરાવે ફુંકલાના રણમાંથી ૧૭૯૧ માં નિઝામને નસાડ્યો. રાઘોબાનો દીકરો બાજીરાવ અહમદનગરના કેદખાનામાં હતો. તેને છોડાવવાને સવાઇ માધવરાવે કોશીશ કરી. પણ નાના ફડનવીસે તેને કેદમાંથી છોડ્યો નહિ; માટે માધવરાવ અગાશીમાંથી પડતું મુકી મરી ગયો.

બાજીરાવ બીજો ૧૭૯૫—૧૮૧૮ એ રાઘોબાનો છોકરો હતો. એનામાં ઐક્ય અને સ્વતંત્રતા નહોતી. તેથી એ બાપસે રાજ્ય ધુળધાણી કરી નાંખ્યું; એ આ મતનો હતો; તેમજ ઉતાવળીઓ, બીકણ; અને વ્યભિચારી હતો.

**મરેઠી બીજો વિગ્રહ**—પેશ્વા અને હોલ્કર લડ્યા. તેમાં બાજીરાવે સિંધીઆને મદદ કરી; તેથી પુનાપર હોલ્કરે ચડાઇ કરી તેને નસાડ્યો; તેથી તે અંગ્રેજને શરણે ગયો; ને ૧૮૦૨ માં વસાઇ મુકામે સલાહ કરી; આથી સિંધીઆ તથા ભોંસલા નારાજ થયા, અને તેમણે પણ અંગ્રેજ સામે લડાઇ કરી; પણ તેઓ હાર્યા. માટે સિંધીઆએ સરજીઅંજન ગામની તથા ભોંસલાએ દેવગામની સંધી કરી.

**મરેઠી ત્રીજો વિગ્રહ**—બાજીરાવ અંગ્રેજના તાબામાંથી ની-

કઢી જવાને ફાંફાં મારતો હતો. આ વાત રેસીડેન્ટ એલફીન્સ્ટનના જાણવામાં આવી; તેથી બાજીરાવે ૧૮૧૭ પુના મુકામે ઇંગ્રેજ સાથે સલાહ કરી; પણ પાછળથી ઇંગ્રેજની ખોદણી કરવા લાગ્યો, તેથી સ્મિથ સાહેબે કોરેગામ અને ખડકી આગળ હરાવ્યો, પછી તે માલ્કમ સાહેબને શરણે ગયો. માલ્કમ સાહેબે તેને આઠ લાખનું પેન્સન બાંધી આપી બીઠુરમાં રાખ્યો. એના મરણ પછી એના દત્ત પુત્ર નાનાસાહેબને પેન્સન ન મળવાથી તે ૧૮૫૭ ના બળવામાં આગેવાન થયો.

## પાંચ મરેઠી શાખાઓ.

(૧) પેશ્વા (૨) સિંધીઆ (૩) હોલકર (૪) ભોંસલા (૫) ગાયકવાડ.

(૧) પેશ્વા—રામરાજાના વખતમાં બાલાજી પેશ્વાએ શાહુની સહીનો જુદો લેખ રજુ કર્યો. ત્યારથીજ પેશ્વાના હાથમાં પુનાની ગાદીનો કબજો આવ્યો.

(૨) સિંધીઆ—સિંધીયાનો મુળ પુરુષ રાણોજી હતો, તેણે બાજીરાવની પરવાનગીથી ગ્વાલિયરમાં ગાદી કરી. ચોથા સિંધીઆ દોલતરાવને ઇંગ્રેજે આસાઇ, આરગાંવ, દિલ્હી, અને લાસવારી આગળ હરાવ્યો; તેથી તેણે સરજીઅંજનગામની સલાહ કરી. હાલ ગ્વાલિયરની ગાદીએ માધવરાવ સિંધીયા રાજ્ય કરે છે.

(૩) હોલકર—હોલકરનો મુળ પુરુષ મલ્હારજી હતો. તેણે બાજીરાવની પરવાનગીથી ઇંદોરમાં ગાદી કરી. ચોથો રાજા જશવંતરાવ હતો. તેણે ઇંગ્રેજ સરદાર લેકને ભરતપુર આગળ પજવ્યો હતો. બીજા રાજા મલ્હારરાવે ૧૮૧૭ માં ઇંગ્રેજ છાવણી ઇંદોરમાં રાખી, અને ઇંગ્રેજ સાથે મંદસોર મુકામે સલાહ કરી. હાલ ઇંદોર

માં શિવાજીરાવ રાજ્ય કરે છે.

(૪) ભોંસલા—ભોંસલાનો મૂળ પુરૂષ રાઘોજી હતો; તેણે ૧૭૫૩ માં નાગપુરમાં ગાદી સ્થાપી. છેલો રાજા રાઘોજી ત્રીજો હતો. તે અપુત્ર મરવાથી ઇંગ્રેજે ૧૮૫૩ માં નાગપુરનું રાજ્ય ખાલસા કર્યું.

(૫) ગાયકવાડ—એનો મૂળ પુરૂષ પીલાજી હતો. છઠો રાજા આણંદરાવ હતો, તેણે નડીઆદ, માતર, અને મહુધા પ્રગણાં ઇંગ્રેજને આપ્યાં. વળી એના વખતમાં પહેલ વહેલી ઇંગ્રેજ છાવણી વડોદરામાં દાખલ થઈ. દશમા ગાયકવાડ મલ્હારરાવ ઉપર કર્નલ ફેર સાહેબને ઝેર દીધાનું તહોમત સાબીત થયું; તેથી તેને મદ્રાસમાં કેદ કર્યો. તેની પછીના શિવાજી મહારાજ હાલ વડોદરાની ગાદીએ રાજ્ય કરે છે.

## મરેઠી વંશની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૬૪–૧૬૮૦–૧૬ | રામરાજા | ૧૭૪૮–૧૭૭૭–૨૯ |
| સંભાજી | ૧૬૮૦–૧૬૮૯– ૯ | શાહુ (૨) | ૧૭૭૭–૧૮૧૮–૪૧ |
| રાજારામ | ૧૬૮૯–૧૭૦૦–૧૧ | આબાસાહેબ | ૧૮૧૮–૧૮૪૦–૨૨ |
| શિવાજી (૨) | ૧૭૦૦–૧૭૦૮– ૮ | આપાસાહેબ | ૧૮૪૦–૧૮૪૮– ૮ |
| શાહુ | ૧૭૦૮–૧૭૪૮–૪૦ | | |

## પેશ્વા વંશની વંશાવળી.

| | | | |
|---|---|---|---|
| બાલાજી વિશ્વનાથ | ૧૭૧૪–૧૭૨૦– ૬ | નારણરાવ | ૧૭૭૨–૧૭૭૩– ૧ |
| બાજીરાવ | ૧૭૨૦–૧૭૪૦–૨૦ | રાઘોબા | ૧૭૭૩–૧૭૭૪– ૧ |
| બાલાજી(૨) | ૧૭૪૦–૧૭૬૧–૨૧ | સવાઇ માધવરાવ | ૧૭૭૪–૧૭૯૫–૨૧ |
| માધવરાવ | ૧૭૬૧–૧૭૭૨–૧૧ | બાજીરાવ (૨) | ૧૭૯૫–૧૮૧૮–૨૩ |

## પ્રકરણ ૧૨ મું.

**હિંદમાં યુરોપીયન લોકનું આવવું ઇ૦ ૧૫૦૦—૧૭૦૦**

**અસલ હિંદનો વેપાર**—પંદરમાં સૈકાના અંતલગી હિંદનો માલ આરબસ્તાનના અને તુર્કસ્તાનના વેપારીઓ લઇ જતા; તેમની પાસેથી મિસરના વેપારીઓ ખરીદ કરતા. મિસરવાળા તે માલ વેનિસ અને જીનોઆ બંદરમાં મોંઘે મુલ્યે વેચતા; ત્યાંથી મોંઘે મુલ્યે તે માલ ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્પેન, પોર્તુગાલ; અને હોલાંડના બંદરોમાં ખરીદાતો, યુરોપી લોકોને, આ પ્રમાણે માલ મોંઘો પડવાથી હિંદસાથે બરાબર વેપાર કરવાનું મન થયું.

**જમીનમાર્ગ**—આ વખતે સુવેજની નહેર તૈયાર થઇ નહોતી, તેથી તે રસ્તે જમીનપર માલ લઇ જતાં; લુટારાનો તથા માલ ખુવાર થવાનો ભય રહેતો હતો; માટે યુરોપી પ્રજાને જળમાર્ગ ખોળવાની જરૂર પડી, હવે, જળ માર્ગે હિંદ ખોળી કાઢવાને, પ્રથમ પોર્તુગીજ લોકો સફર કરવા લાગ્યા.

## પોર્તુગીઝ સફરો.

(૧) પોર્તુગાલના જોન રાજાએ પ્રથમ બાર્થોલ્યુમ્યુડીઆ નામે વહાણવટીને, કેટલાંક વહાણ આપી હિંદ શોધવા મોકલ્યો; તે ૧૪૮૭ માં આફ્રિકાના દક્ષિણ છેડા સુધી આવ્યો, ત્યાં તેને તોફાન નડવાથી તેણે તે છેડાનું નામ સ્ટોર્મસ (તોફાની) ભૂશિર પાડ્યું; પણ તે છેડે થઇ હિંદમાં જવાશે, એવી આશાથી જોન રાજાએ તે છેડાનું નામ સારી આશાની ભૂશિર એટલે કેપઓફગુડહોપ પાડ્યું.

(૨) પોર્તુગાલના રાજાએ હિંદનો ફરીથી શોધ કરવા, વાસ્કોડીગામા નામે કપ્તાનને તે મોકલ્યો; કેપગુડહોપને રસ્તે થઇ કાલીકટ બંદરે

૧૪૯૮ માં આવ્યો આ વખતે પોર્તુગીઝની મહેનત બર આવી. એ બંદરઆગળ સામાને મુર અથવા આરબ વેપારીઓએ હરકત કરી; જેથી તકરાર થઇ; આ વાત કાલિકટના ઝામોરીનને ગમી નહિ; ૭ મહીના રહીને તે પોર્તુગાલ જવા નીકળ્યો, તે વેળા ઝામોરીને પોર્તુગાલના રાજાપર એક પત્ર લખી આપ્યો, તેમાં એવું લખ્યું હતું કે, "મારા રાજ્યમાં તજ, લવીંગ, સુંઠ, મરી, અને હિરા નીપજેછે, તે આપીને તેને સાટે હું તમારા દેશમાંથી સોનું, રૂપું, પરવાળાં, અને લાલ રંગ લેવા ઇચ્છુંછું.,,

## સ્પાનિયર્ડ સફરો.

પોર્તુગીઝના પાડોશી સ્પેનના રાજાએ, હિંદ શોધવા કોલંબસ નામે વહાણવટીને મોકલ્યો; તેણે હિંદને બદલે અમેરિકા શોધી કાઢ્યો. તેમાં તેમને ઘણો ફાયદો થયો. ૧૪૯૨.

**વાસ્કોડીગામાનું બીજીવાર આવવું**—વાસ્કોડીગામા ૨૦ વહાણોનો જબરો કાફલા સાથે બીજીવાર ૧૫૦૨ માં આવ્યો; તેણે હિંદને પશ્ચિમ કિનારે આવેલાં કોચીન અને કાનાનોર બંદરોમાં વેપાર ચલાવ્યો; ને તે બંદરોની મદદથી ઝામોરીનને હરાવ્યો; પછી તે સ્વદેશ ગયો; એની પછી ૧૫૦૩માં આલ્બુકર્ક નામે પોર્તુગીઝ સરદાર આવ્યો.

**પોર્તુગીઝ ગવર્નરો**—સને ૧૫૦૫માં પોર્તુગીઝનો પહેલો ગવર્નર આલ્મેડા થયો. પછી ૧૫૦૯ માં આલ્બુકર્ક આવ્યો; એણે પોર્તુગીઝ સત્તા વધારી; વળી તેણે કાલિકટર હલ્લો કર્યો; પણ તેમાં નિષ્ફળ થયો, ત્યાર કેડે તેણે ૧૫૧૦ માં દીવ અને ૧૫૧૫ માં ગોવા લીધાં; પછી મલાકા કબજે કર્યું ને સિયામ તથા મસાલાના બેટો સાથે વેપાર શરૂ કર્યો; ત્યારપછી ૧૫૧૫ માં હાર્મઝબેટ જીતી ગોવે ગયો,

ત્યાં તેજ સાલમાં મરણ પામ્યો. તેની પછી ૧૫૨૪માં વાસકોડીગામા ત્રીજીવાર હિંદમાં આવ્યો; પણ તે ૧૫૨૭ માં કોચીનમાં મરી ગયો.

### પોર્તુગીઝનાં કૃત્યો તથા તેમના પડતીનાં કારણ

(૧) ક્રૂર જાતના વેપારીઓ જેવાં કૃત્યો કર્યાં. (૨) ધર્માંધ હોવાથી મૂર્તિપૂજકોને પજવ્યા. (૩) ઉતાવળી પ્રજાનો પ્યાર મેળવ્યો નહીં; હિંદુ અને મુસલમાનોનો પ્યાર મેળવનાર ફક્ત આલ્બુકર્ક હતો. સ્પેન અને પોર્તુગાલનું રાજ્ય જોડાવાથી તેમની સત્તા ઘટી ગઈ (૪) તેમને ઇંગ્રેજ અને વલંદા વેપારીઓએ હરકત કરી. ૧૫૫૮ માં પોર્તુગીઝને દમણ મળ્યું; એમણે ૧૫૦૦ થી ૧૬૦૦ સુધી પૂર્વ તરફનો વેપાર એકલે હાથે ચલાવ્યો; પણ એવામાં સ્પેન અને પોર્તુગાલનું રાજ્ય જોડાઈ ગયું. ત્યારથીજ તેમની પડતી થઈ; તે વખતે જેટલો મુલક તેમના તાબામાં હતો, તેટલો મુલક હાલ પણ તેમને કબજે છે.

**હાલમાં પોર્તુગીઝ સંસ્થાનોની હાલત**—તેમનાં મુખ્ય શહેર દિવ, દમણ ને ગોવા છે. તેમાં શુદ્ધ પોર્તુગીઝો અને દેશી પોર્તુગીઝો રહે છે. હાલ રાજ્યગાદી ગોવામાં છે; તેમની બધી વસ્તી ૪ લાખ માણસની છે; તે બધા રોમન કાથોલીક ધર્મ પાળે છે. એમના કાળા રંગપરથી અહીંના લોકો એમને ફરંગી કહે છે.

## વલંદા.

### સફરો.

(૧) બેરેન્ટ્સ નામે વલંદાએ, એશિયા ને યુરોપનો ઉત્તર કાંઠો ફરી વળીને હિંદમાં આવવાનો વિચાર કર્યો; પણ તે પાર પડ્યો નહિ. ત્રણ સફરો કરી, તેમાંની ત્રીજી સફરમાં તે ગુજરી ગયો.

(૨) ૧૫૯૫ માં હૌટમાન નામે વહાણવટી સુમાત્રાના બન્તા-

મ બંદરે પહોંચ્યો; ત્યાં તેણે વેપારની ગોઠવણ કરી; એટલામાં તેઓની, બીજી કંપની ઉભી થઈ, તે બન્ને ૧૬૦૨ માં ભેગી થઈ. પછી તેનું સામટું નામ ડચ ઈસ્ટઇંડિયા કંપની પડ્યું.

## વલંદાનો વેપાર.

વલંદાએ પ્રથમ ૧૬૦૫ માં આમ્બોયનામાં રાજધાની કરી. પછી ૧૬૧૯ માં જાવામાં બટેવીયા શહેર વસાવી, ત્યાં રાજધાની કરી; ને ત્યાં સ્વતંત્ર રીતે બધો વેપાર શરૂ કર્યો; પરંતુ થોડા વખત પછી ઇંગ્રેજો ત્યાં વેપાર કરવા આવ્યા, તેથી બન્ને પ્રજા વચ્ચે વેપારની ચડસાચડસી ચાલી. આખરે ૧૬૨૩ માં વલંદાએ ઇંગ્રેજની આમ્બોયના મુકામે કતલ કરી, તેથી ઇંગ્રેજો હિંદી મહાસાગરનો વેપાર છોડી હિંદમાં આવ્યા; તે પહેલાં ઇંગ્રેજો આર્કીપેલેગોના ટાપુમાં વેપાર કરતા હતા.

## વલંદાના વેપારની ચડતી.

(૧) વલંદાએ ન્યુહોલાંડ શોધી કાઢ્યો, તે હાલ આસ્ટ્રેલિયા નામે ઓળખાય છે.

(૨) તેમણે સ્વતંત્ર સંસ્થાનમાં ન્યુઆમસ્ટર્ડમ નામે શહેર વસાવ્યું; તે હાલ ન્યુયાર્ક નામથી ઓળખાય છે.

(૩) તેમણે ૧૬૩૬ માં ફારમોસા કબજે કર્યું.

(૪) તેમણે ૧૬૪૦ માં મલાકા કબજે કર્યું.

(૫) તેઓ ૧૬૪૭ માં પાલાર નદીને તીરે સાદ્રાસ શહેરમાં વેપાર કરવા લાગ્યા.

(૬) તેમણે ૧૬૫૧ માં આફ્રિકાને પશ્ચિમ કાંઠે એક સંસ્થાન વસાવ્યું.

(૭) ૧૬૫૨ માં મદ્રાસ કાંઠે પાલકોલુમાં શ્રીરંગપુરમાં ચિન્સુ

શમાં ચાંદ્રનીગોરમાં, પોર્ટુનોવામાં, મલબાર કાંઠે છીટાવામાં, અમદાવાદમાં અને સુરતમાં તેઓનો વેપાર ધમધોકાર ચાલવા લાગ્યો.

(૮) ૧૬૫૮ માં તેમણે લંકામાંહેલો પોર્તુગીઝનો જાફનાપટમ નામે કિલ્લો લઈ લીધો.

(૯) ૧૬૬૪ માં તેમણે પોર્તુગીઝનાં કોચીન અને કાનાનોર પાસેનાં થાણાં જીતી લીધાં.

(૧૦) ૧૬૬૯ માં પોર્તુગીઝને સેંટથોમી ને મકાસરમાંથી હાંકી કાઢયા.

**વલંદાની ખરાબ રાજ્ય રીતિ**—(૧) વલંદાની વેપાર પદ્ધતિ ઊંડા વિચારવાળી નહોતી. તેથી અર્થશાસ્ત્ર પ્રમાણે તેમનો વેપાર બરોબર જામ્યો નહિ (૨) એટલે હાથે નફો મેળવવાના ઇરાદાથી તેમણે ફીનિશિયન વેપારીઓની પેઠે જુલમ કર્યા, ફિનિશિયન લોકે પોતાના તાબાની રૈયતમાં સુધારો દાખલ કર્યો, તેવો સુધારો વલંદાએ તાબાની રૈયતમાં કર્યો નહિ; ૧૭૫૮ માં કલાઇવે તેમનાપર હલ્લો કરી લાજ લગાડે એવી સરતો લખાવી લીધી. ઇંગ્રેજે તેમનો જાવા બેટ જીતી લીધો, પણ પાછળથી ૧૮૧૬ માં તેમને પાછો સોંપ્યો. ૧૮૨૪ માં બંને પ્રજાએ મલાક્કા ને સુમાત્રાનો અદલો બદલો કર્યો. તેમના વેપારનો વાવટો કોઇ વખત સારી રીતે ફરકી રહ્યો નહોતો. પરંતુ હાલમાં ચિન્સુરામાં નેગાપટમમાં જાફનાપટમમાં તેમજ મલબાર કાંઠે, કારોમંડળ કાંઠે અમદાવાદમાં અને સુરતમાં તેમના નામથી કેટલાંક મકાનો હાલ ઓળખાય છે.

## ઇંગ્રેજો.

### સફરો.

(૧) ૧૪૯૬ માં ઇંગ્લાંડના રાજા સાતમા હેનરીએ જાનકાબટે

## ઈંગ્રેજ ઈસ્ટઈંડિયા કંપનીના વેપારનો ચાવટો

પ્રથમ ઇષ્ટઇંડિયા કંપની ૧૬૦૨ માં હિંદુસ્તાનના પુર્વ બેટો સાથે વેપાર કરવા લાગી; પણ હિંદને પશ્ચિમ કાંઠે તેને પોર્તુગીઝે વેપાર કરતાં અટકાવી, તોપણ તે કંપનીના માણસોએ ૧૬૧૫ માં ખંભાત બંદરથી માલ ભર્યો અને ૧૬૧૫ માં સુવાળીના દરિયાઈ યુદ્ધમાં પોર્તુગીઝને હરાવ્યા; એ સાલમાં પહેલા જેમ્સ પાદશાહનો વકીલ સરટામસરો હિંદમાં આવ્યો, તેણે જહાંગીર પાદશાહ પાસે વેપારની માગણી કરી.

**આંબોઇનાની કતલ**—૧૬૨૩ માં મસાલાના બેટોમાં ઇંગ્રેજ ને વલંદા વચ્ચે વેપારની અડસાઅડસી વધી તેથી અદેખા વલંદાએ કેટલાક ઇંગ્રેજને મારી નાંખ્યા તેમાં ૯ જાપુની ૯ ઇંગ્રેજ અને ખલાસી ટાવર્સનું મોત થયું, છેવટે મરનારના કુટુંબના ભરણ પોષણ માટે વલંદાએ ૩૬૧૫૦ રૂપીઆ આપ્યા.

**ઇંગ્રેજની ઇષ્ટ ઇંડિયા કંપની**—જેવારે હિંદુસ્તાનમાં અકબર બાદશાહ રાજ્ય કરતો હતો, તેવારે ઇંગ્લાંડની ગાદીએ ઇલીઝાબેથ રાણી રાજ્ય કરતી હતી. તેવામાં વલંદા ઇંગ્રેજને ૧॥ રૂપીએ શેર મરી વેચતા હતા; પછી તેઓ ઇંગ્રેજ પાસે શેરને માથે ત્રણ કે ચાર રૂપીઆ ભાવ લેવા લાગ્યા; તેથી ઇંગ્રેજોને હિંદ જોડે બારોબાર વેપાર કરવાની દાઢ સળકી; પ્રથમ મેયર સાહેબે નાણું આપી વેપારીઓની એક ટોળી ઉભી કરી; તેને ૧૬૦૦ માં ઇલીઝાબેથ રાણીએ પુર્વના દેશો જોડે વેપાર કરવાનો પરવાનો આપ્યો, એ મંડળી પહેલી, ઇષ્ટઇંડિયા કંપની કહેવાઇ; પાછળથી ઇંગ્લાંડમાં ૧૬૩૫ માં કોર્ટની અને ૧૬૫૫ સાહસિક વેપારીઓની

વેગળ ૧૬૯૮ માં ઇંગ્લીશ કે સાધારણ મંડળીઓ ઉભી થઇ, તે અ-ગલી પ્રથમની કંપની સાથે ૧૭૦૯ માં જોડાઇ ગઇ; અને તેનું સં-યુક્ત ઇષ્ટઇંડિયા કંપની નામ પડયું.

**મદ્રાસમાં ઇંગ્રેજ થાણાં**—એ ઇલાકામાં મછલીપટણ, આ-રમેગામ ને મદ્રાસમાં ઇંગ્રેજનાં પહેલ વહેલાં થાણાં થયાં. તેમની પ્રથમ આડત ૧૬૧૦ માં મછલીપટણ સાથે થઇ, પછી ૧૬૨૬ માં આરમેગામમાં કોઠી ઘાલી. છેવટે ગાં. ફ્રાન્સિસે ચંદ્રગીરીના રાજા પાસેથી મદ્રાસપટમની જગ્યા વેચાતી લીધી; ને ત્યાં ૧૬૩૯ માં ફોર્ટસેંટજ્યાર્જનો કિલ્લો બાંધ્યો. તે વધી ૧૬૫૩ માં મદ્રાસનો સ્વ-તંત્ર ઇલાકો થયો.

**મુંબાઇમાં ઇંગ્રેજનાં થાણાં**—એ ઇલાકામાં સુરત અને મુંબાઇમાં પહેલ વહેલાં થાણાં થયાં. પશ્ચિમ કાંઠે તેમણે મુખ્ય સ્થ-ળ સુરત રાખ્યું હતું, ત્યાં તેમણે ૧૬૧૫ માં કોઠી ઘાલી, એ શ-હેરના વેપારનો વાવટો ઘોઘા, અમદાવાદ, ને ખંભાત જોડે ચાલતો હતો. તે વખતનું સુરત હાલના મુંબાઇ જેવડું હતું. ૧૬૬૨ માં પોર્તુગાલના રાજાની કાથેરાઇન કુંવરીનું લગ્ન ઇંગ્લાંડના રાજા ચાર્લ્સ વેરે થયું હતું. તેથી પોર્તુગાલના રાજાએ ચાર્લ્સને પહેરામણી-માં મુંબાઇ બેટ આપ્યો. ચાર્લ્સે દર વરસે ૧૦૦ રૂપીઆ લેવાની સરતે મુંબાઇ બેટ ૧૬૬૮ માં કંપનીને આપ્યો; તે વખતે કંપનીએ સુરતથી કોઠી ઉપાડી મુંબાઇમાં નાંખી ૧૬૮૭.

**બંગાળામાં ઇંગ્રેજનાં થાણાં**—એ ઇલાકામાં હુગલી ને બાલાસોરમાં પહેલ વહેલાં થાણાં થયાં; ૧૬૩૪ માં શાહજહાં બાદ-શાહે બંગાળામાં વેપાર કરવાનો પરવાનો આપ્યો; પણ તેમનાં વ-હાણોને ફક્ત ઓરિસ્સાની પીપળી સુધી જવાની છુટ હતી; તેમણે

૧૬૪૦ માં હુગલીમાં ને ૧૬૪૨ માં બાલાસોરમાં વખાર નાંખી. ૧૬૪૧ માં દાકતર ગેબ્રિયલબાઉટને પોતાના ઇલાજ બદલ શાહજાદા પાસેથી કેટલાક હક કંપનીને અપાવ્યા. ૧૬૮૧ માં બંગાળા માં મુંબાઇ ઇલાકો જુદો કરી, ત્યાં મિ૦ હેજીસને નીમ્યો; તેણે કાસીમ બજાર, માલદહ, બાલાસોર, પટના, ને ઢાકાની વખારોનું એજંટપણું સારી રીતે બજાવ્યું; ૧૬૮૬ માં નવાબ સાએસ્તખાંએ બ્રિટિશ વખારો લુંટી તેથી હુગલીની વખારના ઉપરી મી. ચાર્નોકે સુતાનટીમાં કોઠી કરી; પછી ઔરંગજેબના શાહજાદા આઝીમ પાસેથી ગોવિંદપુર, કલકત્તા, ને સુતાનટી વેચાતાં લઇ ફોર્ટસેન્ટ વિલ્યમનો કિલ્લો બાંધ્યો ૧૭૦૦, પછી બંગાળાની તમામ વખારોનો ઉપરી મી. ચાર્નોકને ઠરાવ્યો.

## યુરોપી કંપનીઓ.

(૧) પ્રથમ રાજાના નામથી પોર્તુગીજ કંપની ઉભી થઇ.

(૨) ઇંગ્રેજોની કંપનીઓ ૧૬૦૦, ૧૬૩૫, ૧૬૫૦, ૧૬૫૫, અને ૧૬૫૮ માં ઉભી થઇ, એ પાંચ કંપનીઓ ૧૭૦૯ જોડાઇ ગઇ, તેમનું એકઠું નામ "યુનાઇટેડ ઇસ્ટ ઇંડિયા" કંપની પડ્યું.

(૩) ૧૬૦૨ માં વલંદાની ઘણી કંપની જોડાઇ ગઈ, અને તેનું આખું નામ ડચ ઇસ્ટ ઇંડિયા કંપની પડ્યું.

(૪) ફ્રેન્ચ કંપનીઓ ૧૬૦૪, ૧૬૧૧, ૧૬૧૫ ૧૬૪૨ અને ૧૬૪૪ માં ઉભી થઇ. એ પાંચ કંપનીઓ જોડાઈ મોટી કંપની ઉભી થઇ, પણ તે ૧૭૬૯ માં પડી ભાગી.

(૫) ડેન લોકની કંપનીઓ ૧૬૧૨ ને ૧૬૭૦ માં ઉભી થઈ; તે કંપનીઓ ત્રાંકોબાર ને શ્રીરામપુર ઇંગ્રેજોને ૧૮૪૫ માં વેચાણ આપ્યાં.

(६) १७२३ માં આસ્ટ્રીઆના રાજાના આશ્રય નીચે ઓસ્ટેન્ડ કંપની ઉભી થઇ, તેણે १७२४ માં દેવાળું ફૂંક્યું.

(७) १७३१ માં સ્વીડનમાં એક કંપની ઉભી થઇ, પણ તે ભાગી પડી.

(८) १७३३ માં સ્પેનના રાજા તરફથી એક કંપની ફિલીપાઇનમાં ઉભી થઇ, પણ તે પડી ભાગી.

---

## પ્રકરણ १३ મું.

ઓરંગઝેબ પછીના પાદશાહ નબળા થવાથી મુગલાઇ રાજ્યના ઘણા ભાગ સ્વતંત્ર થયા (१) બંગાળામાં મુર્શીદકુલીખાં. (२) કર્ણાટકમાં સાદતુલ્લા. (३) અયોધ્યામાં સાદતખાં (४) હૈદ્રાબાદમાં નિઝામ ઉલ્મુલક. (५) મૈસુર અને ત્રિચિનાપલ્લીમાં હિંદુરાજા (६) વિજય નગરમાં નાયર લોક (७) તંજાવરમાં મરેઠી વંશ. ઉપરનાં રાજ્યોનો પક્ષ પકડી ફ્રેન્ચ અને ઇંગ્રેજ અઢારમા શૈકામાં લઢયા. તેમાં ફ્રેન્ચનો નાશ થયો, અને ઇંગ્રેજોની ફતેહ થઇ

**કર્ણાટકનો પહેલો વિગ્રહ—१७४६-१७४८** એ વિગ્રહ થવાનાં બે કારણ છે. (१) યુરોપમાં ફ્રેન્ચ અને ઇંગ્રેજ વચ્ચે ઝઘડો થયો; તેનો ભોળ ફ્રેન્ચોએ હિંદમાં દાખલ કર્યો. (२) ફ્રેન્ચોએ, આર્કાટના નવાબને લાંચ આપી, ઇંગ્રેજ નૈકાસૈન્યને હરકત કરાવી. તેથી લડાઇ સળગી. આ વેળા મદ્રાસમાં ઇંગ્રેજ સરદાર બાર્કાવેન, ક્લાઇવ, ને લારેન્સ હતા તેમજ ફ્રેન્ચસરદાર લાબર્દોન્સ અને ડુપ્લે હતા. પ્રથમ લાબર્દોન્સે મદ્રાસપર હલ્લો કર્યો, તે શહેર १७४६માં લઇ લીધું, તેથી ક્લાઇવ ફોર્ટ સેંટ ડેવીડ કિલ્લામાં નાશી ગયો; પાછળથી લાબર્દોન્-

ન્સે ૪ લાખ રૂપીઆ દંડ લઇ ઇંગ્રેજોને મદ્રાસ પાછું સોંપ્યું; પણ તે વાત ફ્રેન્ચ ગવર્નર ડુપ્લીને ગમી નહી તેથી તેણે ફરીથી મદ્રાસને ઘેર્યું એવામાં કલાઇવની વારે બારકાવેન અને મેજર લારેન્સ દોડી આવ્યા તેથી ફ્રેન્ચોને નાસવું પડયું; પછી બારકાવેન અને લારેન્સે ફ્રેન્ચોનું પાંદેચરી ઘેર્યું. પણ જીતાયું નહિ; એવામાં યુરોપમાં એલાશાપેલના કરાર થવાથી ઇંગ્રેજને મદ્રાસ પાછું મળ્યું. લાબર્ડોન્સે ઇંગ્રેજને મદ્રાસ પાછું સોંપ્યું. માટે ફ્રેન્ચ સરકારે તેને ત્રણ વરસની ટીપ મારી.

તંજાવરની ગાદીને માટે આપાસાહેબ અને બાવાસાહેબ લઢયા, તેમાં આપાસાહેબનો ઇંગ્રેજોએ પક્ષ કર્યો; તેથી ૧૭૪૮ માં ઇંગ્રેજને દેવીકોટા મળ્યું.

**કર્ણાટકનો બીજો વિગ્રહ** ૧૭૪૮—૧૭૫૪ ઇંગ્રેજ અને ફ્રેન્ચે રાજ્ય લોભથી દેશી રાજ્યની ખટપટ માથે લીધી; તેથી કર્ણાટકનો બીજો વિગ્રહ શરૂ થયો. ૧૭૪૮ માં હૈદ્રાબાદનો નિઝામઉલમુલ્ક ૧૦૪ વરસની ઉમરે ગુજરી ગયો તેની પાછળ તેનો દીકરો નાસીરજંગ ગાદીએ બેઠો, તેજ સાલમાં કર્ણાટકનો નવાબ સફદરઅલી મરી ગયો, તેથી તેની પછી અનવરૂદીન ગાદીએ બેઠો. આ બંનેની સામા ડુપ્લીએ રાજ્ય લોભથી નવા હકદાર ઉભા કર્યા. નાસીરજંગની સામે તેનો શત્રુ મુજફ્ફરજંગ અને અનવરૂદીનની સામે તેનો શત્રુ ચંદાસાહેબ અને વેળા ઇંગ્રેજો અનવરૂદીનના પક્ષમાં હતા. મુજફ્ફરજંગ, ડુપ્લી અને ચંદાસાહેબે ૧૭૫૦ માં અંબુર આગળ અનવરૂદીનને મારી નાખ્યો; તેમજ ત્રિચીનાપલ્લી આગળ નાસીરજંગને હરાવ્યો; પછી આર્કાટની ગાદી ચંદાસાહેબને તથા નિઝામની ગાદી મુજફ્ફરજંગને આપી. આ વખતે અનવરૂદીનનો છોકરો મ

મહમદઅલી ત્રિચીનાપલ્લીમાં નાસી ગયો. ગાદી આપ્યા બદલ ચંદાસાહેબે ફ્રેન્ચોને ૮૧ ગામ ઇનામમાં આપ્યાં.

**આર્કોટની લડાઇ**—૧૭૫૧ આ વખતે ફ્રેન્ચોની જીતના ડંકા વાગી રહ્યા હતા, અને તેમના મિત્ર ચંદાસાહેબે ઇંગ્રેજના મિત્ર મહમદઅલીને ત્રીચીનાપલ્લીમાં ઘેર્યો હતો, માટે ઇંગ્રેજો મોટા ગભરાટમાં પડ્યા. એવામાં બહાદુર ક્લાઇવે એવું કહ્યું કે ચંદાસાહેબની રાજધાની આર્કોટને ઘેરો ઘાલીશું, તો ત્રીચીનાપલ્લીનો ઘેરો ઉઠાવી ચંદાસાહેબ પોતાની રાજ્ય ગાદી સાચવવા આર્કોટમાં આવશે. આ વાત ઇંગ્રેજોને ગમી, તેથી ક્લાઇવને ૨૦૦ ગોરા અને ૩૦૦ દેશી સિપાઇઓ આપી આર્કોટ મોકલ્યો, ક્લાઇવે આર્કોટ આવી પા પા, મૈલને અંતરે તંબુ ઠોક્યા, અને પોતાનાં ૫૦૦ માણસોને વારાફરતી જુદા જુદા રંગનાં લુગડાં પહેરાવી એક તંબુથી બીજા તંબુમાં જવા આવવાનો હુકમ કર્યો. આ યુક્તિથી આર્કોટના સિપાઇઓએ જાણ્યું કે ઇંગ્રેજો પાસે ઘણુંજ માણસ છે; માટે ચંદાસાહેબની હાર થશે; તેમણે આ ખબર ચંદાસાહેબને મોકલી, તેથી ચંદાસાહેબે પોતાના દીકરા રાજાસાહેબને દશ હજાર સિપાઇઓ આપી આર્કોટનો ઘેરો ઉઠાવવા મોકલ્યો, તેણે આવી આર્કોટને પચાસ દિવસ ઘેરી મોહરમને (તાબુતને) દિવસે ક્લાઇવ સામું યુદ્ધ કરવા માંડ્યું. આ વખતે ક્લાઇવ પાસે અનાજ ખુટી પડ્યું હતું ફક્ત થોડાજ ચોખા હતા, આથી ક્લાઇવ ગભરાયો, એટલામાં દેશી સિપાઇઓ બોલી ઉઠ્યા કે સાહેબ ગભરાશો નહિ. જે ૨૦૦ ગોરા માણસો છે, તેમને ભાત આપજો, અને અમે ભાતનું ઓસામણ પીને લડાઇ કરીશું. આવા બોલ સાંભળી ક્લાઇવ કમર બાંધી લડવાને તૈયાર થયો અને ફ્રેન્ચોની પાછળ પડી ૧૭૫૨ માં આર્કોટ આગળ

અને ૧૭૫૨ માં કાવરેપાક આગળ રાજાસાહેબને હરાવી "ડુપ્લી આ ફતેહાબાદ" નામે સ્તંભ (ડુપ્લીનો બંધાવેલો) તોડી નાંખ્યો. અને આર્કાટની ગાદીએ મહમદઅલીને બેસાડી ૧૭૫૨ માં ક્લાઈવ વિલાયત ગયો આર્કાટની લડાઈમાં ઇંગ્રેજો હાર્યા હોત, તો આજે હિંદમાં સુખદાયક ઇંગ્રેજી રાજ્ય થાત; માટે આ લડાઈ ઇતિહાસમાં મશહુર છે. ડુપ્લી ૧૭૫૪ માં ફ્રાન્સ ગયો, ત્યાં માન ભંગ થઈ મરણ પામ્યો ૧૭૬૩, ડુપ્લી પછી ફ્રેન્ચ ગવર્નર ગોડ્યુ આવ્યો, એના વખતમાં ઇંગ્રેજ અને ફ્રેન્ચ પ્રજા વચ્ચે શાન્તી થઈ ૧૭૫૪.

બુસી—એ ફ્રેન્ચ સરદાર હતો, એણે ત્રીચીનાપલી આગળ નાસીરજંગને હરાવી મુજફ્ફરજંગને હૈદ્રાબાદની ગાદી આપી; પણ તેનું ખુન થવાથી બુસીએ તેના ભાઈ સલાબતજંગને હૈદ્રાબાદની ગાદી આપી. તેથી તેણે ઉત્તરસિરકાર તથા નોકરીને બદલે મછલીપટણ આપ્યાં. પણ ઉત્તરસિરકાર કર્નલફોર્ડે ૧૭૬૦ માં જીતી લીધું.

કર્ણાટકનો ત્રીજો વિગ્રહ ૧૭૫૮—૧૭૬૧ ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે થી સેવન્ યીયર્સ-વૉરની લડાઈ સળગી, તેની અસર હિંદમાં થવાથી લાલીએ ડેવીડકિલ્લાપર હલ્લો કરી, ઇંગ્રેજોને કાઢવાની ગોઠવણ કરવા માંડી. તેથી લડાઈ જાગી. ઇંગ્રેજ સરદાર કુટ તથા ફોર્ડ હતા, અને ફ્રેન્ચના લાલી તથા બુસી હતા. વાંદેવાસ નજીક બને ફ્રેન્ચ સરદાર હાર્યા, ત્યારથી ફ્રેન્ચ સત્તા નરમ પડી.

લાલી ૧૭૫૮—૧૭૬૧ એ ગોડ્યુ પછી ૧૭૫૮ માં ફ્રેન્ચ ગવર્નર થયો. એણે ફ્રાન્સના લશ્કરમાં નોકરી કરી હતી; ફ્રેન્ચ સરકારે એની બહાદુરી જોઈ એને ગવર્નર નીમ્યો લાલી અવિચારી, અહંકારી અને ઉતાવળીઓ હતો ફ્રાન્સથી આવીને તરતજ એણે દેવીકોટ કિલ્લો તાબે કર્યો. પછી તેણે તથા બુસીએ ફોર્ટ

આમે વાંદેવાસ આગળ લડાઇ કરી, તેમાં બન્ને હાર્યા, ને બુસી કેદ પકડાયો. ૧૭૬૦ માં લાલીએ ઉત્તરસિરકાર ને મછલીપટ્ટણ તેમજ પાંદેચરી ને જીંજી ગઢ ખોયાં. એવામાં યુરોપમાં બન્ને પ્રજા વચ્ચે સલાહ થઈ તેથી ફ્રેન્ચને પાંદેચરી પાછું મળ્યું, ત્યાર પછી લાલી ફ્રાન્સ ગયો; ત્યાં તેને ફ્રેન્ચ સરકારે ફાંસી દીધી કેમકે તેણે ફ્રેન્ચ રાજ્ય ખોયું. હાલ હિંદમાં તેમનાં ચંદનગર, યાનાન, કારિકલ, માહી, ને પાંદેચેરિ શહેરો છે.

---

# પ્રકરણ ૧૪ મું.

## બંગાળાના નવાબો

(૧) મુર્શીદકુલીખાં ૧૭૦૭—૧૭૨૫ એ જાતે બ્રાહ્મણ હતો. એને કોઇએ ગુલામ તરીકે ઇરાનમાં ઉછેર્યો હતો. ઔરંગજેબના મરણ પછી એણે મુર્શીદાબાદમાં સ્વતંત્ર ગાદી કરી. યુરોપી ઇતિહાસમાં જાફરખાં એ નામથી નામીચોછે. એના વખતમાં ઇંગ્રેજની મુખ્ય કોઠી કલકત્તામાં, ફ્રેન્ચની મુખ્ય કોઠી ચંદનગરમાં, અને વલંદાની મુખ્ય કોઠી ચિન્સુરામાં હતી.

(૨) સુજાખાં ૧૭૨૫—૧૭૪૦ એ મુર્શીદકુલીખાંનો પૌત્ર અને જમાઇ હતો, એને મારીને એના કાકા અલીવર્દીખાને રાજ્ય લઈ લીધું ૧૭૪૦.

(૩) અલીવર્દીખાં ૧૭૪૦—૧૭૫૬ એને ઇંગ્રેજો સાથે મિત્રાચારી હતી; મરેઠી હુમલા અટકાવાને એણે ઇંગ્રેજોને કલકત્તાની આસપાસ ખાઈ ખોદવાની પરવાનગી આપી હતી, એ ખાઈ હાલ કલકત્તામાં " મરેઠી ખાઇથી " ઓળખાય છે.

(૪) સુરાજઉદૌલા—૧૭૫૬—૧૭૫૭ અલીવર્દીખાન પછી એનો પૌત્ર સુરાજઉદૌલા ગાદીએ બેઠો, એ ઘણો ક્રુર, અવિચારી અને વ્યભિચારી હતો; ઈંગ્રેજની ચડતી જોઈને, એ બળતો હતો. એવામાં એની રૈયતમાંનો કિસનદાસ નામે, એકજણ ઇંગ્રેજને શરણે ગયો; તેને નવાબે માગ્યો, પણ ઇંગ્રેજે આપ્યો નહિ; વળી ઇંગ્રેજે નવાબની પરવાનગી વગર ફોર્ટવીલિયમના કિલ્લાને મરામત કરાવી; તેથી નવાબ ઇંગ્રેજપર ગુસ્સે થયો.

કલકત્તાનું કેદખાનું—(કાળાગૃહ કે બ્લાક હોલ) ઉપરનાં બે બહાનાં કાઢી, નવાબે પ્રથમ કાશીમ બજારની ઇંગ્રેજ વખારો લુંટી; પછી મોટા સૈન્ય સાથે કલકત્તાપર ચડયો; કલકત્તામાંથી ઘણાં માણસો નાસી ગયાં, ફક્ત ૧૪૬ રહી ગયાં, તેને નવાબે ૧૮ ફુટ ચોરસની અંધારી કોટડીમાં ગોંધ્યાં. ગરમી ભારી હતી, અને પાણી વગર એક રાતમાં ૧૨૩ માણસ મરી ગયાં. ફક્ત ૨૨ સાહેબ અને એક મડમ અધમુઆ જેવાં નિકળ્યાં.

ક્લાઈવ અને વાટ્સન—અંધારી કોટડીના સમાચાર મદ્રાસ પહોંચતાંજ, ક્લાઈવ અને વાટ્સને કલકત્તાપર ચડાઈ કરવાને ઝટપટ કમર બાંધી. તેઓ લશ્કરી વહાણ સાથે કલકત્તે ગયા, એટલે નવાબ ધમપછાડ કરતો આ બેઉની સામે લડવા આવ્યો. આ વખતે ક્લાઈવે વિચાર્યું કે "કળ વગર એકલા બળથી કામ પાર પડશે નહિ" એવું સમજી તેણે કંપનીને બધા હક્કો પાછા મળે તેમજ નુકશાનીનો પુષ્કળ બદલો પાછો મળે, એવી સરતે નવાબ સાથે સલાહ કરી.

ક્લાઈવે કરેલું કાવતરૂં—સુરાજઉદૌલા પાસેથી ગાદી ખુંચી લઈ, મિરજાફરને આપવા માટે ક્લાઈવ, વાટ્સન, જગતશેઠ,

બગાનની રાયદુર્લભ વિગરે છાની ખટપટ કરતા હતા; એવામાં ન-વાબનો વકીલ અમીચંદ આવ્યો, તેણે આ વાત છાની રાખવા મા-ટે ૩૦ લાખ રૂ. માગ્યા. પણ કલાઇવ કોઇથી ઠગાયો જાય, તેમ નહોતો, ખરૂ ખત ધોળા કાગળપર બનાવ્યું. તેમાં અમીચંદનું નામ નહોતું. અને ખોટું ખત લાલ કાગળપર બનાવ્યું, તેમાં અમી-ચંદનું નામ હતું તેના અંદર કલાઇવે પોતાને હાથે વાટ્સન રેસીડેન્ટની જુઠી સહી કરી અમીચંદ શેઠને ખુશ કર્યો. પછી તેણે લ-ડાઇ કરવા માટે નવાબના મિત્ર ફ્રેન્ચનું ચંદ્રનગર જીતી લીધું., તે-થી નવાબ લડવાને ઝટપટ તૈયાર થયો.

**પ્લાસીની લડાઈ**—પ્લાસીના મેદાનમાં સુરાજઉદ્દોલા ૫૦ હજાર માણસનું લશ્કર તથા ૫૦ તોપો લઇ લડવા આવ્યો. કલા-ઇવની પાસે ત્રણ હજાર માણસનું લશ્કર તથા આઠ તોપો હતી; આ વેળા કલાઇવે ઉંચી અને ઝાડીવાળી જગ્યા પસંદ કરી હતી. એવામાં માવઠું થયું, તેથી કલાઇવની તોપો તથા દારૂ ઝાડીને લીધે પલળી ગયો નહિ. વળી નવાબના માણસો લુગડાં ઉતારી રાંધવાના કામમાં ગુંથ્યા હતા. એવામાં ચતુર કલાઇવે કમર બાંધી નવાબના લશ્કરપર હલ્લો કર્યો; નવાબની તોપો આ વખતે ફુટી શકી નહિ; તેથી તેના લશ્કરમાં નાશાનાશ થઇ રહી; આ વેળા નવાબ ઉટપર બેસી હબી પૂછડીએ નાઠો; એને પકડવા મીરજાફ-રનો શાહજાદો મીરાન દોડ્યો; તેણે તેને મુર્શિદાબાદના બજારમાં પ-કડી મારી નાંખ્યો. પછી કલાઇવે મીરજાફરને ગાદીએ બેસાડ્યો.

**અમલદારોને મળેલું ધન તથા ૨૪ પરગણાનું દાન**—ગાદી મળ્યાને પેટે મીરજાફર પાસેથી, અંગ્રેજ અમલદારોએ અતિ મોટી રકમો પડાવી, કંપનીએ એક કરોડ, કલકત્તામાં વસનારા અંગ્રે-

જોએ ૫૦ લાખ, હિંદુઓએ ૨૦ લાખ, આર્મિનિયનોએ દશ લાખ, નૌકાસેનાએ ૨૫ લાખ, અને ભૂમિ ફોજે પણ ૨૫ લાખ રૂપિયા માગ્યા, તેમજ કૌન્સિલના મેમ્બરોમાંના દરેકને બે લાખ એંશી હજાર, ક્લાઇવને પણ તેટલાજ, મિ. બેકર મિ. વાટ્સન અને મેજર કિલ્પાટ્રિક, એમાંના દરેકને ૨ લાખ ૪૦ હજાર, કુલ ૨,૬૬,૧૭,૫૦૦ રૂ માગ્યા. આટલી રકમ નવાબના ખજાનામાં નહોતી, તેથી દરેકને અર્ધી રકમ લઇ સંતોષ માનવો પડ્યો. એજ વખતે નવાબે કંપનીને કલકત્તાની આજુબાજુની વિશાળ જમીન આપી, એ જમીન હાલ ચોવીસ પરગણાંને નામે ઓળખાય છે; એનું ક્ષેત્રફળ ૮૮૨ ચોરસ મૈલ છે.

**ક્લાઇવ જમીનદાર થયો**—મીરજાફરે સને ૧૭૫૭ માં કંપનીને ૨૪ પરગણાંની વસુલાત લેવાનો હક આપ્યો. તે હક દિલ્હીના પાદશાહે ૧૭૫૮ માં ક્લાઇવને બક્ષીસ કર્યો; તેથી ક્લાઇવ જમીનદાર થયો. અને એ પરગણાંનું નામ પાછળથી ક્લાઇવની જાગીર પડ્યું; તે વિષે આગળ જતાં ઇંગ્લાંડમાં તપાસ ચાલી; તેમાં ક્લાઇવના જાગીરપર વાંધો ઉઠ્યો, છેવટે એ જાગીરપર ૧૦ વરસ સુધી ક્લાઇવનો ભોગવટો કાયમ રાખ્યો; અને ત્યાર પછી યાવત્ ચંદ્ર દિવા કરી લખી એ ભોગવટો કંપનીને મળ્યો. આ ઠરાવ ૧૭૬૭ માં મંજુર થયો, તેથી ૨૪ પરગણાં હમેશાને વાસ્તે કંપનીને આપવામાં આવ્યાં.

**મિરજાફર—૧૭૫૮-૧૭૬૦** મિરજાફર પાસેથી અંગ્રેજોએ ઘણો પૈસો લીધો; તેથી તેનો ખજાનો ખાલી થઇ ગયો; માટે મિરજાફર અકળાવા લાગ્યો; અને અંગ્રેજનું ધુંસરું કાઢવાને વલંદાની મદદ માગી. આ સમાચાર કર્નલ ફોર્ડને મળતાંજ તે લશ્કર લઇ ચિ-

ઘટાડો કર્યો.

(૨) લડાઈના ખર્ચ બદલ અયોધ્યાના નવાબ પાસેથી ૫૦ લાખ રૂ. લઈ, તેનો મુલક પાછો આપ્યો.

(૩) કોરા ને અલ્હાબાદ પ્રાંત દિલ્હીના પાદશાહ શાહઆલમને પાછા સોંપ્યા.

(૪) સરકારી નોકરો લાંચ ન લે, માટે તેમનો મુસારો વધાર્યો.

(૫) ૬૦ લાખ રૂ. દિલ્હીના પાદશાહ શાહઆલમને, તથા ૬૦ લાખ રૂ. બંગાળાના નવાબ નજમઉદદૌલાને આપવા કરી, બંગાળા, બહાર અને ઓડીઆની પ્રાંતની વસુલાત કંપનીને અપાવી.

**બે રાજ્ય સત્તા પદ્ધતિ**—નવાબે બંગાળાની વસુલાત કંપનીને સોંપી ને પોતે ફોજદારી અધિકાર રાખ્યો. એટલે બંગાળામાં બે રાજ્ય કરતા થયા. એક કંપની અને બીજો નવાબ. પણ "એક મ્યાનમાં (મેણીઆમાં) બે તરવાર રહે નહિ." તેથી કંપનીએ નવાબને ૬૦ લાખનું પેન્સન બાંધી આપી, પોતે બંગાળાનું ફોજદારી કામ રાખ્યું; એ પ્રમાણે કલાઇવે બંગાળામાં બે અધિકાર કરાવ્યા હતા; તેથી કલાઇવે કરેલી દ્વિરાજસત્તા પદ્ધતિ કહેવાય છે.

**કલાઇવનું છેલ્લી વખત જવું**—કંપનીના નોકરો લાંચીઆ થઇ ગયા હતા; તેથી રૈયતપર જુલમ કરતા હતા; તે જુલમ અટકાવવાને તેણે નોકરોના પગાર વધાર્યા. વળી તેણે મુલ્કી અને લશ્કરી ખાતામાં સારા સુધારા કર્યા. જ્યારથી લશ્કરી સિપાઇઓ લડવા જતા, ત્યારથી તેમને બેવડું ભાથું ગણાતું હતું તેમાં કલાઇવે ઘટાડો કર્યો; તેથી ૨૦૦ લશ્કરી સિપાઇઓએ રાજીનામાં આપ્યાં, કંઇપણ ન ગભરાતાં તે તેણે મંજુર કર્યાં; આ મહાન નરે ઈંગ્રેજી રાજ્યના પાયાનું મુહુર્ત પોતાને હાથે કર્યું. વળી પ્લાસી અને બાક્સા-

ટની લડાઇ વખતે તેણે કમર બાંધી પાછી પાની કરી નહિ, તેથી કંપનીને એ, નામજાદો ઘણો વહાલો લાગતો. ૧૭૬૭ માં એ વિલાયત ગયો ત્યારે તેને માન દાખલ રત્નજડીત હાથાની તરવાર આપી; આ વીર નર ઉપર એના શત્રુઓએ ખોટા આરોપ મુકી કામ ચલાવ્યું, તેમાં તે જીત્યો, પણ છેવટે તેને આપઘાત કરી મરવું પડ્યું.

હૈદર—૧૭૬૧—૧૭૮૨ (૧) મૈસુરમાં કૃષ્ણરાવ નામે હિંદુરાજા રાજ્ય કરતોહતો, તેને નંદરાજ નામે પ્રધાન હતો; એ રાજા કમઅકલનો હતો, માટે નંદરાજે દર વરસે અમુક રૂપિયા આપવા કરી, તેનું રાજ્ય લઈ લીધું, નંદરાજની ફોજમાં ફતેહમહમદ કરીને એક નોકર હતો, તેને સાત અને નવ વરસની ઉમરના બે દિકરા હતા; ફતેહમહમદનું મરણ થયું. તે વારે તેનો મોટો દિકરો શાબાશ લશ્કરમાં નોકર હતો, ત્યાર પછી ઘણી મુદતે હૈદર નોકરીમાં દાખલ થયો; તે હુસ્યાર, લુંટારો બહાદૂર અને ચંચળ હતો; તેણે નંદરાજને ગાદીએથી ઉઠાડી મુક્યો, ને પોતે મૈસુરની ગાદીનો ધણી થઈ પડ્યો.

(૨) એણે બેદનુર અને કાલિકટ લુંટી ઘણો પૈસો મેળવ્યો.

(૩) એના ઉપર માધવરાવ પેશ્વાએ ૧૭૬૫-૬૭-૭૨ માં ચડાઇઓ કરીને દંડ લીધો.

(૪) એણે બ્રિટિશ સરહદનો મુલક લુંટ્યો; માટે મૈસુરનો પહેલો વિગ્રહ શરૂ થયો; તેમાં ઇંગ્રેજે ચંગામ, ત્રિનોમાલી ને અંબુર આગળ હૈદરને હરાવ્યો ૧૭૬૭

(૫) ઇંગ્રેજે માહીની નજીકનો બ્રીટીશ મુલક દબાવ્યો, તેથી મૈસુરનો બીજો વિગ્રહ શરૂ થયો; તેમાં વિલાંબાગ, પોર્તુનોવા, પોલીલોર પહેલી, શોલીંગર, પોલીલોર બીજી, ને પનિયાર આગળ લડાઇઓ થઈ; તેમાં હૈદર હાર્યો, એવામાં એનું મરણ થયું તેથી એ-

ની પાછળ એનો દિકરો ટીપુ મૈસુરની ગાદીએ બેઠો.

ટીપુ ૧૭૮૨—૧૭૯૯ (૧) એ બહાદુરને પાકો એવો જુલમી તેવો હતો, એને જોઈને ઇંગ્રેજો થરથર કાંપતા હતા, માટે એને તેઓ "મૈસુરનો વાઘ કહેતા હતા" ૧૭૮૨ હૈદર મરી ગયો, ત્યારે એ મૈસુરની ગાદીએ બેઠો.

(૨) ૧૭૮૪ માં કુર્ગ ને કાનડાપર સ્વારી કરી ત્યાંના એક લાખ માણસને જોર જુલમથી મુસલમાન કર્યા.

(૩) ૧૭૮૮ મલબારના નાયર લોકને પરાણે મુસલમાન કર્યા.

(૪) જે, અંગ્રેજનું માથું કાપી લાવે, તેને તે ઇનામ તરીકે પાંચ રૂપિયા આપતો.

(૫) ટીપુએ ઇંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજાપર ચડાઈ કરી, તેથી ઇંગ્રેજે તેને શામોગા, આરિકેર ને શીરંગપટણ આગળ હરાવ્યો. આ લડાઈઓ મૈસુરના ત્રીજા વિગ્રહમાં ગણાય છે.

(૬) ટીપુએ ઇંગ્રેજોને કાઢી મુકવાને ફ્રાન્સના રાજા નેપોલિઅન બોનાપાર્ટ તથા કાબુલના પાદશાહ ઝમાનશાહ જોડે કાગળ પત્રનો વ્યવહાર ચલાવ્યો, માટે ઇંગ્રેજે તેને સદાશીર, માલવેલી અને શીરંગપટણ આગળ ૧૭૯૯ માં હરાવ્યો; આ લડાઈઓ મૈસુરના ચોથા વિગ્રહમાં ગણાય છે.

(૭) એના વખતમાં ઇંગ્રેજ સાથે ૧૭૮૨ માં તાલખાઈ ૧૭૮૪ માં મેંગલોર, અને ૧૭૯૨ માં શીરંગપટણ આગળ સલાહો થઈ.

# પ્રકરણ ૨૫ મું.

## ગવર્નરો.

લૉર્ડ ક્લાઇવ.........૧૭૫૮.........૧૭૬૭.........૯
હેરીવેરેલ્સ્ટ .........૧૭૬૭.........૧૭૬૯.........૨
જોનકાર્ટિયર .........૧૭૬૯.........૧૭૭૨.........૩
વાર્ન હેસ્તીંગ્સ .........૧૭૭૨.........૧૭૭૪.........૨

ક્લાઇવના ગયા પછી પાંચ વર્ષ સુધીમાં નીચેના જાણવાલાયક બનાવ બન્યા.

(૧) ક્લાઇવ પછી ૧૭૬૭માં હેરીવેરેલ્સ્ટ ગવર્નર થયો. તેના વખતમાં મૈસુરનો પહેલો વિગ્રહ થયો. તેમાં હૈદરે હારી ગયાસ મુકામે સલાહ કરી.

(૨) હેરીવેરેલ્સ્ટ પછી ૧૭૬૯ માં જાન કાર્ટિયર ગવર્નર થયો; તેના વખતમાં ઇંગ્રેજ નોકરો રૈયતપર જુલમ કરવા લાગ્યા. એવામાં બંગાળામાં દુકાળ પડયો; તેથી ત્યાંની વસ્તીના ⅓ લોક મરણ પામ્યા.

(૩) જાન કાર્ટિયર પછી ૧૭૭૨ માં કંપનીના ડીરેક્ટરોએ, બંગાળાનું અંધેર મટાડવાને હેસ્તીંગ્સને ગવર્નર ઠરાવી મોકલ્યો; એ કૌન્સિલનો વડોમેમ્બર હતો. અંધારી કોટડીમાંથી બચેલામાંનો એ એક હતો. એનામાં ક્લાઇવના જેવી લડાઇની કળા નહોતી; જેમ ક્લાઇવે ઇંગ્રેજરાજ્યનો પાયો નાંખ્યો, તેમ હેસ્તીંગ્સે તેનાપર રાજ્યના કારભારની ઇમારત બાંધી. કંપનીના તરફથી વસુલાતનું કામ નાયબ દિવાન નામે કારભારી કરતા હતા, તે બંધ કરી તેને ઠામે તેણે કલેકટરો નીમ્યા. વળી, તેણે પોલીસ અને ન્યાય ખાતાં સુધાર્યાં અને

૧૭૭૩ માં હિંદના રાજ્ય વહીવટ માટે વિલાયતની પાર્લામેન્ટમાં એક કાયદો મંજુર થયો; તેને રેગ્યુલેટીંગ એકટ કહેછે.

રેગ્યુલેટીંગ એકટની કલમો.

(૧) કંપનીએ વિલાયતમાં દર વરસે ૪૦૦૦૦૦ રૂ. ભરવા.

(૨) કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો, ને તેણે મુંબાઇ અને મદ્રાસના ગવર્નરોપર અમલ ચલાવવો.

(૩) ગવર્નર જનરલને સલાહ આપવા માટે ચાર કૌન્સિલરો આપવા.

(૪) કલકત્તામાં મોટી અદાલત સ્થાપવી, અને તેમાં એક મોટા અને ત્રણ મદદગાર જડજ નીમવા.

(૫) એ ચાર જડજોની નિમનોક પંગ્લાંડનો રાજા કરે.

(૬) સરકારી અમલદારે કોઈ પાસેથી બક્ષીસ લેવી નહિ.

(૭) સરકારી નોકરોએ કોઈ પણ જાતનો ધંધો કરવો નહિ.

રેગ્યુલેટીંગ એકટની બીજી કલમ પ્રમાણે હેસ્તીંગ્સ, બંગાળાનો ગવર્નર જનરલ કહેવાયો; અને ત્રીજી કલમ પ્રમાણે તેને મદદ કરવાને મિ૰ બાર્વેલ મિ૰ ફ્રાન્સિસ, જનરલ કલેવરીંગ, અને કર્નલ મોન્સન એ ચાર માણસની કૌન્સિલ આપી. બાર્વેલ હેસ્તીંગ્સને મદદ કરતો, અને બાકીના ત્રણ જણ હેસ્તીંગ્સની સામા થતા. એવામાં પંગ્લાંડથી ડિરેકટરોએ પૈસા મોકલો, પૈસા મોકલો, એવો હુકમ તેનાપર મોકલ્યો. તેથી તેને કેટલાંક અયોગ્ય કામો કરવાં પડયાં.

અયોગ્ય કામ (૧) બંગાળાના નવાબને પેન્સન બદલ કંપની ૬૦ લાખ રૂ. આપતી હતી. તે ઘટાડીને હેસ્તીંગ્સે ૪૪ લાખ રૂપિઆ આપવા માંડયા.

(૨) દિલ્હીનો પાદશાહ શાહઆલમ મરેઠાને કબજે હતો. તે-

થી તેના કારા તથા અલ્હાબાદ પ્રાંત ૫૦ લાખ રૂ. લઈને અયોધ્યાના નવાબને વેચી દીધા.

(૩) બંગાળા, બહાર અને ઓડિયાની વસુલાત બદલ કંપનીને, ૨૬ લાખ સકાબ રૂ. દિલ્હી ભરવા પડતા; તે બંધ કર્યા.

(૪) અયોધ્યાના નવાબને રોહીલા લોકો નડતા હતા. માટે હેસ્તીંગ્સે નવાબનો પક્ષ પકડી રોહીલાને નિર્દયપણે કચરી નાંખ્યા. અને મદદ બદલ નવાબ પાસેથી ૫૦ લાખ રૂ. લીધા.

(૫) કાશીનો રાજા ચૈતસિંહ કંપનીને ૨૨॥ લાખ રૂ. ખંડણીના આપતો હતો. તે ઉપરાંત હેસ્તીંગ્સે પાંચ લાખ રૂ. વધારે માગ્યા. પણ તે રાજાએ આપ્યા નહિ. માટે હેસ્તીંગ્સે તેનો ૫૦ લાખ રૂ. દંડ કર્યો. ને તે દંડ વસુલ કરવા પંડે કાશી ગયો; ત્યાં ચૈતસિંહ તેની સામે લડવા તૈયાર થયો; માટે તેને હેસ્તીંગ્સે પકડ્યો. આ વેળા કાશીના લોકે બંડ કરી પોતાના રાજાને છોડાવ્યો. એવામાં હેસ્તીંગ્સને મદદ કરવા લશ્કર આવી પહોંચ્યું; તેથી ચૈતસિંહ ગ્વાલીયર તરફ નાસી ગયો; પછી હેસ્તીંગ્સે તેની ગાદી તેના ભત્રીજા મહીપ નારાયણને આપી; ને તે બદલ તેની પાસેથી વધારે ખંડણી ભરવાની કબુલાત લીધી.

(૬) ચૈતસિંહને મદદ કરવાનું તહોમત હેસ્તીંગ્સે, અયોધ્યાની બેગમપર મુકી ભારે દંડ માગ્યો પણ તે બેગમે આપ્યો નહિ. માટે તેનાપર જુલમ કરી દશ લાખ પૌન્ડ રૂપીઆ કઢાવ્યા.

## મરેઠી પહેલો વિગ્રહ.

( સવાઇ માધવરાવની વાત વાંચો )

મહીસૂરનો બીજો વિગ્રહ ૧૭૮૦—૧૭૮૪ આ વિગ્રહ થ

વાનાં મુખ્ય બે કારણો છે (૧) ૧૭૮૨ માં માધવરાવ પેશ્વાએ હૈદ-રઅપર ચડાઇ કરી; તે વખતે ઇંગ્રેજે તેને મદદ આપી નહિ. (૨) હૈદરનો માહીની નજીકનો મુલક ઇંગ્રેજે દબાવી પડયા. તેથી મેસુર-નો બીજો વિગ્રહ શરૂ થયો. પ્રથમ હૈદરે ૧૭૮૦ માં પેરામ્બોક આ-ગળ બેલીને તથા ૧૭૮૧ માં ચીલામ્બ્રમ આગળ કુટને હરાવ્યા. પણ પાછળથી ૧૭૮૧ માં કુટે પોર્તુનોવા, પોલીલોર, અને શોલીંગ-ર આગળ તથા ૧૭૮૨ માં પનીયાર આગળ હૈદરને હરાવ્યો. એ-વામાં ચિતુરમાં હૈદરનું મોત થયું. એનું મડદું છાનું રાખવા માટે પુર્ણીયા ને કૃષ્ણરાવ નામે કારભારીઓએ તેમાં કસ્તુરી ભરી અ-ને ટીપુના આવતા સુધી તેને મેનામાં ઘાલીને ફેરવ્યું. એવામાં ટી-પુએ આવી રાજ્યનો અંકોડો પોતાને કબજે કરી, ઇંગ્રેજો સાથે લ-ડાઇ ચલાવી. પણ છેવટે ૧૭૮૪ માં મેંગલોર મુકામે સલાહ કરી. તેથી મેસુરના બીજા વિગ્રહનો અંત આવ્યો.

**હેસ્તીંગ્સપર મુકદમો (ફર્યાદ)**—કૌન્સિલના મેમ્બરોની શી-ખામણીથી નંદકુમાર નામના એક બ્રાહ્મણે, હેસ્તીંગ્સપર લાંચ લીં-ધાની ફર્યાદ કરી. એવામાં તેજ બ્રાહ્મણે પહેલાં જુઠો દસ્તાવેજ બ-નાવ્યો હશે, તેથી પણ તેજ કોર્ટમાં ફર્યાદ ચાલી, આ બાબતની ચો-કસ તપાસ સર એલીજાઇમ્પી નામે ન્યાયાધીશે કરી. તેમાં નંદ-કુમારપર તહોમત સાબીત થયું. તેથી તે બ્રાહ્મણને વિલાયતના કા-યદા મુજબ ફાંસીની શિક્ષા કરી; અને ૧૭૮૬ માં હેસ્તીંગ્સ વિલા-યત ગયો. ત્યાં તેના મુખ્ય શત્રુ પિટ, બર્ક અને ફ્રાન્સિસ હતા. તે-ઓએ અયોધ્યાની બેગમો તથા ચૈતનસિંહપર જુલમ કર્યાની ફર્યાદ પાર્લામેન્ટમાં રજુ કરી. આ ફર્યાદની ચોકસ તપાસ આગલી સભાએ સાત વર્ષ સુધી કરી; તેમાં હેસ્તીંગ્સ ગુન્હેગાર ઠર્યો પરંતુ અમીરોની

સભાએ, તેનો બચાવથી ઇન્સાફ કરી છોડી મુક્યો. આ વખતે અ-મીરોની સભામાં ફક્ત પચીસ કે ત્રીસ મેમ્બરો હાજર હતા. આ ફર્યાદમાંથી છુટવા વાસ્તે તેને ૧૦ લાખ રૂ. ખર્ચ પડ્યું. તેથી તે ગ-રીબ હાલતમાં આવી પડ્યો. પરંતુ કંપનીના ઉદાર ડીરેક્ટરોએ આ વેળા તેને અમુક રકમ આપી.

ફોક્સનું બીલ—હિંદના રાજ્યકારભારની ગોઠવણ માટે પાર્લામેન્ટમાં ઘણી તકરાર ચાલતી હતી. તેવામાં ઇંગ્લાંડના વજીર મિ૦ ફોક્સે એક બીલ ઘડી કાઢ્યું; તેમાં બે કલમો હતી.

૧ લી. કંપની પાસેથી રાજ્ય લઇ ઇંગ્લાંડના રાજાને સોંપવું.

૨ જી. હિંદનો રાજ્ય કારભાર ૧૬ માણસ કરે તેમાંના ૭ માણસ વેપાર કરે ને બાકીના ૯ કારભાર કરે; પણ આ બીલને કોઇનો ટેકો ન મળવાથી નાપાસ થયું ૧૭૮૬.

પિટનું બીલ—ઇંગ્લાંડના મુખ્ય પ્રધાન પીટે ફોક્સના બીલમાં સુધારો કરી, તે ફરીથી પાર્લામેન્ટમાં મુક્યું. તેમાં બે કલમો હતી.

૧ લી કલકત્તાની કૌન્સિલમાંથી એક મેમ્બર કમી કરી, મુંબાઇ ને મદ્રાસના ગવર્નરોને પણ એક એક કૌન્સિલ આપવી.

૨ જી. ઇંગ્લાંડના રાજાએ બોર્ડ ઓફ કંટ્રોલ નામે નવી મંડળી સ્થાપવી. અને તે મંડળીના માણસો કોર્ટ ઓફ ડિરેક્ટરના કામપર દેખરેખ રાખે; તથા તેમનાં અઘટિત કામો અટકાવી શકે. આ બીલને મેમ્બરોનો ટેકો મળવાથી પાસ થયું ૧૭૮૪

કોર્નવાલિસ—૧૭૮૬—૧૭૯૩ હેસ્ટીંગ્સના ગયા પછી ૨૦ માસ સુધી મેકફર્સન સાહેબે ગવર્નર જનરલનું કામ ચલાવ્યું. પછી કોર્નવાલિસ ગવર્નર જનરલ થઇને આવ્યો, તે ઉંચા ઉમરાવ કુળનો

હતો. તેણે હેસ્તીંગ્સના મુલકી કારભારના પાયાપર બંદોબસ્તની ઈ-મારત ચણી. વળી, એણે જમાબંધીની ત્રણ રીત બાંધી છે. (૧) જમીનદારી. (૨) ગામવારી. (૩) રાયટરી."

**જમીનદારી**—આ રીત બંગાળામાં ચાલેછે. તેમાં એવી સરતો છે કે, મોટા જમીનદારોએ પોતાની જમીનની કુલ વિઘોટી સરકારમાં ભરવી.

**ગામવારી**—આ રીત વાયવ્યપ્રાંત, પંજાબ અને મધ્ય પ્રાંતમાં ચાલે છે. તેમાં એવી સરત છે કે, પોતાના ગામની હદમાં આવેલી જમીનની તમામ વિઘોટી સરકારમાં ભરવી.

**રાયટરી**—આ રીત મુંબાઇ ને મદ્રાસમાં ચાલેછે. તેમાં એવી સરત છે કે દરેક ખેડુતે દરેક વિઘાની ઠરાવેલી, વિઘોટી સરકારમાં ભરવી.

**મૈસૂરનો ત્રીજો વિગ્રહ**—૧૭૯૦-૧૭૯૨ ઇંગ્રેજે નિજામને પોતાના મિત્રોના નામની યાદી લખી આપી, તેમાં ટીપુનું નામ નહોતું; તેથી તેણે ઇંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજાપર ચડાઈ કરી; માટે તેની સામે કાર્નવાલીસ લડવા ગયો. ૧૭૯૧ માં શિમોગા અને અરિકેરા આગળ તથા ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ આગળ તેને હરાવ્યો, તથા તેનાં બેંગલોર ને નંદિદુર્ગ જીતી લીધાં. તેથી ટીપુએ ત્રણ કરોડ રૂપીઆ તથા અર્ધું રાજ્ય ઇંગ્રેજને આપી ૧૭૯૨ માં શ્રીરંગપટ્ટણ મુકામે સંધી કરી.

**કાર્નવાલીસના સુધારા**—(છેલ્લાં પાનાં જુઓ.)

**સરજાન શોર ઉર્ફે તૈનમથ**—૧૭૯૩-૧૭૯૮ એ સિવિલસરવેંટ હતો; એને હિંદુસ્તાનનું જેટલું જ્ઞાન હતું, તેટલું બીજા કોઇ ઇંગ્રેજને નહોતું; એનો વિચાર શાન્તિથી રાજ્ય કારભાર ચલાવવાનો

હતો. માટે તે દેશી રાજ્ય રજવાડામાં હાથ ઘાલતો નહિ. એવામાં નીઝામપર નાનાફડનવીસ ચઢી આવ્યો તે વખતે નીઝામે શોરની મદદ માગી, પણ શાન્ત શોરે આપી નહિ. તેથી નિઝામે સિકંદરાબાદમાંથી ઇંગ્રેજ છાવણી કાઢી મુકી. ને પોતાના દરબારમાં ફ્રેન્ચ નાયકો રાખી ફાજને કવાયત શીખવવા માંડી.

(૨) ૧૭૯૫ માં કર્ણાટકના નવાબ મહમદઅલીનું મોત થયું; તેથી તેના દિકરા ઓમદલને શોરે ગાદીએ બેસાડયો; પણ તે છ વરસ પછી મરી ગયો. માટે શોર પછીના ગવર્નર જનરલ વેલેસ્લીએ, તેનું રાજ્ય ૧૮૦૧ માં ખાલસા કર્યું.

(૩) અયોધ્યાના નવાબ અસોફઅદૌલા ૧૭૯૭ માં મરણ પામ્યો. તેથી તેની ગાદીએ તેનો અનૌરસ પુત્ર વજીરઅલી બેઠો. પણ તેને શોરે ઉઠાડી મુકી મરનારના ભાઇ સાદતઅલીને ગાદી આપી; તેથી વજીરઅલીએ હુલ્લડ કરી ચેરી સાહેબનું ખુન કર્યું આ પ્રમાણે શાન્તિથી કારભાર કરી ૧૭૯૮ માં શોર વિલાયત ગયો.

**લાર્ડવેલેસ્લી ઉર્ફે મોર્નિંગ્ટન—૧૭૯૮–૧૮૦૫.** સરજાનશોર ૧૭૯૮ માં વિલાયત ગયો. ત્યારે સરએલ્યુર્ડે થોડા માસ કામ ચલાવ્યું, ત્યાર પછી વેલેસ્લી આવ્યો. એનું બીજું નામ મોર્નીંગ્ટન હતું. એ સરજાનશોરથી જુદા વિચારનો હતો, એણે દેશી રાજાઓને પોતાના કબજામાં લઇ, બ્રીટીસ રાજ્ય વધારવાની કોશીશ કરી, શરજાનશોરે મરેઠા, નિઝામ, ટીપુ વિગેરેને મદદ આપી નહિ, તેથી તેઓ લશ્કરમાં ફ્રેન્ચ નાયકો રાખી સ્વતંત્રપણે વર્તવા લાગ્યા. માટે તેઓને વશ કરવાને વેલેસ્લીએ ચાંપતા ઉપાય લીધા. પ્રથમ નિઝામને કબજામાં લેવા તેની સાથે હૈદ્રાબાદ આગળ સંધી કરી.

૧૭૯૮

**ચોથો મૈસુરવિગ્રહ**—૧૭૯૯ માં શ્રીરંગપટણની સંધી થયા કેડે ટીપુ ઇંગ્રેજ જોડે લડવાને છાની રીતે કાવતરાં કરતોહતો. તેણે નેપોલીયન બોનાપાર્ટ તથા કાબુલના પાદશાહ ઝમાનશાહ ઉપર પત્ર લખી મદદ માગી. આ પત્રો ઇંગ્રેજે પકડયા તેથી, તથા પોતાના રાજ્યમાં ઇંગ્રેજ લશ્કર રાખવાની ના પાડી, માટે સ્ટુઅર્ટ સાહેબે સદાસીર આગળ અને હારીસ સાહેબે માલવેલી આગળ તેને હરાવ્યો. તથા બેર્ડ સાહેબે શિરંગપટણના રણ આગળ ટીપુને મારી નાખ્યો ૧૭૯૯.

**ટીપુનારાજ્યની વ્યવસ્થા**—ટીપુના રાજ્યની વહેંચણ ત્રણ ભાગે કરી (૧) મહીસુરની આજુબાજુનો મુલક શ્રી. કૃષ્ણરાજના છોકરાને આપ્યો. અને તેનો રક્ષક પોતાના ભાઇ આર્થરવેલેસ્લીને ઠરાવ્યો. (૨) પુર્વ તરફનો ભાગ ઇંગ્રેજે રાખી મદ્રાસ ઇલાકામાં જોડી દીધો. (૩) બાકીનો મુલક ઇંગ્રેજે પોતાના મદદગાર નિજામ તથા મરેઠાને આપ્યો, અને ટીપુના કુંવર [illegible] તથા ગુલામ મહમદને કેદ રાખ્યા.

**ખાલસા કરેલાં રાજ્ય**—(૧) ૧૭૯૯ માં તંજાવરના રાજા સરફોજીને પેન્સન આપી તેનું રાજ્ય ખાલસા કર્યું. (૨)૧૮૦૦ માં સુરતના નવાબ મીરનાસરૂદીનને એક લાખ રૂપિયા આપવાના કરી તેનું રાજ્ય ખાલસા કર્યું. (૩) ૧૮૦૧ માં કર્ણાટકના નવાબ આઝમુદૌલાને તેની ઉપજનો ૫ ભાગ પેન્સન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું. (૪) ૧૮૦૧માં ફરૂકાબાદના નવાબને ૮૦ હજારનું પેન્સન બાંધી આપી, તેનું રાજ્ય ખાલસા કર્યું (૫) ૧૮૦૧ માં વાબ પ્રાંત, અયોધ્યાના નવાબ સાદતઅલી સાથે લખનોરનો કરાર કરી ખાલસા કર્યો. (૬) ૧૮૦૧ માં બાલાઘાટ ઇંગ્રેજી લશ્કરના ખર્ચ બદલ નિજામ પાસેથી મળ્યો.

વા ડાયરેક્ટરને ઘણો ભય લાગ્યો. માટે તેણે નાણાંની તાણ અટકાવવા ને કાર્નવાલીસને બીજી વાર ગવર્નર જનરલ નીમી મોકલ્યો, તે બ- ખતે હોલકર સાથે સલાહ થઈ નહોતી; અને સીંધીઆ લડાઈની તૈયારી કરતો હતો; તેવામાં કાર્નવાલીસની તન્દુરસ્તી બગડવા લાગી, તેથી તે હવા ખાવા બનારસ જાવા ગયો; ત્યાંથી લાર્ડલેકને મળવા દિલ્હી જતો હતો. તેવામાં ગાઝીપુર આગળ તેનું મોત થયું.

સરજ્યોર્જ બાર્લો ૧૮૦૫—૧૮૦૭ એ કંપનીના મુલ્કી ખાતામાં નોકર હતો. એની રાજ્યનીતિ સરજાનશોરના જેવી ઢીલી હતી. તેથી જશવંતરાવ હોલકર ને દોલતરાવ સિંધીઆ રૈયતપર જુ- લમ કરવા લાગ્યા. અને રીજ્યન્ટની મદદ લેવા દોડયા. પણ મદદ નમળવાથી તે બંને એ ૧૮૦૫ માં ઇંગ્રેજ સાથે સલાહ કરી; તેવા- માં ટીપુના કુંવરની શીખવણીથી વેલોરની ફોજી સિપાઈએ બળવો ક- ર્યો; પણ તે ગેલેસ્પી સાહેબે ઝટપટ બેસાડી દીધો. વેલોરમાં બંડ થયું; માટે ઇંગ્લાંડની સરકારે બાર્લોની જગ્યા મિન્ટોને આપી ને બાર્લોને મદ્રાસનો ગવર્નર ઠરાવ્યો. અહીંઆં પણ એના કરેલા ટેન્ક ફન્ડ નામે ખોટા ધારાથી બળવો થયો.

વેલોરનું બંડ થવાનાં કારણ—છેલ્લાં પાનાંમાં જુઓ.

લોર્ડ મિન્ટો ૧૮૦૭—૧૮૧૩ ત્રાવણકોરના રાજાના દિવાને ઇંગ્રેજોને દરિયામાં ફેંકી દેવા. માટે મિન્ટોએ ત્રાવણકોરનું રાજ્ય જપ્ત કર્યું. અને દિવાનના બાપને ફાંસી દીધી. રશિયા સરકાર હિં- દમાં આવશે એવી બીકથી મિન્ટોએ પંજાબ, કાબુલ, અને ઇરાન- માં અનુક્રમે મેતકાફ, એલફીન્સ્ટન, ને માલકમને સલાહ કરવા મોક- લ્યા. એવામાં ફ્રાન્સ અને ઇંગ્લાંડ વચ્ચે લડાઈ સળગી. તેથી ૧૮૦૯ માં મિન્ટોએ મોરીસ, જાવા, ને બુર્બોન બેટ ફ્રેન્ચ પાસેથી જીત્યા;

અને તેજ સાલમાં બુંદેલખંડમાં બંડ જાગ્યું તે સમાવ્યું. એના વખતમાં કંપનીના પટામાં ૧૮૧૩ માં સુધારો થયો, તેમાં બધા અંગ્રેજોને હિંદમાં વેપાર કરવાનો પરવાનો મળ્યો; અને કંપનીને ફક્ત ચીનના વેપારનો પરવાનો મળ્યો. એણે સારી નોકરી બજાવી. માટે વિલાયતમાં એને ઉમરાવ પદ્દી મળી.

લાર્ડ હેસ્ટીંગ્સ ઉર્ફે માયરા ૧૮૧૪—૧૮૨૩ એના વખતમાં ત્રણ જાણવા લાયક બનાવ બન્યા. ૧. ગુર્ખા વિગ્રહ. ૨. પીંઢારી વિગ્રહ. ૩. મરેઠા વિગ્રહ.

ગુર્ખા વિગ્રહ—નેપાળના જુના વતની નિયોટી કુળના નેવાર લોક હતા; પછી આસરે ૧૪ મા સૈકામાં પૃથુરાજ ચોહાણના વાંશેજે ત્યાં રાજ્ય ગાદી સ્થાપી. હાલના ગુર્ખા લોક ચોહાણ વંશના છે; તેમણે ૧૭૬૭ માં ખટમંડુની બીજુ તાબે કરી. ને ધીમે ધીમે ડુંગરી મુલકમાં પોતાનો અધિકાર ફેલાવ્યો. પછી તેઓ સિકીમ, કુમાઉન, અને ગંગાના પ્રદેશમાં ઇંગ્રેજ લોકને હરકત કરવા લાગ્યા; તે વખતે ગુર્ખાઓનો રાજા વિક્રમ કરીને હતો; તેણે ઇંગ્રેજના મિત્ર બોટવાળના રાજાને કેદ કર્યો. તથા બોટવાળમાં ૧૮ અંગ્રેજને કતલ કર્યાં; માટે હેસ્ટીંગ્સે, ગેલેસ્પી. વુડ, માર્લી અને આક્ટરલોની સરદારી નીચે લશ્કરની ચાર ટુકડીઓ મોકલી દીધી; આ વખતે ઠીંગણા ગુર્ખાઓ પહાડોમાંથી ટોળીયારી કરતા ગેલેસ્પીના લશ્કરપર તુટી પડ્યા. અને કલંગા આગળ તેને ૧૮૧૪ માં હરાવ્યો. પણ એવામાં આક્ટરલોનીએ નલાગઢ જીતી લીધો. પછી તેની ૧૮૧૫ માં મલુન આગળ જીત થઈ તે વેળા ગુર્ખાના કુંવરી નામે છરાએ ઇંગ્રેજને ભારે હાની પહોંચાડી. ફરીથી આક્ટર લોનીએ મકુન આગળ ૧૮૧૬ માં ગુર્ખા સરદાર સગીર રાજાને હરાવ્યો અ

ઇંગ્રેજે, ફ્રેન્ચ અને ડચનાં થાણાં પાછાં આપ્યાં. સને ૧૮૧૯ માં સીંગાપુર બેટ મેળવ્યો. એણે સારી નોકરી બજાવી, તેથી એને વિલાયતમાં ૬ લાખ રૂપિઆનો એક વજીફો ઇનામ તરીકે મળ્યો.

સુધારા.—(૧) એના વખતમાં બંગાળામાં વર્તમાનપત્ર નીકળ્યાં. (૨) બંગાળામાં ઇંગ્રેજી સ્કુલો સ્થાપી; તેથી કેળવણીનો ફેલાવો થયો.

---

## પ્રકરણ ૧૬ મું.

**આમ્હર્સ્ટ**—૧૮૨૩—૧૮૨૮ મોયરાના ગયા પછી મિ. આડમ્સે ગવર્નર જનરલનો હોદ્દો ભોગવ્યો. પછી આમ્હર્સ્ટ આવ્યો, એના વખતમાં બે જાણવા લાયક બનાવ બન્યા: (૧) પહેલો બર્મી વિગ્રહ (૨) ભરતપુરનો ઘેરો.

**પહેલો બર્મી વિગ્રહ**—કારોમંડળ કાંઠેથી જઇ તેલંગ લોકે બ્રહ્મદેશમાં પહેલવહેલો સુધારો દાખલ કર્યો. ત્યાંના રાજવંશનો ઉદય ૧૭૫૦ માં થયો. તેવામાં આલોમ્પ્રા નામે સરદારે પ્રથમ ગાદી આવામાં સ્થાપી. તેની પછીના રાજાઓએ ધીમે ધીમે આખો બ્રહ્મદેશ કબજે કર્યો. હાલના રાજા લોકે ઇંગ્રેજને લડાઈ મચાવ્યાનું કારણ નીચે મુજબ છે. (૧) એ રાજાના જુલમથી બર્મી આશ્રમી ઇંગ્રેજને શરણે ગયા, તે ઇંગ્રેજે પાછા સોંપ્યા નહિ. (૨) બંગાળાની પાસેના બ્રિટિશ મુલક ઉપર એ રાજા દાવો કરવા લાગ્યો. (૩) શાહપુરી બેટ નજીકના બ્રિટિશ વહાણપર હલ્લો કર્યો. (૪) શાહપુરી બેટમાં ૧૧૩ ઇંગ્રેજને મારી નાંખ્યા. (૫) ઇંગ્રેજના દોસ્ત કાછારના રાજાપર હુમલો કર્યો. માટે ઇંગ્રેજને લડવાની જરૂર પડી.

પ્રથમ ઈંગ્રેજે બ્રહ્મપુત્રા નદીની વાટે એક તોપો વાળી હોડી બ્રહ્મદેશમાં મોકલી. બંગાળી સિપાઈઓએ દરિયાઈ રસ્તે જવાની ના પાડી, માટે બીજી ફોજ ચીતાગાંગને રસ્તે આરાકાનમાં મોકલી. ત્રીજી બળવાન સેના મદ્રાસથી વહાણે થઈ ઈરાવતીના મુખઆગળ ગઈ. હવે બ્રહ્મી સરદાર સુબાવાંગી, તીબાવાંગી, નરહાખિમતિ વગેરે લડવા આવ્યા; તેઓ કાટકોટથી લડતા હતા; તેમણે ૧૮૨૫ માં રંગુન, પ્રોમ અને પગાન આગળ ઈંગ્રેજ સરદાર કૅમ્પબેલ સામે લડાઈ કરી; પણ તેઓ હાર્યા માટે સેંગણું લડાઈનું ખર્ચ, તથા આ-સામ, આરાકાન, તીનાસરીમ, ગઝર વગેરે પ્રાંતો આપી યાન્દાબો મુ-કામે સંધી કરી ૧૮૨૬.

## સુડતાળીસમી દેશી પલટણનો બળવો—

(છેલ્લાં પાનાં વાંચો.)

**ભરતપુરનો ઘેરો**—સને ૧૮૨૫ માં ભરતપુરનો રાજા અ-પુત્ર મુઓ; તેની પાછળ તેનો ભાઈ બળવંતસિંહ ગાદીએ બેઠો. પણ તેને મરનારના સગા દુરજનશાલે ગાદીએથી ઉઠાડી મુક્યો; માટે ઈંગ્રેજ સરદાર કામ્બરમીયરે બળવંતસિંહનો પક્ષ પકડી ભર-તપુરનો અજીતગઢ ઘેર્યો; ને તેને સુરંગ ફોડી તોડ્યો, તેથી ૧૮૦૫ માં લાર્ડ લેકને મળેલી નામોશી ભુસાઈ ગઈ.

**લાર્ડ વ્યુલ્યમ બેન્ટીંક**—૧૮૨૮–૧૮૩૫ એ વેલોરના બંડ વખતે મદ્રાસનો ગવર્નર હતો. એણે માત્ર દેશી લોકના ભલા તરફ નજર રાખી હતી, તેથી દેશી લોકને તે ઘણો વહાલો લાગે છે. કલ-કત્તામાં હાલ પણ તેનું પુતળું છે; તેનાપર એકાએકની કલમથી આ પ્રમાણે લખાએલા લેખો છે. એણે "આતકી રીતો બંધ પાડી" 'શર-મ લગાડે એવા ભેદ કાઢી નાંખ્યા' સર્વ લોકને અભિપ્રાય જાહેર

(૯) દેશીઓને ઇંગ્રેજી તથા સંસ્કૃત જ્ઞાન આપવાનો ધારો કર્યો

(૧૦) નરમેધ તથા દુધપીતિ કરવાનો ધારો બંધ પાડ્યો.

(૧૧) લાર્ડ મેકાલે પાસે કાયદામાં સુધારો વધારો કરાવ્યો.

(૧૨) વાવ્ય પ્રાંતમાં વસુલાત સંબંધી ગામવારી રીત કરાવી.

(૧૩) આગબોટ શરૂ થઈ, ને યુરોપ જવાનો ટુંકો રસ્તો નીકળ્યો.

**ખાલસા રાજ્યો**—(૧) કાચારનો રાજા અપુત્ર મરી જવાથી તેનું રાજ્ય ૧૮૩૨ માં ખાલસા કર્યું. (૨) કુર્ગનો રાજા રૈયતને પીડતો હતો. માટે એ રાજ્ય રૈયતની ખુશીથી ખાલસા કર્યું ૧૮૩૪ (૩) મૈસુરમાં અંધાધુંધી ચાલવાથી ત્યાંનો રાજ્ય કારભાર બેન્ટીકે પોતાને હાથ લીધો. પછી બેન્ટીક વિલાયત ગયો ૧૮૩૫,

**સર ચાર્લ્સ મેટકાફ** ૧૮૩૫—૧૮૩૬ બેન્ટીકના વખતમાં એ વાવ્ય પ્રાંતનો ગવર્નર હતો. તે બેન્ટીકના મતને મળતો હતો. તેથી ડિરેક્ટરોએ તેને ગવર્નર જનરલ ઠરાવ્યો. એણે હરેક માણસને પોતાના વિચાર દર્શાવવા માટે છાપખાનાને છુટ આપી; પણ નવા પ્રધાનમંડળને એ વાત ગમી નહિ, તેથી તેની જગ્યાએ લાર્ડ આકલાંડને મોકલ્યો ૧૮૩૬.

**આકલાંડ** ૧૮૩૬—૧૮૪૨ એના વખતમાં ચાર બનાવ બન્યા. ૧. અયોધ્યામાં બંડ. ૨. સતારાના રાજાનો દ્રોહ ૩. અફઘાન વિગ્રહ ૪. ચીન વિગ્રહ.

૧ લખનોરનો નવાબ સાદતઅલી મરણ પામ્યો ત્યારે ઇંગ્રેજે તેના કાકાને ગાદીએ બેસાડ્યો; એવામાં મરનારની બેગમે હત્તપુત્ર લખનૌર મચાવ્યું. પણ તે ઇંગ્રેજે શાન્ત કરી સાદતઅલીના કાકાને ગાદી આપી.

(૨) સતારાના રાજા પ્રતાપસિંહે ઇંગ્રેજ સાથે ફિતુર મચા-વ્યું. તેથી તેને આકલાંદે ગાદીએથી ઉઠાડી મુકયો. ને તેના ભાઇ આપા સાહેબને ગાદીએ બેસાડયો.

**અફઘાન વિગ્રહ**—અહમદ દુરાનીના મરણ પાછળ કાબુલ-ની ગાદીએ ઝમાનશાહ થયો; તેની પાછળ તેનો ભાઇ શાહસુજા ગા-દીએ બેઠો; તે વખતે મિન્ટોએ સલાહ કરવાને એલફીન્સ્ટન વકીલને મોકલ્યો; તેવામાં તેના ભાઈ મહમદે તેને ગાદીએથી ઉઠાડી મુકયો. તેથી તે લુધીઆનામાં ઇંગ્રેજને શરણે ગયો. હવે મહમદને ૧૮૨૬ માં બરકઝાઇ કુળના મુખી દોસ્ત મહમદે, મારી નાખ્યો, ને પોતે કાબુલની ગાદીએ બેઠો. તેવામાં રૂશિયન ધાસ્તીને લીધે ઇંગ્રેજે તેની જોડે સલાહ કરવાને બર્નેસ વકીલને મોકલ્યો ૧૮૩૭. પણ દોસ્ત મ-હમદે તેનું અપમાન કર્યું, તેથી આકલાંદે ખરા હકદાર શાહસુજા કા-બુલની ગાદી અપાવવાની ગોઠવણ કરી. આકલાંદે પંજાબના રાજા રણજીતસિંહ જોડે ૧૮૩૮ માં મારટાવેરેટાઇનની સલાહ કરી પક્ષ-માં લીધો.

પછી શાહસુજા, રણજીતસિંહ, અને ઇંગ્રેજની પલટણો બો-લનઘાટને રસ્તે કાબુલપર ચડી. સને ૧૮૩૯ માં ઇંગ્રેજ સરદારે જી-તીને કાબુલ, કંદહાર અને ગીજની જીત્યાં; અને શાહસુજાને ૧૮૩૯ માં ગાદીએ બેસાડયો તથા તેના રક્ષણ માટે જનરલસેલ અને નો-ટના હાથ નીચે લશ્કર રાખ્યું. એવામાં દોસ્ત મહમદ ફરીથી લડ-વા આવ્યો. પણ તેને પરવાન આગળ જનરલ સેલે ૧૮૪૦ માં હ-રાવ્યો; ને કેદ કરી કલકત્તામાં આણ્યો.

**ફરીથી તોફાન**—શાહસુજાપર રૈયતનું હેત નહોતું. ૨. ઇં-ગ્રેજ લશ્કરની પ્રાગ્ય ચાલ હતી. ૩. દોસ્ત મહમદના દીકરા અક-

બખાંની ઉસકેરણી. વિગેરે કારણોથી ફરી તોફાન ઉઠ્યું. પ્રથમ કાકાબુલીઓએ અકબરખાંની સરદારી નીચે તોફાન મચાવ્યું; ને ઈંગ્રેજ બેરીસ્ટર મેકનોટ, તથા શાહસુજાનો ઘાત કર્યો. તેથી બુઢા આલ્ફીસ્ટને શરમ લગાડે એવી સરતો કબુલ કરી. તોપણ ખુની અકબરખાંએ હિંદમાં આવતા ઈંગ્રેજ લસ્કરપર હલ્લો કરી ઘણા ઈંગ્રેજોને કતલ કર્યા; અને કેટલાક નાશી ગયા, તેમને કાબુલીઓએ કાબુલની નાળોમાં આંતરી ભભરા છરાવડે છુંદ્યા. વળી લેડી સેલ, લેડી એલ્ફીસ્ટન, વગેરે કેદ પકડાયાં, ફક્ત ડૉક્ટર બ્રાઇડોન બચ્યો. તેણે આ ગાઢી માંડણ રાબર્ટ સેલને જલાલાબાદમાં કહી.

**ચીન સાથે લડાઇ ૧૮૪૦--૧૮૪૨** ઈંગ્રેજ વેપારીઓ ચીનમાં અફીણ વેચવા જતા હતા. આ કેફી વસ્તુથી ચીનાઓ બાબરુ થવા લાગ્યા; તેથી ચીનના રાજાએ ઈંગ્રેજની આવતી પેટીઓ બંધ કરી. માટે તેને સજા કરવાને આકલાંડે ગોફ સાહેબને લશ્કર આપી ચીન મોકલ્યો. ૧૮૪૦ માં તેણે ચીનનારાજાને હરાવી હાંગકાંગ બેટ તાબે કર્યો. તથા ચીનનાં બંદરોમાં વેપાર કરવાની છુટ મેળવી.

---

## પ્રકરણ ૧૭ મું.

## એલનબરો ૧૮૪૨—૧૮૪૪

**વેર વાળનાર લશ્કર**—જલાલાબાદમાં રાબર્ટ સેલ પોતાના કિલ્લાને મજબુત કરાવતો હતો. તેવામાં ધરતીકંપ થવાથી તેની મહેનત ફોગટ ગઇ. એને સહાય આપવાને તથા ઈંગ્રેજ બેડીઓને બંધીખાનેથી છોડાવવાને એલનબરોએ જનરલ પોલોકને મોકલ્યો. તેણે જ

કંદહારની છાવણીના ઉપરી જનરલ નોટને સહાય આપવા જનરલ પૉલોકને મોકલ્યો. અકબરખાંએ સલીહમહમદના હાથમાં કેદી બેડીઓ સોંપી, અને પોતે મોટા સૈન્ય સાથે ઉપરના ચાર સરદાર સામે કાબુલ આગળ લડવા ગયો; પણ ટેઝીનબાટ, નોની અને નૌ-દાન આગળ એની હાર થઇ. અને કેદી બેડીઓને સલીહમહમદે લાંચ લઇ છોડી મૂકી. આ વખતે શાહસુજા મરી ગયેલ હતો. તેથી કંઇ તકરાર કરવાનું કારણ રહ્યું નહિ; વળી અંગ્રેજોએ કાબુલની બે હજાર દુકાનો બાળી મુકી; અને સોમનાથનું વેર વાળવાની યાદગીરી ભુસી નાખવાને, તેઓ ગીજનીના રોજાનાં કમાડ હિંદમાં લેતા આવ્યા. આ લડાઇમાં અંગ્રેજને દોઢ કરોડ પૌન્ડ ખર્ચ થયું, ને ૨૦ હજાર માણસના જીવ ગયા.

**સિંધ વિગ્રહ**—૧૮૪૨-૧૮૪૩ (૧) સિંધના અમીરોએ કુરાંચી આગળ બ્રિટિશ માલની જકાત લીધી. (૨) સિંધમાં રેસીડેન્ટ રાખવાની ના પાડી (૩) મુંબાઈના લશ્કરને અફઘાનિસ્તાનમાં જતાં ખાળ્યું. તેથી એલનબરોએ સિંધના અમીરોપર નીચેની સરતો લખી. (૧) અમીરોએ સિક્કા પાડવા નહિ (૨) પરરાજ્યો જોડે પુત્ર વ્યવહાર ઇંગ્રેજ મારફત રાખવો (૩) સિંધુ નદીમાં ચાલતી આગબોટનાં લાકડાં પૂરાં પાડવાં. આ સરતો શેરમહમદ ને શાહ મહમદ નામના અમીરોએ કબુલ કરી નહિ. માટે તેમને ૧૮૪૩માં સરચાર્લ્સ નેપિયરે હૈદ્રાબાદ અને મિયાની આગળ હરાવી સિંધ ખાલસા કર્યો.

**સિંધિયા સાથે વિગ્રહ**—૧૮૪૩ માં જનકોજી સિંધીઆ મરણ પામ્યો. તેથી તેની સ્ત્રી તારાબાઇએ જીવાજીરાવને દત્તક લીધો. એ નાનો હોવાથી કારભાર માટે જનકોજીના મામા, અને તારાબાઈ વચ્ચે કજીયો થયો. ઇંગ્રેજે મામાનો પક્ષ પકડી તારાબાઈને કાઢી

મુકી. તેથી લડાઈ થઈ. તેમાં ગોફ સાહેબે મહારાજપુર આગળ ને એ સાહેબે પનીયાર આગળ ૧૮૪૩ માં તારાબાઈના લશ્કરને હરાવ્યું. માટે ૧૮૪૪ માં ગ્વાલીઅર મુકામે સલાહના ઠરાવ થયા.

હાર્ડીંગ—૧૮૪૪–૧૮૪૮—એનો એક હાથ સીંગીના રણમાં કપાઈ ગયો હતો. એના વખતમાં શિખ વિગ્રહ થયો.

**શિખની હકીકત**—એ લોકની કંઈક હકીકત બાબરના વખતથી જણાય છે. તેમનો મુખ્ય ગુરૂ નાનક હતો. તે રામાનંદના ચેલા કબીરનો શિષ્ય હતો. સને ૧૪૬૯ માં એનો જન્મ લાહોરમાં થયો હતો. નાનકનો બોધ એવો હતો કે, એક પરમેશ્વરને માનવો, ને સારાં કામ કરવાં, નાનકથી ગુરૂગોવિંદલગી દશ ગુરૂ થયા; તેમનાં નામ. અંગદ, અમરદાસ, રામદાસ, અર્જુન, હરિગોવિંદ હરિરાય, હરિકૃષ્ણ; તેગબહાદૂર, અને ગુરૂગોવિંદ. આ ઠેકાણે મુગલો સામે જબરાં બંડ ઉઠાવ્યાં; પણ માર્યો ગયો. તેથી એની પાછળ રણજીતસિંહ ગાદીએ બેઠો. તેનો જન્મ ૧૭૮૦ માં થયો. તેને નાનપણમાં શીતળાનો રોગ થયો. તેથી તે કાણો થયો હતો. સને ૧૮૦૦ માં કાબુલના પાદશાહ ઝમાનશાહે તેને પંજાબમાં સુબાની જગા આપી. એને કેટલાક લોકો પંજાબનો સિંહ, ને કેટલાક રણજીત કહેતા હતા.

એના ઉદય વખતે પંજાબમાં ૧૨ સ્વતંત્ર રાજ્યો હતાં; તે બધાંને એકત્ર કરી જબરા રાજ્યનો ધણી થયો, એનું લશ્કર ઈટાલિયન અને ફ્રેન્ચ નાયકોથી કેળવણી પામેલું હતું. મિન્ટો સાથે તેણે ૧૮૦૯ માં અને આકલાંડ સાથે ૧૮૩૭ માં સલાહ કરી હતી. ઘડપણમાં એને પક્ષાઘાત થયો, તેથી ૧૮૩૯ માં આ વીર પુરૂષનું મોત થયું. એની પાછળ એનો કુંવર ખડ્ગસિંહ ગાદીએ બેઠો. તેને

ડાકણે ચાર માસની અંદર મારી નાંખ્યો. તેથી એના મરણ પાછળ એનો કુંવર નિહાલસિંહ ગાદીએ બેઠો. પણ તેજ દિવસે એના ઉપર મોભ પડવાથી મરણ પામ્યો. તેથી એનો પાછળ ખડકસિંહનો ભાઇ શેરસિંહ ગાદીએ બેઠો; પણ તેને તેના વજીરે ઝેર દઇ મારી નાંખ્યો. તેથી રણજીતસિંહની માનીતી રાણી, ચંદાકુંવરનો દિકરો દુલિપસિંહને ગાદી મળી. તે નાનો હોવાથી ચંદાએ કારભાર માટે "ખાલસા" નામે સભા ઠરાવી. તે સભામાં નીચેના આગેવાન હતા. (૧) ચંદાકુંવરનો યાર લાલસિંહ (૨) જુહારસિંહ (૩) જમુનો રાજા ગુલાબસિંહ (૪) તેજસિંહ. થોડે દહાડે આ ખાલસા સભાનું લશ્કરી બળ વધી પડ્યું.

**પહેલો શિખ વિગ્રહ**—૧૮૪૪-૧૮૪૬ એ સભાના લશ્કરે ફિરોજપુરના બ્રીટિશ થાણાને નુકશાન કર્યું; તેથી ૧૮૪૫ માં મુડકી ને ફિરોજપુર આગળ તથા ૧૮૪૬માં સોબ્રાન અને અલિવાલ આગળ જબરી લડાઇઓ થઇ. તેમાં ઇંગ્રેજ સરદાર ગોફ તથા હેનરી સ્મિથે શિખ સરદાર શ્યામસિંહ, તેજસિંહ લાલસિંહ અને ગુલાબસિંહને હરાવ્યા. તેથી તેમણે ૧૮૪૬ માં લાહોર આગળ સલાહ કરી તથા લાહોરમાં રેસીડેન્ટ તરીકે હેનરી લારેન્સની નિમણોક કરી. પછી ૧૮૪૮ માં હાર્ડિંગ વિલાયત ગયો. ત્યાં તેને ઉમરાવ પદવી મળી.

**સુધારો.** (છેલ્લાં પાનાં જુઓ.)

**ડલહુસી** ૧૮૪૮—૧૮૫૬ હાર્ડિંગના ગયા પછી ૧૮૪૮ માં ડલહુસી ગવર્નર જનરલના હોદ્દાપર આવ્યો. તેના કારભારમાં પાંચ બનાવ બન્યા. (૧) બીજો શીખ વિગ્રહ (૨) બીજો બ્રહ્મી વિગ્રહ. (૩) દેશી રાજ્યો ખાલસા કર્યાં (૪) પટામાં ફેરફાર (૫) સુધારા.

૧ **બીજો શિખ વિગ્રહ**—૧૮૪૩ માં મુલતાનનો સુબો મ

રી જવાથી તેનો પુત્ર લાલમુળરાજ ગાદીએ બેઠો. તેણે અંગ્રેજ સરદાર મિ૦ આગન્યુ તથા મિ૦ એંડરસનને મારી નંખાવ્યા. તેથી લડાઈ સળગી. ઇંગ્રેજ સરદાર ગોફે તથા એડવર્ડે ૧૮૪૮ માં શીખ સરદાર મુળરાજ, શેરસિંગ અને છત્રસિંહને સેદુસેન, રામનગર ને કિનરી આગળ હરાવ્યા. ફરીથી ૧૮૪૯ માં ચીનીયનવલ્લાની લડાઇમાં ઇંગ્રેજના ૩૮ અમલદાર ને ૬૦૦ સિપાઈ માર્યા ગયા અને ત્રણ પલટણના વાવટા તથા ૪ તોપો શિખ લોકે લઈ લીધી; તેથી ઇંગ્લાંડમાં ભારે ગભરાટ થયો. માટે ઇંગ્લાંડથી સર ચાર્લ્સ નેપિયરને લશ્કર આપી લડવા મોકલ્યો. પણ એવામાં ગોફે ૧૮૪૯ માં ગુજરાત આગળ શીખને પરિપુર્ણ હરાવ્યા. અને પંજાબ ખાલસા કરી, દુલિપસિંહને ૫ લાખ ૮૦ હજારનું શાલિયાણુ બાંધી આપ્યું.

**પંજાબમાં શાન્તિ**—પ્રથમ ઇંગ્રેજે પંજાબના લોકનાં હથિયાર ખુંચી લીધાં, ત્યાર પછી દરેક ગામમાં જમાબંધી કરી. શિખના જુલમથી જમીનવેરો ભારે થઇ પડયો હતો; તે આ જમાબંધીથી ઓછો થયો, વળી ઇંગ્રેજે લોકોને સરસ લાગે એવો દિવાની તથા ફોજદારી વંહીવટનો કાયદો ઠરાવ્યો, તેમજ નેપિયરે સડકો ને બંધાવી. આ પ્રમાણે પંજાબ બ્રિટિશ અમલતળે શાન્તિમાં આવ્યો.

**બીજો બ્રહ્મી વિગ્રહ**—(૧) રંગુનના સુબાએ ઇંગ્રેજ વેપારીઓપર જુલમ કર્યો. (૨) બ્રહ્મી રાજાએ બ્રીટિશ કપ્તાનનું અપમાન કર્યું. માટે ડલહુસીએ ગોડવીન અને લેમ્બર્ટને ફોજ આપી મોકલ્યા. તેમણે ૧૮૫૨ માં બ્રહ્મી રાજાને રંગુન અને પેગુ આગળ હરાવ્યો; ને પેગુ પ્રાંત ખાલસા કર્યો. રંગુન ઇંગ્રેજના કબજામાં આવવાથી ત્યાં ૧૦ ગણી વસ્તી વધી, તેમજ અકયાબ શહેરનો વેપાર પ્રથમના કરતાં હાલ ત્રણુસેં ગણો વધ્યો છે.

# ડલહુસીએ મેળવેલો મુલક.

| કયો મુલક | કઇ સાલમાં | કેવી રીતે લઇ લીધો. |
| --- | --- | --- |
| સતારા | ૧૮૪૯ | અહીંનો રાજા અપુત્ર મરવાથી. |
| પંજાબ | ૧૮૪૯ | અહીંના રાજાએ બંડ ઉઠાવ્યું તેથી |
| રંગુન | ૧૮૫૨ | ,, |
| ઝાંસી | ૧૮૫૩ | અહીંનો રાજા અપુત્ર મરવાથી. |
| નાગપુર | ૧૮૫૩ | ,, |
| વરાડ | ૧૮૫૩ | લશ્કરના ખરચ બદલ |
| સંબલપુર | ૧૮૫૩ | અહીંનો રાજા અપુત્ર મરવાથી. |
| કર્ણાટક | ૧૮૫૩ | પેન્સન બંધ કરી. |
| પુના | ૧૮૫૩ | ,, |
| તાંજોર | ૧૮૫૩ | ,, |
| અયોધ્યા | ૧૮૫૬ | અંધેરને લીધે. |

**કંપનીના પટામાં ફેરફાર**—(૧) કંપનીના ૨૪ ડારેકટરો-માંથી ૬ ઓછા કરી ૧૮ રાખ્યા. (૨) બંગાળામાં લેફ્ટેનેન્ટ ગવ-ર્નરની નીમનોક થઇ. (૩) સીવિલ સર્વીસની પરીક્ષા ખુલ્લી થઇ. (આસીસ્ટંટ કલેકટરની) (૪) કંપનીના પટાની મુદત મરજી મુજબ રાખી (૫) સદર અદાલતો અને સુપ્રીમ કોર્ટો જોડી દીધી.

સુધારા—(છેલ્લાં પાનાં જુઓ.)



# પ્રકરણ ૧૮ મું.

કેનિંગ ૧૮૫૬—૧૮૬૧ એના વખતમાં જાણવા લાયક બનાવ ૧૮૫૭ નો બળવો છે.

**બળવાનાં કારણ**—( છેલ્લા પાનાં જુઓ )

**બળવામાં આગેવાન**—(૧) બરાખપુરની ૧૯ મી પલટણ (૨) મિરતના સિપાઈ (૩) ધુન્ધુપંથ ઉર્ફે નાનાસાહેબ (૪) અયોધ્યાની બેગમ (૫) પુત્રો સહિત દિલ્લીનો પાદશાહ (૬) તાત્યાટોપી (૭) ઝાંસીની રાણી (૮) બરેલીનો નવાબ (૯) દેશી લશ્કર અને લુટારા.

**બળવાનાં સ્થળો**—(૧) બરાખપુર (૨) મિરત (૩) દિલ્લી (૪) લખનોર (૫) કાનપુર (૬) કાશી (૭) ફતેપુર (૮) બાનપુર (૯) ઝાંસી (૧૦) અયોધ્યા (૧૧) મોરાદાબાદ (૧૨) જલંધર (૧૩) શાહજહાનપુર.

**બળવો સમાવનાર**—(૧) લેફ્ટેનેન્ટ વિલોબી (૨) જનરલ જોન્સન (૩) હેન્રી બર્નાર્ડ (૪) સરજાન લારેન્સ (૫) વિલ્સન (૬) આઉટરામ (૧૧) કેમ્પબેલ (૧૨) પીલ (૧૩) નીલ (૧૪) નિકલ્સન (૧૫) હડસન (૧૬) રોઝે. સરહ્યુવિલર (૭) હેવલોક (૮) હેન્રીલારેન્સ (૯) એડવર્ડ (૧૦)

**બરાખપુર**—બળવાની પ્રથમ શરૂઆત કલકત્તા પાસેના બરાખપુરમાં થઈ ત્યાંની ૧૩ મી દેશી પલટણને ઇંગ્રેજે ચામડાની ટોટીઓ આપવા માંડી પણ પલટણે લીધી નહિ. તેથી ઇંગ્રેજે તે પલટણના સિપાઇઓને કાઢી મુક્યા માટે સિપાઇઓએ રૈયતને બળવો કરવાની ઉશ્કેરણી આપી.

**મિરત**—ઇંગ્રેજે મિરતના સિપાઇઓને કારતુસ આપવા માંડી

પણ તેમણે લીધી નહિ માટે ઇંગ્રેજોએ એ સિપાઇઓને કેદની સજા ફરમાવી, તેથી એકદમ સિપાઇઓ બળવા કરવા તત્પર થના.

**દિલ્હી**—દિલ્હીના પાદશાહ મહમદશાહનું ઇંગ્રેજે આપના પેઠે અપમાન કર્યું, તોપણ તે બળવામાં સામેલ થયો, માટે કેપ્ટન હડસને તેના બે છોકરાને પિસ્તોલથી મારી નાંખ્યા. અને પાદશાહને રંગુનમાં કેદ કર્યો.

**લખનોર**—અહીંની પલટણે પોતાના જાતી ભાઇઓનું ઉપરાણું લઇ બળવો કર્યો. તે સમાવાને હેન્રિલારેન્સ મથતો હતો, પણ તેને ગોળી વાગવાથી મરણ પામ્યો. બળવો કરવામાં અહીંની બેગમ આગેવાન હતી. હેવલોક અને ઓટ્રામે બળવો સમાવાને ઘણા ધમપછાડા કર્યા, પણ કાંઇ વળ્યું નહીં. એટલામાં કેમ્પબેલે આવી શાંતી કરી, અને નાનાસાહેબનો મહેલ બાળી મુક્યો.

**કાનપુર**—ઇંગ્રેજે નાનાસાહેબનું વર્ષાસન બંધ કર્યું માટે નાનાસાહેબ બળવો કરવામાં જ્વાળામુખીની પેઠે ઝળકી ઉઠયો, અને ૪૫૦ ઇંગ્રેજોને અભયદાન આપી કાપી નાંખ્યા. જનરલ હેવલોકે નાનાસાહેબને ખુબ પજવ્યો, તેથી નાનાએ, કેદ કરેલા ૧૨૫ ઇંગ્રેજોની કતલ ચલાવી, અને તેમના કકડા કરી કુવામાં નંખાવ્યા એ બંડ હેવલોકે ઘણી મુશ્કેલીથી સમાવ્યું.

**કાશી**—આ વખતે કાશીના લોકોનાં મન ઉંચાં થયાં હતાં. તેઓ બંડ ઉઠાવવા તત્પર હતા. એટલામાં મિ. નિલ આવી પહોંચ્યો, તેણે ઘણી ગરાબાઇથી શાન્તી કરી.

**ફતેપુર**—અહીંના લોકનાં મન બળવો કરવામાં ધાણી ફુટવાની માફક ઉછળી રહ્યા હતા. એવામાં જનરલ હેવલોક આવી પહોંચ્યો, અને જીત મેળવી.

**ખાનપુર**—અહીંઆં બંદોબસ્ત કરવા હેવલોક આવ્યો પણ નાનાસાહેબે તેની પાછળ પસારો કર્યો. તેથી તે ઉભી પૂછડીએ નાસી ગયો.

**ઝાંસી**—અહીં ઝાંસીની રાણી અને તાત્યાટોપી ભેગાં થયાં હતાં. આ ફાંકડી રાણીએ અહીં બળવાનો ભડકો ઉઠાવ્યો અને નાનાસાહેબનો ભત્રીજો તાત્યો ઇંગ્રેજોની કતલ કરી ઘુમવા લાગ્યો.

**અયોધ્યા**—અહીં બરેલીનો નવાબ, અયોધ્યાની બેગમ, નાનાસાહેબ અને રોહીલા વીગેરે હતાં. તેઓએ બિચારાં નિરપરાધી ઇંગ્રેજ બચ્ચાંની કતલ ચલાવી.

**રાજનીતિમાં સુધારો**—(૧) બળવા પછી હિંદુસ્તાનનો કારભાર પાર્લામેંટે રાણીને સોંપ્યો. (૨) હિંદુસ્તાન ખાતે સેક્રેટરીની નીમણુક કરી. (૩) સેક્રેટરીને મદદ વાસ્તે ૧૫ મેમ્બરની કોંસીલ ઠરાવી. (૪) ગવર્નર જનરલને વાઇસરાયનો ઇલકાબ આપ્યો. (૫) દરેક ઇલાકામાં સુપ્રીમ કોર્ટને બદલે હાઇકોર્ટ સ્થાપી. (૬) દેશી મેંમ્બરને કાયદા બનાવવા કોંસીલમાં દાખલ કર્યા. (૭) કંપનીના ગોરા લશ્કરને બ્રિટિશ લશ્કરમાં જોડી દીધું.

**મહારાણીનો ઢંઢેરો**—દેશી રાજ્યો અને રૈયતને શાંત કરવા માટે બળવો સમ્યા પછી મહારાણીએ સરક્યુલર કાઢી ગામેગામ ફેરવ્યો. તેમાં નીચેની સરતો હતી. (૧) તમામ જાતોને સરખી ગણી ઇન્સાફ આપવામાં આવશે. (૨) દત્તપુત્ર લેવાની છુટ છે. (૩) ઇંગ્રેજ અને દેશીઓને સરખા ગણી હોદ્દા આપવામાં આવશે. (૪) ધર્મની બાબતમાં સરકારે હાથ ઘાલવો નહિ. (૫) બળવામાં સામેલ થનાર આગેવાનોને શીક્ષા કરવામાં આવશે; બાકીનાને કોઇપણ

તારેખની હરકત કરવામાં આવશે નહિ.

**ઈરાન જોડે વિગ્રહ**—પોટિન્જર નામે ઇંગ્રેજને હેરાતગઢ છુતવામાં ઈરાની શાહે, હરકત કરી. તથા ઘણા ઇંગ્રેજ અમલદારોનું અપમાન કર્યું. તેથી લડાઈ સળગી. તેમાં ઔટરામે ઈરાનીઓને ૧૮૫૬ માં બુસાવર આગળ હરાવ્યા; છેવટે ઈરાનીઓએ પેરીસ મુકામે સલાહ કરી.

**ચીન સાથે વિગ્રહ**—ઇંગ્રેજ વેપારીઓને કેંતાનના સુબાએ હરકત કરી. માટે એલ્ગિને ચીનના રાજાને હરાવ્યો, અને ચીનનાં બંદરોમાં ઇંગ્રેજ પ્રજાને વેપાર કરવાની છુટ મેળવી.

**વસુલાત ખાતામાં સુધારા**—બળવો થવાથી ઈંગ્રેજને ૫૦ કરોડનું ખર્ચ થયું. આ ખોટ પુરી પાડવાને પાર્લામેન્ટે મિ૦ વિલ્સન નામે નામીચા અર્થશાસ્ત્રીને વસુલાત ખાતાનો ઉપરી નીમીને, ઇંગ્લાંડથી મોકલ્યો; તેણે આવીને ફગાવ્યો ધંધાપર ઇન્કમ તથા લાઇસન્સ-ટેક્ષ નાંખ્યા; તથા નાણાંને ઠામે સરકારી કાગળની નોટો ચલાવી. ફોજદારી અને દિવાની વહીવટના કાયદા ૧૮૬૧ માં મંજુર થયા.

**એલ્ગિન**—૧૮૬૨–૧૮૬૩–૧૮૬૧ માં વિલાયતની પાર્લામેન્ટે કાયદા કરનાર કૌંસીલનો ધારો કર્યો. તેની રૂએ એલ્ગિને હિંદુસ્તાનમાં ત્રણ દેશી ગૃહસ્થ અને ત્રણ ઇંગ્રેજ વેપારીઓની કૌંસીલ ઠરાવી. મુસલમાની બંધના વખતમાં લોકોએ ફિતુર મચાવ્યું, તે મહા મુશ્કેલીથી એલ્ગિને સમાવ્યું. ઉત્તર અમેરિકા અને દક્ષિણ અમેરિકાનાં સંસ્થાનો લડયાં. તેથી ત્યાંનુ 'રૂ' વિલાયત જતાં અટક્યું. એ માટે હિંદુસ્તાનના રૂનો ભાવ એકદમ આઠ ગણો ચઢી ગયો. એ વેપારીઓ હિંદુસ્તાનના લાખો ગાંસડી ખરીદી, તેમાંનું રૂ વેચી નાંખ્યું.

સિમલાની પાસે ધર્મશાળા નામે ગામે એલજીન મરી ગયો. ૧૮૬૩ નવેમ્બર.

**લારેન્સ** ૧૮૬૩—૧૮૬૮ એના પહેલાં હિંદુસ્તાનમાં આસીસ્ટન્ટ કલેક્ટર હતો, તેણે પોતાની હોશીયારીથી ધીમે ધીમે વાઇસરાય ની પદવી મેળવી, એ વખતમાં ચાર બનાવ બન્યા.

**(૧) બુતાન વિગ્રહ**—આસામની તળેટી પાસે દુવાર નામે પરગણું હતું, તે લેવા માટે લારેન્સે કેટલાક રૂપિયા બુતાનના રાજાને આપવા માંડયા, છતાં તેણે તે પરગણું આપવાની ના પાડી. તેથી લડાઇ થઈ. તેમાં અંગ્રેજને હરકત પહોંચી. છેવટે ઇંગ્રેજે ૨૫ હજાર રૂ. આપવા કરી તે પ્રગણું તાબે કર્યું.

**દુકાળ**—ઓરીસામાં ૧૮૬૬ માં અને વાવ્ય પ્રાંતમાં ૧૮૬૮ માં દુકાળ પડવાથી ઘણાંજ માણસ મરવા લાગ્યાં, તેમને ભૂખથી બચાવવા શેલવે ઘણી મહેનતે વળગાવ્યા.

**(૩) પરચુરણ હકીકત**—કાઠીયાવાડના વાઘેર લોકોએ તોફાન મચાવ્યું તે શાંત પાડયું; અને ૧૮૬૩ માં કાબુલનો અમીર દોસ્તમહમદ મરી ગયો તે વખતે તેને ૧૬ છોકરા હતા તેઓ ગાદીને માટે લડયા છેવટે શેરઅલી નામે છોકરો ગાદીએ બેઠો. લારેન્સે તેને કાયમ રાખ્યો, અમેરિકાની લડાઇ બંધ પડી તેથી હિંદુસ્તાનમાં રૂના, ભાવનું પાટીયું બેસી ગયું તેથી સટાવાળા લોકો માર્યા ગયા. ૧૮૬૭ માં આબીસીનીઆના રાજા સાથે લડાઈ થઇ તેમાં તેને હરાવી તેના છોકરાને ગાદી આપી.

**ગુજરાત**—છેલ્લાં પાનાં જુઓ.

**મેયો** ૧૮૬૯—૧૮૭૨ એણે અંબાલામાં દરબાર ભરી શેરઅલીને અમીર માન્યો અને તેને દર વર્ષે અમુક રૂપિયા આપવા

करी पोताना पक्षमां लीधो. महाराणीना बीजा कुंवर ड्युक ओफ एडीनबरो हिंदुस्तानमां पधार्या तेमने रैयते सारु आदरमान आप्युं. केन्टीकनी पेठे रैयतने वहालो थइने केटलाक सुधारा कर्या.

सुधारा—छेल्लां पानां जुओ.

नोर्थब्रुक—१८७२—१८७६ एना वखतमां १८७४ मां बंगाळामां दुकाळ पडयो. माटे भूख्यां लोकने महेनत वडे बचाववा रेलवे करवानुं काम शरु कर्युं.

गायकवाड उपर तहोमत—वडोदराना मल्हारराव गायकवाड उपर कर्नलफेरसाहेबने झेर खवराव्यानुं तहोमत आव्युं. तेनी तपासणी माटे त्रण इंग्रेज, अने त्रण देशी (शीआजीराव सिंधीआ, जेपूरना राजा रामसिंग, सर दीनकरराव) अहलकारोनी कमिटी नीमी. झेर दीधानुं तहोमत देशी लोकोना मनमां आव्युं नहीं. पण इंग्रेजोने लाग्युं तेथी मल्हारावरावने पदभ्रष्ट करी मद्रासमां केद कर्या. अने मल्हाररावनी विधवा जमनां बाइ पासे हालना शिवाजीरावने दत्तक लेवरावी, तेमने गादी सोंपी. महाराणीना मोटा कुंवर प्रिन्स ओफ वेल्स हिंदुस्तानमां पधार्या, तेमने राजा, रजवाडा, तथा रैयते मान आप्युं.

लीटन—१८७६—१८८० एना चार वरसना अमलमां त्रण बनाव बन्या.

दिल्हीनुं दरबार—इंग्लांडनी पार्लामेन्टे महाराणीने कैसरे-हिंद पद धारण करवानी परवानगी आपी, तेथी सन १८७७ ना जानेवारीनी पहेली तारीखे दिल्हीमां सभा भरावी अने तेमां हिंदना राजा, नवाबो, कारभारीओ, अने देशी अहलकारो विगेरेने तेडाव्या. अने मुख्यभपकाथी ए इलकाब जाहेर कर्यो.

**દુકાળ**—મદ્રાસ ઇલાકામાં ૧૮૭૭ ની સાલમાં દુકાળ પડયો. તેમાં ગરીબોને બચાવવાને માટે પુષ્કળ મદદ કરી, છતાં પંદરા લાખ માણસ મુઆં. અને ૧૧ કરોડ રૂ. ખર્ચ થયું એ ખોટ પુરી પાડ- ને ધંધા રોજગાર ઉપર (લાઇસેન્સ ટેક્ષ) નાંખ્યો. આ વાઇસરાયે માનચેસ્ટરના લોકોની ફરીયાદીપરથી વિલાયતી કાપડની જકાત કાઢી નાંખી, પણ મુંબાઈ અને મદ્રાસ ઇલાકામાં એણે મીઠાના કરમાં વધારો કર્યો. એણે ગેગિંગ આક્ટ કરી ચોપાનીયાંની સ્વતંત્રતા ખું- ચાં લીધી દેશી લોકો પાસે હથિયાર નહિ રાખવાનો (વેપન્સ આ- ક્ટ), કર્યો.

**અફઘાન બીજો વિગ્રહ**—આ વખતે શેરઅલ્લી ૫૪ વર- સનો હતો એને ૧૬ ભાઈઓ હતા દોસ્ત મહમદના મરણ પછી એ કાબુલની ગાદીએ બેઠો, પણ તે, બધાથી મોટો નહોતો. દોસ્ત મહ- મદનો અફ્જુલખાં નામે મોટો છોકરો તાતંરીમાં મુઓ હતો. બીજો આઝમખાન હતો; તે રાજ્યકારભારમાં બહાદુર ગણાતો. આ બેનો ત્રીજો ઓરમાન ભાઈ શેરઅલ્લી હતો. અમીરખાં કંદહારનો સુબો હતો. શેરઅલ્લી સાથે મેયોએ સલાહ કરી હતી. પણ તે રૂશિયાને મદદ કરતો હોય એવું જણાયાથી વકીલને ફરીથી સલાહ કરવા મો- કલ્યો; પણ શેરઅલ્લીએ રૂશિઆના વકીલને આવકાર દીધો. અને ઈં- ગ્રેજ વકીલનું અપમાન કરી કાઢી મુકયો, તેથી, લડાઇ સળગી. સને ૧૮૭૮ માહે નવેમ્બર.

**લડાઇનું વર્ણન**—લીટને ૧૮૭૯ માં ખૈબર, કુરમ અને બો- લનઘાટને રસ્તે થઇ લસ્કરની ૨૧ પલટણો મોકલી. તેણે આવી ને જલાલાબાદ, કંદહાર, કાબુલ વિગેરે જીતી લઇ શેરઅલ્લીને હરાવ્યો. તેથી તે યાકુબને ગાદીએ બેસાડી પોતે બુખારા ભણી નાશી ગયો. ત્યાં-

જ ગુજરી ગયો. એજ સાલમાં તેના છોકરા યાકુબે ગંદામક મુકામે ઇંગ્રેજ જોડે સંધિ કરી.

ત્યાર પછી થોડા માસમાં કાબુલમાં હેરાતના લશ્કરે બંડ ઉઠાવી, સરલુઈકાવાગ્નારીને તેના રક્ષકો સહિત મારી નાંખ્યો. તેથી જનરલ રાબર્ટની સરદારી નીચે ઇંગ્રેજ સૈન્યે કાબુલ ઉપર ચડાઇ કરી. યાકુબખાંન તથા તેના સસરાને હિંદમાં કેદ કર્યા અને બાકીના બંડખોરોને ફાંસીની સજા કરી, ફિતુર બેસાડી દીધું.

ફરીને ડીસેમ્બરની શરૂઆતમાં મીર બુચાખાં અને ગજનગઢ-મહના તાબાનો અફઘાન લોકોએ તોફાન મચાવ્યું તે તોફાન જનરલ રાબર્ટે બેસાડી દીધું ૧૮૮૦, પણ અફઘાનો શાંત થયા નહિ. ગીં-જનીમાં યાકુબખાંના મુસાખાં નામે છોકરાએ બળવો કર્યો તેને જન-રલ સ્ટુઅર્ટે નસાડ્યો ૧૮૮૦. એજ વરસમાં લીટન વિલાયત ગયો.

## લાર્ડ રિપન—૧૮૮૦—૧૮૮૪

ઇંગ્લાંડમાં પાર્લામેન્ટમાં બે પક્ષ (તડા) છે. પહેલો કાન્ઝરવે-ટીવ અને બીજો લીબરલ એ, પાર્લામેન્ટની ૧૮૮૦ માં નવી ચુંટ-ણી થઇ; તેમાં કાન્ઝરવેટીવ પક્ષ હાર્યો. તેથી તે પક્ષના લીટને રા-જીનામું આપ્યું. અને તેની જગ્યાએ લીબરલ પક્ષનો લાર્ડ રિપન આવ્યો એવામાં હેરાતના સુબા અયુબખાંએ તોફાન કરી મુંબાઇના લશ્કરને મૈવંદના મેદાનમાં હરાવ્યું. તેથી સર રાબર્ટે અયુબખાંનને કાં-દહારથી નસાડ્યો. અને કેટલાક દર્શન કરીને અબદુલ રેહેમાનને કા-બુલની ગાદીએ બેસાડ્યો.

### સુધારા તથા રાજ્ય નીતિ.

આ ગવર્નર જનરલે હિંદમાં ઘણા સુધારા કર્યા. તેથી એ રૈ-યતને વહાલો થઇ પડ્યો. તેમજ તે હિંદમાં પોતાનું નામ અમર

કરતો ગયો.

" (૧) અફઘાન લડાઇમાં ઇંગ્રેજોને ૨૦ કરોડનું ખર્ચ થયું, તેથી હિંદની પ્રજાને માથે ભારે બોજો પડયો. પરંતુ આ વહાલા ગવર્નરે પાંચ કરોડ રૂપિઆ પાર્લામેન્ટ પાસેથી અપાવ્યા.

(૨) દશ દશ વર્ષે નવું વસ્તી પત્રક કરવાનો ધારો કર્યો.

(૩) દેશી છાપાને લગતો "કાળો ધારો" રદ કર્યો.

(૪) દેશી માલ સરકારી ખાતામાં વાપરવાનો ધારો કર્યો.

(૫) રૈયતે બચાવેલો પૈસો જાળવી રાખવાને સેવીંગબેંક કાઢી.

(૬) સીમલામાં ટાઉન હોલ બાંધવા માટે પરવાનગી આપી.

(૭) કેળવણીના સુધારા માટે ડાકટર હંટરના હાથ નીચે એક કમીશન નીમ્યું.

(૮) કલકત્તાની હાઇકોર્ટમાં વડા જડજની જગ્યાએ થોડી મુદત દેશી જડજની નિમનોક કરી.

(૯) અલ્હાબાદની હાઇકોર્ટમાં દેશી જડજની નિમનોક કરી.

(૧૦) લોકલ સેલ્ફગવર્મેંટ એટલે મ્યુનીસીપાલેટી સ્થાપવાનો ધારો કાઢયો.

(૧૧) મોજશોખને માટે રાખેલી ઓટોપરનો કર કાઢી નાખ્યો.

(૧૨) કાયદાની ઘડનારી કૌન્સિલમાં, જે કાયદા ઘડવામાં આવે, તે રૈયતની જાણ માટે જાહેર પાડવા.

(૧૩) દુકાળના વખતમાં મહેસુલના હકના મુલતવી રાખવા.

( ૧૪ ) નીચ લોકોના સુખને માટે મુંબાઈ સરકારનું મહુડા બીલ રદ કર્યું.

(૧૫) સાબુ તથા મીણબત્તી બનાવવામાં મીઠાનો ઘણો ખપ પડે છે, માટે બનાવનાર કંપનીની અરજ ઉપરથી મીઠાના કરમાં ઘ-

ારો કર્યો.

(૧૬) યુનીવર્સિટિ તરફથી નાગીઆ પુરૂષોને " ડાક્ટર-આફ સીવીલલાઝ " ની પદવી આપવાનો ધારો કર્યો.

(૧૭) ધણુમની લડાઇનો ખર્ચ ઇંગ્લાંડની સરકારે હિંદપર નાંખવાનો ધારો કર્યો, પણ આ વહાલા સાહેબે તે સંબંધી ના લખ્યું.

(૧૮) મીઠાપર લેવાતા કરમાં ઘટાડો કર્યો.

(૧૯) મધ્ય પ્રાંતના ખેડુતોને લગતો બોજ ભાડાની રીતમાં સુધારો કર્યો.

(૨૦) દેશી જડજોને, યુરોપીઅન તહોગતદારની તપાસણી કરવાની સત્તા આપી. (ઇલબર્ટ બીલથી)

(૨૧) અફીણ ખાતામાં દેશીઓને રાખવાની પરવાનગી આપી.

(૨૨) નાણાંખાતુ સારી હાલતમાં આણ્યું.

(૨૩) સેલમનાં હુલડમાં પકડાએલા બિન ગુન્હેગારોને છોડી મુક્યા.

(૨૪) નેશનલ કાંગ્રેસની સભા ઠરાવી.

(૨૫) મૈસૂરના રાજાને તેનું રાજ્ય પાછું સોંપ્યું.

(૨૬) સેસન કોર્ટમાં ઇન્સાફ કરવા માટે દેશી લોકની " જ્યુરી " ઠરાવી.

ડફ્રીન—૧૮૮૪—૧૮૮૮

(૧) એનો જન્મ ૧૮૨૬ માં ઇટાલીના ફ્લોરેન્સ પરગણામાં થયો હતો; એ નતે આઇરીસ હતો, પણ એનો વડીલ સ્કાટલાંડનો રહીશ હતો; માટે તેને ફેરબાક રકાસ પણ કહેછે, એની મા ઇંગ્લાંડના નામાંકિત કવિ અને નાટક બનાવનાર શેરીડનની છોકરી હતી. એણે ઇટન અને ઓક્સફર્ડની કોલેજમાં અભ્યાસ કર્યો હતો. ૧૮૪૧ માં એનો બાપ મરણ પામવાથી તેને બારનનો ખિતાબ મ-

ગયો. ૧૮૫૫ માં ઑસ્ટ્રીઆની રાજધાની વિએનામાં ઇંગ્લાંડ તરફનો એલચી નીમાયો. ૧૮૫૯ માં હિંદુસ્તાનમાં એને નાયબ વજીરની જગ્યા મળી. ૧૮૬૬ માં એ મુંબાઇનો ગવર્નર થવાનો સંભવ હતો, પણ તેમ બન્યું નહિ. ૧૮૭૯ માં ગવર્નર જનરલના હોદ્દાપર આવવાનો હતો. પણ એ જગા નોર્થબ્રુકને મળી, એથી ફરીને કાનડા મુલકમાં ગવર્નરની જગ્યા લીધી. એણે છ દેશમાં મોટા હોદ્દા ભોગવ્યા.

(૨) ડફરીનના હોદ્દા—(૧) ઑસ્ટ્રીઆમાં તથા તુર્કસ્તાનમાં એલચીનો (૨) રૂશીઆમાં એંબેસીડરનો (૩) મિસરમાં કમિશનરનો (૪) કાનડા મુલકમાં ગવર્નરનો (૫) હિંદુસ્તાનમાં નાયબ વજીર અને ગવર્નર જનરલનો.

(૩) કાબુલના અમીર અબદુલ રહેમાનને, પોતાના પક્ષમાં લેવા રાવળપીંડીમાં સભા ભરી અને અમીરને ૧૨ લાખનું સાલીઆણું બાંધી આપ્યું.

[૪] એના વખતમાં કચ્છના રાવને "સવાઇ બહાદુરનો ખિતાબ" મળ્યો.

[૫] બરમી વિગ્રહ—(૧) ત્યાંના, રાજા થીબોએ પોતાના દરબારમાં ફ્રેન્ચ અધિકારી રાખ્યા [૨] ફ્રેન્ચોને રેલવે બાંધવાની છુટ આપી (૩) મુંબાઇની બર્માટ્રેડિંગ કંપનીને હેરકત કરી. (૪) ઇંગ્લેન્ડના માણસોને કેદ કર્યા. આ નુકશાન ભરી લેવાને ઇંગ્રેજ સરકારે થીબોને ધમકી આપી, પણ માન્યું નહિ. તેથી લડાઇ થઇ. કર્નલ સ્લેડન તથા પ્રેન્ડરગાસ્ટને ૭ હજાર લશ્કર તથા ૪૫ સ્ટીમરો આપી મોકલ્યો, થીબોપણ ૧૨ હજાર લશ્કર લઈ સામો થયો; પણ માંડલેગઢ આગળ હાર્યો તે-

થી ગાંડામેજર તથા મિનલારાઠ મંત્રીને કબજે કર્યા, અને થીબોને પકડીને તેની સ્ત્રી સાથે રત્નાગિરીમાં કેદ રાખ્યો.

(૬) સિંધીઆ જીઆજીરાવને ગ્વાલીયરનો કિલ્લો પાછું આપ્યું ૧૮૮૬.

(૭) એજ સાલમાં હોલકર તુકાજી અને સિંધીઆ જયાજીરાવ મરી ગયા. હોલકરની ગાદી તેના કુંવર શિવાજીરાવને આપી, અને સિંધીઆનો કુંવર નાનો હોવાથી રાજકારભાર કરવા પંચ નીમ્યું.

(૮) અફગાનીસ્તાન અને રૂશીઆના રાજની સરહદ નક્કી કરવા બૌન્ડરી કમિશન નીમાયું.

(૯) દેશી રાજમાં ઇંગ્રેજ દીવાન આપવાનો ધારો કરી, ભોપાળમાં ઇંગ્રેજ દીવાન આપ્યો, અને નિઝામને પ્રાઇવેટ ઇંગ્રેજ સેક્રેટરી આપ્યો.

(૧૦) મહારાણીને રાજ્ય કરતાં ૫૦ વરસ થયાં; તેની ખુશાલીનો જ્યુબીલી ઓચ્છવ ગામે ગામ કર્યો. ૧૮૮૭

(૧૧) સિક્કીમનો રાજા અને તિબેટના લોકો, ઇંગ્રેજી પ્રજાને નુકસાન કરતા હતા; માટે ઇંગ્રેજ સરદાર ગ્રેહામે તિબેટ વાળાનો લિંગટુ કિલ્લો લઈ લીધો.

(૧૨) બર્માની લડાઇનું ખર્ચ પૂરૂ પાડવાને ઉપજ પર, ઇન્કમટેક્ષનાં અને મીઠાના કરમાં વધારો કર્યો.

(૧૩) કાળા પર્વતની પહાડી જાતે બે ઇંગ્રેજોને માર્યા, માટે ઇંગ્રેજ સરદાર મેક્ફ્રને તેઓને નરમ પાડ્યા.

(૧૪) બર્મા અને સિક્કીમની લડાઈના ખર્ચથી હિંદુસ્તાનને વધારે દેવાદાર કર્યો.

## લૉર્ડ લૅન્સડાઉન ૧૮૮૯ ૧૮૯૨.

(૧) સને ૧૮૮૮ ના ડિસેમ્બર માસમાં ડફ્રીન વિલાયત ગયો.

તેની જગા ઉપર લૉર્ડ લેન્સડાઉન આવ્યા.

(૨) બરમાના કારેન તાલુકાનો સાવલાન તોફાન કરીને રૈયત તથા રેસીડેન્ટને પજવતો હતો, માટે કર્નલ હારવી સાહેબે એની રાજધાની ઉપર હલ્લો કરી તેને નસાડી મુક્યો. અને રાજ ગાદી સાવલાનમાં હતી, તે સાવલાન તાબે કર્યું ૧૮૮૯.

(૩) ચિતાગાંગની નજીકની પહાડી જાતો, રૈયતને હેરાન કરતી હતી, માટે તે જાતોને નરમ પાડી. ૧૮૮૯,

(૪) એજ સાલમાં હિમાલયની શાખાની " નાગાહીલ " નામે જગ્યાની પહાડી જાતે તોફાન કર્યું, માટે તે જાતને નરમ પાડી.

(૫) એજ સાલમાં રાજ્ય ખટપટથી કાશમીરના મહારાજા પ્રતાપસિંહને ગાદીએથી પદભ્રષ્ટ કર્યા,

(૬) એજ સાલમાં કેસરે હિંદના પૌત્ર પ્રીન્સ આલ્બર્ટ વિક્ટર મુસાફરી માટે હિંદમાં આવ્યો તેમને રજવાડા તરફથી પુષ્કળ માન મળ્યું.

(૭) રૂસ શાહજાદા પ્રીન્સ નિકોલસ, હિંદુસ્તાનમાં મુસાફરી માટે આવ્યા ૧૮૯૦

(૮) સને ૧૮૯૧ ના ફેબ્રુઆરીમાં હિંદની વસ્તીના આંકડા ગણવામાં આવ્યા.

(૯) પુરૂષે, બાર વરસ તથા તેની અંદરની વયની બાળકી સાથે, સંસાર વ્યવહાર માંડવો નહીં, તે સબંધીનું રાહવટ બીલ થયું. ૧૮૯૧.

(૧૦) ઇંગ્લાંડના સંસ્થાઓમાં મજુરો પાસેથી થોડા કલાક કામ લેવાય છે, તેમ હિંદના સંસ્થામાં થોડા કલાક કામ લેવાનો ફેક્ટરી આક્ટ થયો.

(૧૧) મણીપુરના રાજાના ભાઈ ટીકેન્દ્રજીતે, મણીપુરમાં તરખટાટ મચાવ્યો; તે અટકાવવાને કમીશનર કવીન્ટમન ગયો, પણ તેને મારી નાંખ્યો, આ સમાચાર સાંભળીને જનરલ ગ્રેહામ અને જનરલ કલેર ચડાઈ કરી રાજાને પકડ્યો. ગવરનરે રાજાને દેશ નીકાલની અને ટીકેન્દ્રજીતને ફાંસીની સજા ફરમાવી.

(૧૨) વરસાદની અછતને લીધે બંગાળા, અજમેર અને બીજે કેટલેક ઠેકાણે દુકાળ પડ્યો.

(૧૩) કાશ્મીરના રાજા પ્રતાપસિંહને રાજ્ય સત્તા પાછી સોંપી.

(૧૪) મહારાણીના પૌત્ર પ્રીન્સ વિક્ટર દેવલોક પામ્યા.

(૧૫) આપણા દેશના માનવંતા, દાદાભાઈ નવરોજજી, ઇંગ્લાંડની પાર્લામેંટમાં મેમ્બર નીમાયા.

(૧૬) ટંકશાળમાં રૂપાપર છાપ મારવાની મના કરી.

(૧૭) સલાહ શાન્તિ માટે અબદુલરેમાન પાસે વકીલ મોકલ્યો.

(૧૮) હિંદુ અને મુસલમાનોએ મુંબાઇમાં તોફાન કર્યું, એ તોફાન મુશ્કેલીથી સમાવી દીધું.

(૧૯) "ધારસ સાહેબના હાથ નીચે અફીણની તપાસણી માટે કમિશન નિમાયું.

---

## એલજીન.

એલજીન—૧૮૯૩—લેન્સડાઉન પછી ગવરનર જનરલને હોદ્દે એલજીન પધાર્યા. એ બીજા વાઇસરાય જે, ૧૮૬૨ માં હતા, તેમના પૌત્ર(?)જી છે.

## ગવર્નર જનરલો.

| | |
|---|---|
| હેસ્ટીંગ્સ......૧૭૭૪-૧૭૮૫-૧૧ | મોઇરા. ...૧૮૧૪-૧૮૨૩-૯ |
| મેકફર્સન... ...૧૭૮૫-૧૭૮૬-૧ | આમ્હર્સ્ટ ...૧૮૨૩-૧૮૨૮-૫ |
| કાર્નવાલિસ.—...૧૭૮૬-૧૭૯૩-૭ | બેન્ટીક. ...૧૮૨૮-૧૮૩૫-૭ |
| સરજાનશોર ...૧૭૯૩-૧૭૯૮-૫ | મેટકાફ ...૧૮૩૫-૧૮૩૬-૧ |
| વેલેસલી... ...૧૭૯૮-૧૮૦૫-૭ | આકલાંડ. ...૧૮૩૬-૧૮૪૨-૬ |
| કાર્નવાલિસ(બી.)૧૮૦૫-૧૮૦૫-૦ | એલનબરો ૧૮૪૨-૧૮૪૪-૨ |
| બાર્લો... ......૧૮૦૫-૧૮૦૭-૨ | હારડિંગ ...૧૮૪૪-૧૮૪૮-૪ |
| મીન્ટો .........૧૮૦૭-૧૮૧૩-૬ | ડાલહુસી ...૧૮૪૮-૧૮૫૬-૮ |

## વાઇસરાય.

| | |
|---|---|
| કેનિંગ... ......૧૮૫૬-૧૮૬૧-૫ | લીટન.......૧૮૭૬-૧૮૮૦-૪ |
| એલજીન ... ...૧૮૬૨-૧૮૬૩-૧ | રીપન... ...૧૮૮૦-૧૮૮૪-૪ |
| લારેન્સ.........૧૮૬૪-૧૮૬૯-૫ | ડફરીન... ...૧૮૮૪-૧૮૮૮-૪ |
| મેયો... ... ...૧૮૬૯-૧૮૭૨-૩ | લેન્સડાઉન...૧૮૮૮-૧૮૯૩-૫ |
| નોર્થબ્રુક ... ...૧૮૭૨-૧૮૭૬-૪ | એલજીન...૧૮૯૩-થી હાલ છે. |

## બળવા

(૧) વેલોરનું બંડ—સરકાર જ્યાં મોકલે ત્યાં જઇ દેશી સિપાઇઓએ નોકરી કરવી. (૨) પલટણના માણસોએ દાઢી મુછ એક સરખાં રાખવાં. (૩) ગોળ ઘાટની પાઘડી બાંધવી (૪) કપાળમાં ટીલાં ટપકાં કરવાં નહિ આવા હુકમથી મદ્રાસના સિપાઇઓ, એવું સમજ્યા કે, ઇંગ્રેજો આપણને ખ્રીસ્તી કરવા ધારે છે; માટે સિપાઇઓએ ૧૧૩ ઇંગ્રેજોને કતલ કર્યા, તેવામાં બેલેરથી લશ્કર આવી પહોંચ્યો, તેણે ૧૮૦૬ માં એ બંડ ઝટપટ બેસાડી દીધું; વળી, તે

બંડનો વહેમ ટીપુના કુંવર સુલેમાન તથા ગુલામ મહમદ ઉપર આ-વ્યો; માટે તેમને કલકત્તામાં કેદ કર્યા.

**(૨) સુડતાળીસમી દેશી પલટણનો બળવો**—બ્રહ્મદેશનાં હવા પાણી રોગીષ્ટ હતાં, માટે બ્રહ્મી લડાઇ વખતે ઇંગ્રેજનાં ૨૦ હજાર માણસ મુઆં. ને ૧૪ કરોડ રૂ. નું ખર્ચ થયું. દેશી સિપાઇઓ એવું સમજવા લાગ્યા કે, બ્રહ્મી લોકો જાદુ જાણેછે, માટે ઇંગ્રેજનું લશ્કર મરી જાયછે આવા ખોટા વહેમથી બરાખપુરની સુડતાળીસમી દેશી પલટણે લડવા જવાનું ના પાડયું. ને બંડ કર્યું. માટે ઇંગ્રેજે તે પલટણના માણસોને જુદી જુદી તરેહની શિક્ષા કરી.

**(૩) ૧૮૫૭ ના બળવાનાં કારણ**—(૧) ઇંગ્રેજે અયોધ્યાનું રાજ્ય પોતાના રાજ્યમાં જોડી દીધું. તથા બીજાં દેશી રાજ્યો ખાલસા કર્યાં. (૨) દત્તપુત્ર લેવાનો હક બંધ કીધો. (૩) સરકારી નોકરો ખંધા વગરના હતા. તથા રાજ્ય ફેરફાર. (૪) દેશી સિપાઇઓએ, સરકાર મોકલે ત્યાં જઇ નોકરી કરવી. (૫) ટપાલ, તાર, રેલવે વગેરે નવાં નીકળવાથી અભણ લોકો એવું સમજવા લાગ્યા કે, આપણને ખ્રીસ્તી કરી વિલાયત લઇ જશે. (૬) બાજીરાવનો સરદાર અમીરખાં ઇંગ્લાંડ ગયો હતો, તેણે આવીને એવી બુમ ઠોકી કે, ઇંગ્રેજો ક્રીમીયાની લડાઇમાં હાર્યા, માટે નબળા છે. (૭) ઇંગ્રેજને રાજ્ય કરતાં ૧૦૦ વર્ષ થઇ ગયાં હતાં, તેથી કેટલાક જોષી લોકો ગ્રહ ગણિતપરથી કહેવા લાગ્યા કે, ઇંગ્રેજનું રાજ્ય જશે. (૮) લશ્કરમાં બુદ્ધિમાન લડવૈયાની ખોટ.

(૯) દિલ્હીના પાદશાહના કુંવરોને હિંદમાં ફરવાની છુટ આપી હતી, તેથી તેમણે રાજાઓને ઉશ્કેર્યા. (૧૦) સિપાઇઓ અને અમલદારો વચ્ચે અદેખાઇ (૧૧) બંદુકમાં દારૂ નાંખવાને ઠેકાણે

કારતુસો વાપરવાનો હુકમ દેશી સિપાઈઓને કર્યો. એ કારતુસો દાંત વડે ખોલવી પડતી. બળવો કરનાર લોકે એવી બુમ ઉડાડી કે, એ કારતુસોને ગાય અને ડુક્કરની ચરબી લગાવી છે, માટે સિપાઈઓને વટલાવવાની દેહેશત લાગી, તેથી તેમણે કારતુસો વાપરવાની ના પાડી.

(૧૧) સિપાઈઓએ દાઢી મુછ એક સરખાં રાખવાં; ટીલાં કરવાં નહિ, ચોકસ ઘાટની પાઘડી બાંધવી; વિગેરે હુકમ સિપાઈઓને કર્યા.

(૧૨) લોકો એવું કહેવા લાગ્યા કે, રશિયા ઇંગ્રેજ કરતાં જબરો છે, અને તેનો કટ્ટો વેરી છે, માટે તેનું રાજ્ય બંધ બેસે.

(૧૩) બંગાળાના સિપાઈઓ એમ ધારતા કે, અમારા વડે હિંદ ઇંગ્રેજોને કબજે રહેલો છે.—(૧૪) ઇંગ્રેજે ખ્રીસ્તી ધર્મનો ઉપદેશ, તેવેળા પહેલ વહેલો શરૂ કર્યો, તથા ખ્રીસ્તી શાળાઓ ઉઘાડી, તેથી લોકનાં મન નારાજ થયાં.

## અસરો ( નિશાનીઓ. )

ગ્રીક અસર—પ્રાચીન હિંદુ દેવળમાં, જે કોતરેલી કામ છે, તે ગ્રીક ઘાટનું છે-(૨) પ્રથમનાં બૌદ્ધ પૂતળાંના ચહેરા ગ્રીક ઘાટના છે. (૩) જ્યારે ગ્રીકલોક હિંદપર ચઢી આવ્યા, ત્યારે બ્રાહ્મણો તેમની પાસેથી ખગોળવિદ્યા શીખ્યા. (૪) લશ્કરી ક્વાયત ગ્રીક અસર છે (૫) શહેરનાં ચગટ અને બંદુકોની બનાવટપણું ગ્રીક અસર છે.

(૨) અનાર્ય અસર—દશરાને દિવસે સગડી પૂજવાનો ચાલ છે, તે અનાર્ય અસર જણાય છે. (૨) કોળાકોળુ અને નાળિએર ફોડવાની અસર એમની છે. (૩) અણઘડ પથ્થર અને લાકડાના ટુકડાને પૂજવાની અસર એ લોકની છે. (૪) દેવીને બકરાંનો ભોગ આપે છે. (૫) ૧૮૬૬ માં કલકત્તા પાસેના કાળીના દેવળમાં માથું કાપે-

હું પડયું હતું, તેમજ ઠુંગરી પાસેના દેવળમાં ફુલથી શણગારેલું માથું મુકયું હતું; એ આર્ય અસર જણાયછે.

**શકલોકની અસર**—(૧) નાગપૂજા અને લિંગપૂજા મધ્ય એશિયાના શક લોકની અસર છે (૨) કેટલાક પંડિતો અનુમાન કરે છે કે, જાટ લોકના, રજપૂતોના અને પે જાતના પૂર્વજો શાક લોકછે. (૩) કાઠીઆવાડની કાઠી પ્રજા શક લોકનો અવશેષ હોય, એવું અનુમાન પંડિતો કરેછે.

**બૌદ્ધ ધર્મની અસર**—હાલના ઓરિસાના ગઢો, શિલાદિત્યના બૌદ્ધ અપાસરા જેવા છે. (૨) કેટલાક સાહુકારો કુંડી ઉપર હકસાઈ લઇ, તેમાંનો કેટલોક ભાગ પાંજરા પોળોમાં વાપરેછે. (૩) વૈષ્ણવ ધર્મવાળા ગરીબોને આસરો આપેછે. (૪) બંગાળાનો પંડિત રાજેંદ્રલાલ કહેછે, કે જગન્નાથમાં રથ યાત્રાનો ઓચ્છવ, બૌદ્ધ વરઘોડાની અસર છે. (૫) દાન આપવાની તથા મુગાં પશુઓને પાળવાની, રીત બૌદ્ધધર્મની અસરછે. (૬) બ્રહ્મદેશની કેળવણીનો પાયો બૌદ્ધ મઠોને આધારે રચેલોછે. (૭) લોકોને માંસાહાર છોડાવી વનસ્પતિના આહારી કર્યા,

**મુસલમાનોની અસર**—(૧) સ્ત્રીઓને ઓઝલ પડદે રાખવાનો રીવાજ મુસલમાનોની અસર છે. (૨) નાતોમાં વિભાગ પડયા. (૩) કન્યા આપવા, લેવાનો ધારો બીજા દેશો સાથે બંધ પડયો. (૪) પુસ્તકોની આફત. (૫) વિદ્યાકળાની પડતી થઇ.

## હિંદપર પરદેશી હુમલા.

### મુસલમાની રાજ્ય થતા પહેલાં પરદેશી હુમલા.

(૧) આસિરિયાની સેમેરામિસ રાણીએ ઇ૦ સ૦ પુ૦ ૧૯૦૦ માં હિંદપર સ્વારી કરી. પણ તેને યુધિષ્ઠિરના વંશજોએ હરાવી.

(૨) મિસર દેશનો સિસોસ્ત્રિસ ઇ૦ સ૦ પુ૦ ૧૩૦૮ માં ગં-ગધપર ચડી આવ્યો; પણ તેને સહદેવના વંશજોએ હાંકાવ્યો.

(૩) ઇરાન દેશનો પારસી રાજા દારા (દરવેશ ગુસ્તાસ્પ) પં-જાબપર ઇ૦ સ૦ પુ૦ ૫૧૮ માં ચડી આવ્યો; તેણે પંજાબનો કે-ટલોક મુલક તાબે કરી ત્યાં પોતાનો સૂબો નીમ્યો.

(૪) ગ્રીસ દેશના મહાનસિકંદરે (આલેકઝાન્ડરે) પંજાબના રા-જા પોરસ ઉપર ઇ૦ સ૦ પુ૦ ૩૨૭ માં ચડાઇ કરી; તેમાં તેણે કે-ટલીક જગ્યાઓ થાણાં બેસાડયાં.

(૫) સિકંદરના સરદાર સેલ્યુકસે ઇ૦સ૦પુ૦ ૩૧૨ માં ચંદ્રગુપ્ત ઉપર ચડાઇ કરી; પણ છેવટે બંને વચ્ચે સંધિ થઇ.

(૬) બાક્ટ્રિઆ (બલ્ખ)ના ગ્રીક લોકે ઇ૦ સ૦ પુ૦ ૧૮૧ થી ૧૬૧ સુધી પંજાબપર સ્વારી કરી કેટલોક મુલક મેળવ્યો.

(૭) શક કે સિથિયન કે હુણ લોકોએ ઇ૦સ૦પુ૦૧૦૦ થી તે ઇ સ૦ ૫૦૦ સુધીમાં સિંધપર હુમલા કરી. જગાએ રાજ્ય સ્થાપ્યું.

(૮) ઇ૦ સ૦ ૬૩૬ માં ઉમરે ભરૂચપર સ્વારી કરી; પણ તેમાં એનો હાર થઇ.

(૯) ૬૬૨ અને ૬૬૪ માં મુસલમાનોએ સિંધપર સ્વારી કરી, પણ તેમાં તેઓ હાર્યા.

(૧૦) મહમદ કાસમે ૭૧૨ માં સિંધપર ચડાઇ કરી. તેમાં તે-નું માથું રજપૂતોએ કાપી નાખ્યું.

(૧૧) સબક્તગીને ૯૭૭ માં પંજાબપર સ્વારી કરી; ત્યાંના રાજાને હરાવ્યો.

(૧૨) મહમદગીજનીએ ૧૦૦૧ થી ૧૦૨૪ સુધીમાં હિંદપર ૧૭ સ્વારીઓ કરી ઘણો મુલક મેળવ્યો.

(૧૩) શાહબુદ્દીન ઘોરીએ ૧૧૭૬ થી ૧૨૦૩ સુધીમાં હિંદ-પર ૯ સ્વારીઓ કરી ઘણો મુલક મેળવ્યો.

## હિંદમાં મુસલમાની રાજ્ય થયા પછી પરદેશી હુમલા—

(૧૪) ૧૨૧૭ માં જંગીસખાં સિંધુ સુધી આવી પાછો ગયો.

(૧૫) મુગલોએ ૧૨૪૭ થી ૧૩૦૪ સુધીમાં હિંદપર સાત હલ્લા કર્યા, પણ તેમાં તેઓ હાર્યા.

(૧૬) તૈમુરે ૧૩૯૮ માં દિલ્હી ઉપર ચડાઇ કરી ત્યાંના રાજા મહમદ તઘલખ છેલ્લાને હરાવ્યો.

(૧૭) બાબરે ૧૫૨૬માં દિલ્હીના બાદશાહ ઇબ્રાહીમને હરાવ્યો.

(૧૮) નાદિરશાહે ૧૭૩૯ માં દિલ્હીપર ચડાઇ કરી ઘણો પૈસો મેળવ્યો.

(૧૯) અહમદશાહ અબદાલીએ ૧૭૪૭–૫૨–૫૬–૫૯–૬૧ માં હિંદપર પાંચ સ્વારીઓ કરી કેટલોક મુલક મેળવ્યો.

## કંપનીના પટામાં ફેરફાર.

(૧) અકબરના વખતમાં ઇલીઝાબેથ રાણીએ કંપનીને ૧૬૦૦ માં વેપાર કરવાનો પરવાનો આપ્યો.

(૨) ઇંગ્લાંડની પાર્લામેંટે ૧૭૭૩ માં રેગ્યુલેટીંગ એક્ટનો ધારો મંજુર કર્યો. તેમાં નીચેની કલમો હતી. (૧) કંપનીએ દરવરસે ઇંગ્લાંડમાં ૪૦ લાખ રૂ. ભરવા (૨) કલકત્તાના ગવર્નરને ગવર્નર જનરલનો હોદ્દો આપવો. (૩) ગવર્નર જનરલને મદદ આપવા માટે ચાર કૌન્સીલરો આપવા, (૪) કલકત્તામાં મોટી અદાલત સ્થાપવી, અને તેમાં એક મોટો અને ત્રણ મદદગાર જડજ નીમવા. (૫) ચાર જડજોની નિમનોક ઇંગ્લાંડનો રાજા કરે. (૬) સરકારી અમલદારે કોઇ પાસેથી બક્ષીસ લેવી નહિ (૭) સરકારી નોકરે કોઇ પણ

જાતનો વેપાર કરવો નહિ.

(૩) પીટના બાબતમાં નીચેનો સુધારો થયો. (૧) કલકત્તાની કૌન્સિલમાંથી એક મેમ્બર કમી કરી, મુંબઈ અને મદ્રાસના ગવર્નરોને પણ એક એક કૌન્સિલ આપવી. (૨) ઇંગ્લાંદના રાજાએ બૉર્ડ ઑફ કંટ્રોલ નામે નવો મંડળી સ્થાપવી; અને એ મંડળીના માણસો કૉર્ટઑફ ડારેક્ટરના કામપર દેખરેખ રાખે, તથા તેમનાં અઘટિત કામો અટકાવી શકે.

(૪) લૉર્ડ કાર્નવાલીસના વખતમાં દરેક ઇંગ્રેજ વેપારીને ત્રણ હજાર ટન સુધીનો વેપાર કરવાનો પરવાનો મળ્યો.

(૫) મિન્ટોના વખતમાં ૧૮૧૩ માં સુધારો થયો. (૧) કંપનીના પટાની મુદતમાં ફેરફાર કર્યો. (૨) હિંદુસ્તાનમાં બધા ઇંગ્રેજોને વેપાર કરવાનો પરવાનો મળ્યો. (૩) લશ્કરની રાખવામાં વધારો કર્યો.

(૬) લૉર્ડ બેન્ટીકના વખતમાં સુધારો થયો. (૧) પટાની મુદત પુરી થવાથી તપાસ ચાલી. (૨) બધી પ્રજાને હિંદ અને ચીનમાં વેપાર કરવાનો પરવાનો મળ્યો. (૩)રાજ્ય વહીવટ કંપનીને સોંપ્યો.

(૭) લૉર્ડ ડલહુસીના વખતમાં કેટલોક ફેરફાર થયો (ડલહુસીની વાત તપાસો.)

(૮) લૉર્ડ કેનીંગના વખતમાં આટલીવાર ફેરફાર થયા. તેમાં રાણીના નામના સિક્કા પાડવાનો ઠરાવ થયો.

---

## સલાહો ( તહનામાં કે કોલકરાર)

૧. બિહાર--ઇ૦ સ૦ ૩૧૨ માં ચંદ્રગુપ્ત અને સેલ્યુકસ વ-

વચ્ચે. (૧) સેલ્યુકસે કાબુલનો બીજુનો મુલક તથા પંજાબ ચંદ્રગુપ્તને વેચાણ આપ્યાં. (૨) પોતાની કન્યા ચંદ્રગુપ્તને આપી.

૨. **ગીજની**—ઈ૦ સ૦ ૯૮૭ માં જયપાળ અને સબક્તગીન વચ્ચે (૧) જયપાળે સબક્તગીનને ૫૦ હાથી આપ્યા. (૨) અઢીલાખ રૂપિયા ગિજની પહોંચાડવાનું વચન આપ્યું.

૩. **ઇસ્પહાન**—૧૫૪૬ માં ઇરાનના રાજા તમસ્પને હુમાયુ વચ્ચે તમસ્પે શિયાપંથ પાળવાની સરતે હુમાયુને મદદ માટે ૧૪ હજાર સ્વાર આપ્યા.

૪. **અહમદનગર**—૧૫૯૫ માં મુરાદ ને ચાંદબીબી વચ્ચે. ચાંદબીબીએ મુરાદને વરાડ પ્રાંત આપ્યો.

૫. **ભોપાળ**—૧૭૩૬ માં બાજીરાવ ને નિઝામ વચ્ચે. નિઝામે માળવા તથા ચંબલ પાસેનો મુલક અને ૫૦ લાખ રૂપિયા દિલ્હીના પાદશાહ પાસેથી બાજીરાવને અપાવવાનું વચન આપ્યું.

૬. **એલાશાપેલ**—૧૭૪૮ માં ઇંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે. આ સલાહ યુરોપમાં થઇ. (૧) એક બીજાનું લીધેલું રાજ્ય પાછું આપવું. (૨) સંપસંપીને રહેવું. (૩) હિંદુસ્થાનમાં બંને પ્રજાએ લડવું નહિ.

૭. **મદ્રાસ**—૧૭૫૪ માં ફ્રેન્ચ અને ઇંગ્રેજ વચ્ચે. (૧) એક બીજાનો જીતેલો મુલક પાછો સોંપવો. (૨) દેશી રાજ્યના ઝઘડામાં પડવું નહિ. (૩) નવાબ તથા નિઝામને એક બીજાએ કબુલ રાખવા.

૮. **કલકત્તા**—૧૭૫૭ માં સુરાજઉદ્દૌલા અને ક્લાઇવ વચ્ચે (૧) નવાબે કલકત્તાનો કિલ્લો બાંધવાની પરવાનગી આપવી (૨) બંગાળાનાં થાણાં ઇંગ્રેજને સોંપવાં (૩) ઇંગ્રેજી માલનું હાંસલ માફ કરવું. (૪) કંપનીને નુકસાનીનો બદલો આપવો.

૯. **પુના**—૧૭૬૮ માં નિજામ અને માધવરાવ પેશ્વા વચ્ચે, (૧) નિજામે ૩૨ લાખ રૂપિયા પેશ્વાને આપવા. (૨) એક બીજાને અરસપરસ મદદ કરવી.

૧૦ **મદ્રાસ**—૧૭૬૯ માં હૈદર અને ઇંગ્રેજ વચ્ચે (૧) એક બીજાનો જીતેલો મુલક પાછો સોંપવો (૨) સંકટ વખતે એક બીજાને મદદ આપવી.

૧૧. **સુરત**—૧૭૭૫ માં રાઘોબાને મુંબાઈસરકાર વચ્ચે (૧) રાઘોબાએ વસાઇ ને સાષ્ટીબેટ મુંબાઇ સરકારને આપવા.

૧૨. **પુરંધર**—૧૭૭૬ માં પેશ્વા અને ઇંગ્રેજ વચ્ચે (૧) જો ઇંગ્રેજો રાઘોબાનો પક્ષ ન પકડે, તો પેશ્વાએ વસાઇ અને સાષ્ટીબેટ ઇંગ્રેજને આપવા.

૧૩. **વાડગામ**—૧૭૭૯ માં પેશ્વા અને ઇંગ્રેજ વચ્ચે (૧) ઇંગ્રેજોએ પેશ્વાનો લીધેલો મુલક પાછો આપવો. (૨) ભરૂચ સિંધીઆને આપવું. (૩) આ સરતો પાળતા સુધી બે ઇંગ્રેજો પેશ્વાને કબજે આપવા.

૧૪. **સાલબાઈ**—૧૭૮૨ માં મરેઠા ને ઇંગ્રેજ વચ્ચે. (૧) પેશ્વાએ રાઘોબાને ૨૫ હજારનો પગાર આપવો; અને તેની મરજીમાં આવે, ત્યાં રહેવા દેવો. (૨) ઇંગ્રેજને વસાઇ તથા સાષ્ટી આપવા (૩) ઇંગ્રેજ અને પોર્તુગીજ સિવાય બીજી કોઈ યુરોપી પ્રજાને મરેઠી રાજ્યમાં પેસવા દેવી નહિ.

૧૫. **મેંગલોર**— ૧૭૮૪ માં ઇંગ્રેજ અને ટીપુ વચ્ચે. (૧) ઇંગ્રેજ તરફના કેદીઓને છોડી દેવા. (૨) સંપસંપીને રહેવું. (૩) એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો.

૧૬. **સિરંગાપટામ**—૧૭૯૨ ઇંગ્રેજ અને ટીપુ વચ્ચે. (૧)

ટીપુએ ત્રણુ કરોડ રૂપિઆ તથા અરધુ રાજ્ય ઇંગ્રેજને આપવું. (૨) ૩૦ લાખ રૂપિયા મરેઠાને આપવા. (૩) ગજકોટા અને કડપા નિજામને આપવાં. (૪) ઇંગ્રેજ બંધીવાનોને છોડી મુકવા. (૫) આ સરતો પાળતા સુધી ટીપુના કુંવરને ઇંગ્રેજ છાવણીમા રાખવા.

૧૭ હૈદ્રાબાદ—૧૭૯૮ માં ઇંગ્રેજ તથા નિજામ વચ્ચે. (૧) નિજામે ફ્રેન્ચ અધિકારીઓને કાઢી મુકવા. (૨) નિજામે પોતાને ખર્ચે ઇંગ્રેજ સૈન્ય રાખવું. (૩) ઇંગ્રેજ સિવાયની બીજી યુરોપી પ્રજાને પોતાના રાજ્યમાં રાખવી નહિ.

૧૮ હૈદ્રાબાદ—૧૮૦૧ માં ઇંગ્રેજ તથા નિજામ વચ્ચે (૧) નિજામે લશ્કરના ખર્ચને પેટે બાલાઘાટ પ્રાંત આપવો;

૧૯ અયોધ્યા— ૧૮૦૧ માં ઇંગ્રેજ તથા નવાબ વચ્ચે(૧) નવાબે ઇંગ્રેજને વાયવપ્રાંત આપવો; અને તેના બદલામાં ઇંગ્રેજે નવાબનું રક્ષણ કરવું.

૨૦ વસાઇ—૧૮૦૨ માં ઇંગ્રેજ તથા બાજીરાવ વચ્ચે. (૧) બાજીરાવે ઇંગ્રેજ છાવણી પુનામાં રાખવી, (૨) તેના ખર્ચ બદલ ૨૬ લાખ રૂપિઆ ઇંગ્રેજને આપવા, (૩) ઇંગ્રેજ સિવાયની બીજી યુરોપી પ્રજાને પોતાના રાજ્યમાં રાખવી નહિ, (૪) સુરત તથા તેની આજુબાજુના મુલક ઉપરથી પેશ્વાએ હક ઉઠાવવો, (૫) બીજાં રાજ્ય સાથેના વાંધા ઇંગ્રેજ મારફત પતવવા. (૬) ઇંગ્રેજના મિત્ર થઈ રહેવું.

૨૧ દેવગામ—૧૮૦૩ માં ઇંગ્રેજ તથા ભોંસલા વચ્ચે (૧) વર્ધા નદીની પાસેનો કેટલોક મુલક ઇંગ્રેજને આપવો. (૨) ઇંગ્રેજની અદેખાઇ કરનારી યુરોપી પ્રજાને કાઢી મુકવી, (૩) નિજામ અને પેશ્વા વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત પતવવા.

૨૨ **સરજીઅંજે**—૧૮૦૩ માં ઇંગ્રેજ અને સિંધીયા વચ્ચે. (૧) ગંગા જમના વચ્ચેનો મુલક દુઆબ, જેપુર, જોધપુર અને ગોહદનો મુલક ઇંગ્રેજને આપવો, (૨) પરરાજ્ય વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત પતવવા, (૩) ઇંગ્રેજના મિત્રો ઉપર કંઈ પણ દાવો કરવો નહિ.

૨૩ **ભરતપુર**—૧૮૦૫ માં ઇંગ્રેજ અને ભરતપુરના રાજા વચ્ચે, (૧) ભરતપુરના રાજાએ ૨૦ લાખ રૂપિઆ ઇંગ્રેજને આપવા. (૨) હોલકર સાથેનો સંબંધ તોડી નાંખવો. (૩) દિગ ઇંગ્રેજોને પાછું આપવું. (૪) ભરતપુરનો રાજા ઇંગ્રેજનો મિત્ર થઇને રહે, તો દિગ તેને પાછું સોંપવું.

૨૫. **રાયપુર ઘાટ**—૧૮૦૫ માં ઇંગ્રેજ અને હોલકર વચ્ચે. (૧) હોલકરે ચંબલ નદીના મુલક ઉપર રાખવો નહિ. (૨) બીજી યુરોપી પ્રજાને પોતાના રાજ્યમાં પેસવા દેવી નહિ. (૩) ઇંગ્રેજે હોલકરનો મુલક પાછો આપવો.

૨૬. **સેગાઉલીન**—૧૮૧૬ સંપ્રા અને ઇંગ્રેજ વચ્ચે ૧ સિકીમના રાજાનો મુલક પાછો આપવો. (૨) સિમલા ઇંગ્રેજને આપવું. (૩) ખટમંડુના રાજ્યમાં રેસીડેન્ટ રાખવો. (૪) બીજી યુરોપી પ્રજાને પોતાના રાજ્યમાં રાખવી નહિ.

૨૭ **કચ્છ**—૧૮૧૯ માં લૉર્ડ હેસ્તીંગ્સ અને લધુભાની બી વચ્ચે. (૧) ભારમલજીના નામથી ઇંગ્રેજને રાજ્ય સોંપવું. (૩) કચ્છમાં ઇંગ્રેજી સૈન્ય રાખવું. (૪) પરરાજ્યો વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત સુદ્ધવા.

૨૮ **પુના**—૧૮૧૭ માં ઇંગ્રેજ તથા પેશ્વા વચ્ચે (૧) પેશ્વાએ કેટલોક મુલક ઇંગ્રેજી સૈન્યના ખર્ચ બદલ આપવો. ૨ પરરાજ્યો

વચ્ચેનો વ્યવહાર ઇંગ્રેજ મારફત રાખવો.

૨૯. અજેસર—૧૮૧૭ ઇંગ્રેજ તથા હોલકર વચ્ચે. હોલકરે ઇંગ્રેજી સૈન્ય પોતાના મુલકમાં રાખવું. (૨) સાતપુડા નજીકનો મુલક ઇંગ્રેજને આપવો. (૩) રજપૂત રાજ્યો પાસેથી ઇંગ્રેજે ખંડણી લેવી નહિ. (૪) પિંઢારાને મદદ આપવી નહિ.

૩૦ ઇંદોર—૧૮૧૮ માં ઇંગ્રેજ અને બાજીરાવ વચ્ચે (૧) બાજીરાવને ૮ લાખનું વર્ષાસન બીઠુરમાં પહોંચાડવું. (૨) બાજીરાવનાં ધર્માદા વર્ષાસન ચાલું રાખવાં. (૩) બાજીરાવના કુટુંબને બીઠુરમાં પહોંચાડવું.

૩૧ યાન્દાબા—૧૮૨૬ માં ઇંગ્રેજ અને બ્રહ્મી રાજા વચ્ચે. (૧) આસામ, આરાકાન, અને તિનાસરીમ ઇંગ્રેજને આપવાં. (૨) બ્રહ્મી રાજાએ લડાઈના ખર્ચ બદલ એક કરોડ રૂ. ઇંગ્રેજને આપવા. (૩) બ્રહ્મી રાજાએ જુટીઆ ઉપરથી હાથ ઉઠાવવો.

૩૩. ત્રણ પક્ષની સંધિ—૧૮૩૮ માં ઇંગ્રેજ અને રણજીતસિંહ વચ્ચે (૧) શાહસુજાને ગાદી અપાવવામાં મદદ આપવી. (૨) ઇંગ્રેજના મિત્ર થઈ રહેવું. (૩) પરરાજ્યો વચ્ચેના વાંધા ઇંગ્રેજ મારફત પતવવા.

૩૪. ગ્વાલિયર—૧૮૪૩ માં ઇંગ્રેજ અને સિંધિયા વચ્ચે. (૧) મહારાજા મોટી ઉંમરના થાય ત્યાંસુધી પંચ કારભાર ચલાવે (૨) સિંધિયાનું લશ્કર ઘટાડવું. (૩) રેસીડેન્ટની સલાહ પ્રમાણે કારભાર ચલાવવો (૪) સીંધીયાની મા તારાબાઈએ ત્રણ લાખનું વર્ષાસન લઇ દૂર રહેવું. (૫) સિંધીયાએ ઇંગ્રેજનું દેવું જલદી પતાવવું

૩૫. લાહોર—૧૮૪૬ માં ઇંગ્રેજ અને શીખ વચ્ચે. (૧) સતલજ અને બીઆસ વચ્ચેનો મુલક ઇંગ્રેજને આપવો (૨) લડા-

ઈના ખર્ચ બદલ દોઢ કરોડ રૂપિયા ઇંગ્રેજને આપવા. (૩) ઇંગ્રેજ લશ્કર લાહોરમાં રાખવું. (૪) દુલિપસિંહ મોટી ઉમરનો થાય, ત્યાં-સુધી રેસીડેન્ટની મદદથી પંચ કારભાર કરે.

૩૬. હૈદ્રાબાદ—૧૮૫૩ માં ઇંગ્રેજ અને નિઝામ વચ્ચે. ઇંગ્રેજ સૈન્યના ખર્ચ બદલ વરાડ ઉપરથી નિઝામે હાથ ઉઠાવવો.

૩૭ રંગુન—૧૮૫૨ માં બ્રહ્મી રાજા અને ઇંગ્રેજ વચ્ચે (૧) બ્રહ્મી રાજાએ ઇંગ્રેજ તરફના કેદીઓને છોડી મુકવા. (૨) પેગુ ઇંગ્રેજને આપવો.

૩૮. પેરી—૧૮૫૭ માં ઇંગ્રેજ અને ઇરાની શાહની વચ્ચે ઇરાની શાહે અફગાનીસ્તાનના નાકા ઉપરથી હક ઉઠાવવો.

૩૯. દ્વાર પગણાની—૧૮૬૪ ઇંગ્રેજ અને ભૂતાનના રાજા વચ્ચે. ભૂતાનના રાજાને ઇંગ્રેજે ૨૫ હજાર રૂ. આપી દ્વાર પ્રગણા તાબે કર્યું.

૪૦ ગંદામક—૧૮૭૯ માં ઇંગ્રેજ અને યાકુબખાં વચ્ચે (૧) કાબુલ, કુરમ અને બોલનઘાટનો મુલક ઇંગ્રેજને આપવો. (૨) કાબુલમાં લશ્કર તથા રેસીડેન્ટ રાખવો. (૩) પરરાજ્યો સાથેના પત્ર ઇંગ્રેજ મારફત મોકલવા.

## હિંદુસ્તાનમાં થયેલી લડાઇઓ.

| જગાનું નામ | સાલ | પરિણામ. |
|---|---|---|
| (૧) પાણીપત (૧) | ઈ૦સ૦ પૂ૦ ૫૦૦૦ | પાંડવોએ કૌરવોને હરાવ્યા |
| (૨) જેલમ | ઈ૦ સ૦ પૂ૦ ૩૨૭ | સિકંદરે પોરસને હરાવ્યો. |
| (૩) પેશાવર | ઈ૦ સ૦ ૧૦૦૭ | રાજપુતોને જયપાળને હરાવ્યો. |
| (૪) સોમનાથ | ૧૦૨૪ | મહમુદ ગીઝનીએ ભીમદેવને હરાવ્યો. |

| | | |
|---|---|---|
| (૫) થાણેશ્વર | ૧૧૯૧ | પૃથુરાજે શાહબુદીનને હરાવ્યો |
| (૬) પાણીપત (૨) | ૧૧૯૩ | શાહબુદીને પૃથુરાજને હરાવ્યો |
| એલીચપુર | ૧૨૯૩ | અલાઉદીન ખીલજીએ રામદેવને હરાવ્યો |
| પાણીપત (૩) | ૧૫૨૬ | બાબરે ઇબ્રાહીમ લોદીને હરાવ્યો. |
| સીકરી | ૧૫૨૭ | બાબરે સંગ રાણાને હરાવ્યો. |
| બકસર (૧) | ૧૫૩૯ | શેરશાહે હુમાયુને ,, |
| કનોજ | ૧૫૪૦ | ,, ,, ,, |
| પાણીપત (૪) | ૧૫૫૬ | બેહરામે હીમુને ,, |
| તાલીકોટનો સંગ્રામ. | ૧૫૬૫ | ગોવળકોન્ડાના રાજાએ વિજયનગરના રાજાને હરાવ્યો. |
| કાશી | ૧૬૫૭ | દારાએ સુજાને હરાવ્યો. |
| આગ્રા (૧) | ૧૬૫૭ | ઔરંગજેબે દારાને ,, |
| ઉજ્જન | ૧૬૫૭ | મોરાદ તથા ઔરંગજેબે જશવંતસિંહને હ. |
| કજવા | ૧૬૫૯ | ઔરંગજેબે સુજાને હરાવ્યો. |
| આગ્રા (૨) | ૧૭૦૭ | મુઆજીમે આજીમને ,, |
| હૈદ્રાબાદ | ૧૭૦૮ | મુઆજીમે કામબક્ષને ,, |
| આગ્રા (૩) | ૧૭૧૩ | ફરૂખશિરે જહાંદારશાહને હ૦ |
| શાહપુર | ૧૭૨૦ | નિઝામે સૈયદ આબદલાને હ૦ |
| શકર | ૧૭૨૪ | નિઝામ ઉલમુલ્ક મુબારકખાંને હરાવ્યો. |
| વડોદરા | ૧૭૩૧ | બાજીરાવે ધભારીને હરાવ્યો. |
| ડભોઈ | ૧૭૩૪ | બાજીરાવપેશ્વાએ ત્રિંબકરાવ ડાભાડેનેહરાવ્યો. |
| ભોપાળ | ૧૭૩૬ | બાજીરાવ પીશ્વાએ નીજામને હરાવ્યો. |
| કર્નાલ | ૧૭૩૮ | નાદિરશાહે મુગલોને હરાવ્યા. |
| આમ્બુર | ૧૭૪૧ | મરેઠાએ કર્ણાટકના નવાબ દોસ્તઅલીને માર્યો. |
| મદ્રાસ | ૧૭૪૬ | ફ્રેન્ચે કર્ણાટકના નવાબને હરાવ્યો. |
| સરહિંદ | ૧૭૪૭ | મુગલોએ અહમદ દુરાનીને હરાવ્યો. |
| ત્રિચિનાપલ્લી | ૧૭૫૦ | નાસિરજંગે મુજફરજંગને હરાવ્યો. |
| આમ્બુર (૨) | ૧૭૬૦ | ડુપ્લીએ અન્વરૂદીનને હરા૦ |

આર્કોટ ૧૭૫૧ ક્લાઇવે રાજાસાહેબને હરા૦
આર્ની ૧૭૫૧ ,, ,, ,,
કાવેરીપાક ૧૭૫૨ ,, ,, ,,
બાહુર ૧૭૫૨ મેજરલારેન્સે ફ્રેન્ચોને હરા૦
પ્લાસી ૧૭૫૭ ક્લાઇવે સુરાજઉદ્દૌલાને હરા૦
કન્ડોર ૧૭૫૮ કર્નલ ફોર્ડે ફ્રેન્ચને હરા૦
ચીન્સુરા ૧૭૫૯ કર્નલફોર્ડે વલંદાને હરા૦
વાંદેવાસ ૧૭૬૦ સરઇકુટે ફ્રેન્ચ સરદાર લાલી તથા બુસીને હ.
ઉદગીર ૧૭૬૦ સદાશીવરાવે નીઝામને હરા૦
પાણીપત (૫) ૧૭૬૧ અહમદદુરાનીએ મરેઠાને હરા૦
પટણા (૧) ૧૭૬૧ મેજરકર્નાકે બાદશાહ શાહઆલમને હરા૦
ઘેરીઆ ૧૭૬૩ મિ૦ આદમ્સે મીરકાસમને હરા૦
ઉધાનાળા ૧૭૬૩ ,, ,,
કતવા ૧૭૬૭ અંગ્રેજે મીરકાસમને હરા૦
પટણા (૨) ૧૭૬૪ કર્નાકે મીરકાસમ સુજા૦ને શાહઆલમ હ૦
બક્સર (૨) ૧૭૬૪ મેજર મનરોએ ઉપરના ત્રણે રાજાને હ.
કોરા ૧૭૬૫ અંગ્રેજે સુજાઉદ્દૌલાને હરા૦
કાલ્પી ૧૭૬૬ કર્નાકે સુજાઉદ્દૌલા તથા મરેઠાને હરા૦
ચંગામ ૧૭૬૭ કર્નલ સ્મીથે હૈદરને હરા૦
ત્રિનોમાલી ૧૭૬૭ ,, ,, ,,
આમ્બુર (૩) ૧૭૬૭ ,, ,, ,,
ચેરકુલી ૧૭૭૨ માધવરાવ પેશ્વાએ હૈદરને હરા૦
કટરા(રામપુર)૧૭૭૪ અંગ્રેજ સરદાર કર્નલચેમ્પિયને રોહિ૦ હ૦
આરાસ ૧૭૭૫ અંગ્રેજ સરદાર કીટિંગે મરેઠાને હરા૦
તલેગામ ૧૭૭૯ અંગ્રેજ સરદાર કોકબર્ને મરેઠાને હરા૦
પોલીલાર ૧૭૮૦ હૈદરે કર્નલબેલીને હરા૦
ચીલાંબરમ ૧૭૮૧ હૈદરે સર આ૦ કુટને હરા૦
પોર્ટોનોવા ૧૭૮૧ સર આ૦ કુટે હૈદરને હરા૦
પોલીલોર(૨)૧૭૮૧ ,, ,, ,,
શોલીંગર ૧૭૮૧ ,, ,, ,,

પનીઆની ૧૭૮૨ મેજર એબિંગ્ટને ટીપુને હરા૦
કોલેરૂન ૧૭૮૨ ટીપુએ બ્રથવીને હરા૦
આગ્રા (૪) ૧૭૮૫ સિંધીઆએ મરેઠાને હરા૦
સીમોગા ૧૭૯૧ લોર્ડ કાર્નવાલીસે ટીપુને હરા૦
આરીકેરા ૧૭૯૧ ,,
આજમેર ૧૭૯૨ સિંધીઆએ હોલકરને હરા૦
કુર્દલા ૧૭૯૫ મરેઠાએ નીઝામને હરા૦
માલવેલી ૧૭૯૯ જનરલ હારિસે ટીપુને હરા૦
સદાસીર ૧૭૯૯ ,, સ્ટુઆર્ટ ,,
શ્રીરંગપટણ ૧૭૯૯ ,, બેયર્ડ ,,
ઇંદોર ૧૮૦૧ દોલતરાવ સિંધીઆએ હોલકરને હરા૦
પુના (૧) ૧૮૦૧ જશવંતરાવ હોલકરે પેશ્વાને હરા૦
પુના (૨) ૧૮૦૨ જશવંતરાવ હોલકરે પેશ્વા તથા સિં-
ધીઆને હરાવ્યો.
આસાઈ ૧૮૦૩ જનરલ વેલ્સલીએ દોલતરાવ તથા રઘુજી ભોં-
સલે ને હરા૦
આલીગઢ ૧૮૦૩ લોર્ડલેકે મરેઠાને હરા૦
દિલ્હી ૧૮૦૩ લોર્ડલેકે સિંધીઆને હરા.
લાસવારી ૧૮૦૩ ,, ,, ,,
આરગામ ૧૮૦૩ લોર્ડ વેલ્સલીએ સિંધીઆ તથા ભોંસલાને હરા૦
ગાવિલગઢ ૧૮૦૩ લોર્ડ વેલ્સલીએ મરેઠાને હરાવ્યા.
આગ્રા (૫) ૧૮૦૩ લોર્ડ લેકે મરેઠાને ,,
મુકંદ્રા ૧૮૦૪ અંગ્રેજે હોલકરને ,,
દિલ્હી ૧૮૦૪ અંગ્રેજે હોલકરને ,,
ડિગગઢ ૧૮૦૪ ફ્રેઝર તથા મોનસને હોલકરને હરાવ્યો.
ફરૂકાબાદ ૧૮૦૪ લોર્ડ લેકે હોલકરને હરાવ્યો.
ભરતપુરનો ઘેરો ૧૮૦૫ લોર્ડ લેકે લશ્કર ઘેર્યું પણ જીતાયું નહિ
માલુન ૧૮૧૫ જનરલ ઓક્ટરલોનીએ ગુર્ખાને હરા૦
મકવાનપુર ૧૮૧૬ ,, ,, ,,
હરિહરપુર ૧૮૧૬ ,, ,, ,,

| | |
|---|---|
| ખડકી | ૧૮૧૭ કર્નલબરે બાજીરાવને હરા૦ |
| સિતાબલ્ડી | ૧૮૧૭ અંગ્રેજે ગરેહા આપાસાહેબને હરા૦ |
| કોરેગામ | ૧૮૧૭ કપ્તાન સ્ટાન્ટને બાજીરાવને ,, |
| નાગપુર | ૧૮૧૭ જનરલ ડોવેટે આપાસાહેબને ,, |
| જબલપુર | ૧૮૧૭ જનરલ હાર્ડીંગે ,, ,, |
| મહીદપુર | ૧૮૧૭ હીસલોપ તથા માલ્કમે હોલકરને,, |
| આષ્ટી | ૧૮૧૮ જનરલ સ્મીથે બાજીરાવના સરદાર બાપુ ગોખલેને હરાવ્યો. |
| રંગુન | ૧૮૨૪ કેમ્પબેલે બ્રહ્મીઓને હરાવ્યા. |
| પ્રોમ | ૧૮૨૫ ,, ,, ,, |
| પગામ | ૧૮૨૫ |
| ભરતપુરનો ઘેરો (૨) | ૧૮૨૭ લોર્ડ કોમ્બરમીઅરે ગઢ જીત્યો. |
| હેરાત | ૧૮૩૭ અંગ્રેજે ઈરાની શાહને હરાવ્યો. |
| પરવાન | ૧૮૩૭. સર રોબર્ટ સેલે દોસ્ત મહંમદને હરાવ્યો. |
| ટેઝીનઘાટ | ૧૮૪૨ અંગ્રેજ સરદાર પોલોકે અફઘાનોને હ૦ |
| કંદહાર | ૧૮૪૨ જનરલ નોટે ,, હ૦ |
| ગઝની | ૧૮૪૨ અંગ્રેજ સરદાર નોટે સમસુદીનને હ૦ |
| ગોહાન | ૧૮૪૨ ,, ,, ,, ,, |
| મીઆની | ૧૮૪૩ સરચાર્લ્સ નેપીઅરે સિંધીઆને હરાવ્યા. |
| હૈદ્રાબાદ | ૧૮૪૩ ,, ,, ,, |
| મહારાજપુર | ૧૮૪૩ લોર્ડ ગોફે સિંધીઆને હરાવ્યો. |
| પનીઆર | ૧૮૪૩ જનરલ ગ્રેસાહેબે સિંધીઆને હરાવ્યો. |
| મુડકી. | ૧૮૪૫ ગોફે શીખ લાલસિંહને હરાવ્યો, |
| ફીરોજપુર | ૧૮૪૫ ગોફ તથા સ્મીથે લાલસિંહને હરાવ્યો. |
| બદ્દીવાલ | ૧૮૪૫ શીખલોકોએ અંગ્રેજોને હાની પોહોંચાડી. |
| અલીવાલ | ૧૮૪૬ સ્મીથે શીખ ગુલાબસિંહને હરાવ્યો. |
| સોબ્રાન | ૧૮૪૬ સ્મીથ તથા ગોફે શીખ સ્યાગસિંહને હ૦ |
| કીનેરી | ૧૮૪૮ લે૦ એડવર્ડે લાલા મુળરાજને હરાવ્યો. |
| સદુસેન | ૧૮૪૮ ,, ,, ,, |

| | | |
|---|---|---|
| રામનગર | ૧૮૪૮ | લોર્ડગોફે શેરસિંગ તથા છત્રસિંહને હરા૦ |
| ચીલીયનવાલા | ૧૮૪૯ | લોર્ડગોફ અને શેરસિંગ તેમાં બન્ને પક્ષ. ( બરાબર. ) |
| ગુજરાત | ૧૮૪૯ | લોર્ડગોફે શેરસિંગને હરાવ્યો. |
| રંગુન | ૧૮૫૨ | જનરલ ગોડવીન બ્રહ્મીઓને હરા૦ |
| પેગુ | ૧૮૫૨ | " " |
| બુશાવર | ૧૮૫૬ | અંગ્રેજે ઇરાની શાહને હરા૦ |
| કતાન | ૧૮૫૭ | " ચીનના રાજાને હરા૦ |
| ભુતાન | ૧૮૬૪ | " ભુતાનના રાજાને હરા૦ |
| સેવંદ | ૧૮૮૦ | જનરલ રોબર્ટ અયુબખાંને હરા૦ |
| માંદલજ | ૧૮૮૫ | અંગ્રેજે બ્રહ્મીઓને હરા૦ |
| મોનલાગઢ | ૧૮૮૫ | " " |
| લીંગટું | ૧૮૮૮ | અંગ્રેજે તિબેટના રાજાને હરા૦ |
| નેટાંગ | ૧૮૮૮ | " " " |
| કાળાપર્વત | ૧૮૮૮ | " પહાડી લોકોને હરા૦ |
| મણીપુર | ૧૮૯૧ | અંગ્રેજ સરદાર જનરલ કાલેટચાન જનરલ ગ્રેહામે મણીપુરના સૈન્યને હ૦ |
| મુંબાઈ | ૧૮૯૩ | હિંદુ અને મુસલમાન વચ્ચે તેમાં અંગ્રેજે બન્ને પક્ષને નરમ પાડ્યા. |

---

## સુધારા.

**કાર્નવાલીસના સુધારા**--(૧) બંગાળાના જમીનદારોને જમીનદારી રીત બાંધી આપી. (૨) ઇનસાફ વાસ્તે કલકત્તામાં હાઈકોર્ટ સ્થાપી. (૩) લાંચ અટકાવવાને નોકરોના પગાર વધાર્યા. (૪) કલેકટરોનાં અને જડજોનાં કામ જુદાં પાડ્યાં. (૫) ગંદકી સાફ કરનારના પગાર વધાર્યા. (૬) દરેક વેપારીને ત્રણ હજાર ટન સુધીનો વેપાર કરવાની છુટ આપી.

**લોર્ડ હેસ્ટીંગ્સના સુ.**—(૧) એના વખતમાં બંગાળામાં વર્તમાન પત્ર નીકળ્યાં. (૨) બંગાળામાં ઈંગ્રેજી સ્કુલો સ્થાપી, તેથી કેળવણીનો ફેલાવો થયો.

**લોર્ડ વિલ્યમ બેન્ટીંક**—એની વાત વાંચો

**હાર્ડિંગના સુ.**—(૧) હોશિયાર લશ્કરીને ચાંદ આપવાનો ધારો કર્યો. (૨) છોકરાઓને દૂધપીતિ કરવાની બંધી કરી. (૩) અનાર્યનો નરમેધ કરવાનો રીવાજ બંધ પાડયો. (૪) રાહદારી હાંસલ બંધ કર્યું, તેથી વેપાર વધ્યો. (૫) રૂડકીમાં શિલ્પશાળા સ્થાપવામાં મદદ આપી. (૬) નાક, કાન, કાપવાની જંગલી સજા બંધ પાડી.

**ડલહુસીના સુ.**—(૧) ટપાલ ખાતામાં સુધારો કર્યો. (૨) હિંદમાં તાર અને રેલવે પહેલ વહેલાં દાખલ કર્યાં. (૩) ગુન્હો ગુનાવીનારને મારવાની મના કરી. (૪) ઈજનેર, શિતળા, અને ખેતીવાડીનાં ખાતાં કાઢ્યાં (૫) કેળવણી ખાતામાં સુધારા કર્યા.

**લારેન્સના સુ.**—(૧) લશ્કરને માટે કસરતશાળા સ્થાપી. (૨) અયોધ્યાના ખેડુતોની સ્થિતિ સુધારી. (૩) કોલેરાની ઉત્પત્તિ ખોળવાને ડાકતરો નીમ્યા.

**મેયોના સુ.**—મીઠાની જકાતમાં સુધારો કર્યો. (૨) ફોજ ખર્ચનો હિસાબ પ્રાંતવાર જુદો પાડયો. (૩) રેલ્વે અને નહેરોમાં સુધારા કર્યા.

**રીપનના સુ.**—પાનું ૧૮૫ મું જુઓ.
**ફીરોજશાહના સુ.**—પાનું    જુઓ.
**અકબરના સુ.**—પાનું ૧૦૮ મું જુઓ.
**ચંદ્રગુપ્તના સુ.**—પાનું ૫૪ મું જુઓ.
**અશોકના સુ.**—પાનું ૪૫ મું જુઓ.

---

## અંગ્રેજ સરકારને હિંદમાંથી મળેલો મુલક.

| નામ | સાલ | કયા રાજા પાસેથી, | કેવીરીતે મળ્યો. |
|---|---|---|---|
| મદ્રાસ | ૧૬૩૯ | ચંદ્રગીરીના રાજા પાસેથી | વેચાતું. |

| | | |
|---|---|---|
| હુગલી | ૧૬૪૦ | ઔરંગઝેબ પાસેથી વેચાણ |
| મુંબઈ | ૧૬૬૮ | ચાર્લ્સ બીજા પાસેથી વેચાણ |
| દેવીકોટા | ૧૭૪૮ | તંજાવરના રાજા પાસેથી |
| ઘેરીયા | ૧૭૫૬ | ચાંચીયા પાસેથી |
| બંગાળા બીહા-રને ઓડીયા. | ૧૭૫૬ | દીલ્લીના પાદશાહ પાસેથી બક્ષીસ |
| ૨૪ પરગણાં | ૧૭૫૭ | મીરજાફર પાસેથી |
| મછલીપટણ | ૧૭૫૯ | હૈદ્રાબાદના નીજામ પાસેથી |
| બર્દવાન, ચીતાગંગ, મેદનીપુર | ૧૭૬૦ | મીરકાસીમ પાસેથી |
| ચીંગલપટણ | ૧૭૬૫ | આર્કોટના નવાબ પાસેથી |
| ઉત્તરસિરકાર | ૧૭૬૫ | નીજામ પાસેથી |
| બનારસ | ૧૭૭૫ | અયોધ્યાના નવાબ પાસેથી |
| સાલ્સેટી | ૧૭૭૬ | મરેઠા પાસેથી |
| નાગોર | ૧૭૭૮ | તંજાવરના રાજા પાસેથી |
| ગંતુર | ૧૭૭૮ | નીજામ પાસેથી |
| જબલપુર, કોઈમ્બતુર | ૧૭૯૯ | ટીપુ પાસેથી |
| તંજાવર | ૧૭૯૯ | તંજાવરના રાજા પાસેથી |
| મહિસુર | ૧૭૯૯ | ટીપુ સુલતાન પાસેથી લડાઈમાં |
| સુરત | ૧૮૦૦ | સુરતના નવાબ પાસેથી |
| બલ્લારી | ૧૮૦૦ | નીજામ પાસેથી |
| તાંજોર | ૧૮૦૦ | ખાલસા |
| વાયવ્યપ્રાંત | ૧૮૦૧ | અયોધ્યાના નવાબ પાસેથી |
| બાલાઘાટ | ૧૮૦૧ | નીજામ પાસેથી |
| કર્ણાટક | ૧૮૦૧ | કર્ણાટકના નવાબ પાસેથી ખાલસા |
| રોહિલખંડ, અલ્હાબાદ, કાનપુર | ૧૮૦૧ | અયોધ્યાના નવાબ પાસેથી |
| ફરકાબાદ | ૧૮૦૧ | ફરકાબાદના નવાબ પાસેથી ખાલસા |
| બુંદેલખંડ | ૧૮૦૨ | બાજીરાવ પેશ્વા પાસેથી |

| | |
|---|---|
| ચોવાંસી તથા<br>ચીખલીપરગણું | ૧૮૦૨ ગાયકવાડ પાસેથી |
| દિલ્હી, આગ્રા, ગો-<br>રત, મધ્ય પ્રાંત. | ૧૮૦૩ દોલતરાવ સીંધીયા પાસેથી |
| ભરૂચ, પાવાગઢ | ૧૮૦૩ ,, ,, |
| ધોળકા—ધંધુકા<br>નડીઆદ—માતર<br>મહુધા | ૧૮૦૪ ગાયકવાડ પાસેથી |
| કમાઉન | ૧૮૧૫ નેપાળના રાજા પાસેથી |
| સિલોન | ૧૮૧૬ વલંદા પાસેથી |
| ધારવાડ | ૧૮૧૭ બાજીરાવ પેશ્વા પાસેથી |
| અમદાવાદ | ૧૮૧૮ મરેઠા પાસેથી |
| પૂના, મહારાષ્ટ્ર | ૧૮૧૮ બાજીરાવ પેશ્વા પાસેથી |
| ખાનદેશ | ૧૮૧૮ મલ્હારરાવ હોલકર પાસેથી |
| અજમેર | ૧૮૧૮ દોલતરાવ સીંધીઆ પાસેથી |
| આસામ—આરા<br>કાન ટીનાસરીમ | ૧૮૨૬ બ્રહ્મદેશના રાજા પાસેથી |
| કુર્ગ અને કાચાર | ૧૮૩૪ રાજ્યમાં અંધેર ચાલવાથી ખાલસા |
| સીંધ | ૧૮૪૩ સીંધના અમીરો પાસેથી |
| ટાંકવી બાર.<br>શીરામપુર | ૧૮૪૫ ડેન્માર્કના રાજા પાસેથી વેચાણ |
| જાલંધર | ૧૮૪૬ સીખ પાસેથી |
| સતારા | ૧૮૪૯ બીન વારસથી ખાલસા |
| પંજાબ | ૧૮૪૯ શીખ પાસેથી |
| નાગપુર ઝાંસી<br>સંબલપુર | ૧૮૫૩ બીન વારસથી ખાલસા |
| પેગુ | ૧૮૫૩ બ્રહ્મી બીજા વિગ્રહમાં ખાલસા |
| વરાડ | ૧૮૫૩ નીઝામ પાસેથી ફોજના ખરચને પેટે |
| અયોધ્યા | ૧૮૫૬ રાજ્યના અંધેરથી ખાલસા |
| પંચમહાલ | ૧૮૬૧ સીંધીઆ પાસેથી |

| | | |
|---|---|---|
| ફુખરુખાદેશ | ૧૮૮૬ | રાજ્યમાં અંધેર ચાલવાથી ખાલસા |
| મણીપુર | ૧૮૯૧ | અંધેરથી ખાલસા |

—*—

## હિંદમાં થએલા વિગ્રહનાં કારણ તથા પરિણામ.

### કર્ણાટકનો ૧ લો વિગ્રહ—૧૭૪૬—૧૭૪૮

કારણ—(૧) યુરોપમાં ઇંગ્રેજ અને ફ્રેન્ચ વચ્ચે મોટો ઝઘડો થયો; તેનો ધોળ ડુપ્લીએ હિંદમાં ઘાલ્યો. (૨) ડુપ્લીએ ઇંગ્રેજ નૌકા સૈન્યને હરકત કરી. આ બે કારણથી લડાઇ સળગી. તેમાં ફ્રેન્ચ સરદાર લાબોર્દોન્સ તથા ડુપ્લીએ ઇંગ્રેજ સરદાર ક્લાઇવનું તથા મેજર લારેન્સનું મદ્રાસ જીતી લીધું પરંતુ ૧૭૪૮ ફ્રેન્ચ અને ઇંગ્રેજ વચ્ચે યુરોપમાં એલાશાપેલનો સંધિ થઇ. તે રૂઇએ ઇંગ્રેજને મદ્રાસ પાછું મળ્યું.

### કર્ણાટકનો ૨ જો વિગ્રહ—૧૭૪૮—૧૭૫૪

કારણ—ફ્રેન્ચ સરદાર ડુપ્લી તથા ઇંગ્રેજ સરદાર ક્લાઇવ, દેશી રાજ્યની ખટપટમાં પડયા; ઇંગ્રેજ સરદાર ક્લાઇવે પોતાના મિત્ર મહમદ અલ્લીનો પક્ષ પકડી, ફ્રેન્ચ સરદાર ડુપ્લી તથા લાલી અને તેમના મિત્ર ચંદા સાહેબની સામે થયો; અને તેઓને આર્કાટ, આર્ની અને ત્રીચનૈપાલ્ક આગળ હરાવ્યા; છેવટે ૧૭૫૪ માં મદ્રાસની સલાહ થવાથી ઝઘડો બંધ પડયો.

### કર્ણાટકનો ૩ જો વિગ્રહ—૧૭૫૮—૧૭૬૧.

કારણ—ફ્રાન્સ અને ઇંગ્લાંદ વચ્ચે "ધી સવનઇયર્સ વૉરની લડાઇ સળગી, તેની અસર હિંદમાં દાખલ થઈ; તેથી ફ્રેન્ચ સરદાર લાલીએ ઇંગ્રેજોને હાંકી કાઢવા માટે મદ્રાસને ઘેરો ઘાલ્લો. આથી ઇંગ્રેજ સરદાર કુટે તથા ફ્રાઉં, ફ્રેન્ચ સરદાર લાલી તથા બુસીને વાંદેવાસ આગળ હરાવ્યા, અને તેમનું પાંદેચેરી લઇ લીધું; ત્યારથીજ ફ્રેન્ચોના પડતી થવા લાગી.

### બંગાળાનો ૧ લો વિગ્રહ—૧૭૫૭.

કારણ—(૧) ઇંગ્રેજોએ સુરાજ્દૌલાની પરવાનગી વગર ફોર્ટ વિલ્યમના કિલ્લાને મરામત કરાવી. (૨) નવાબની રૈયતનો

કીસનદાસ કરીને માણસ ઇંગ્રેજને શરણે ગયો, તે ઇંગ્રેજે નવાબને પાછો સોંપ્યો નહિ. માટે લડાઈ લાગી, ઇંગ્રેજ સરદાર ક્લાઇવ અને વાટસને સુરાજઉદ્દોલાને પ્લાસી આગળ હરાવી મીરજાફરને ગાદીએ બેસાડયો.

### બંગાળી ૨ જો વિગ્રહ ૧૭૬૦-૧૭૬૩

કારણ—રૈયતનું રાહદારી માલનું દાણ સેંકડે નવ ટકા હતું તે કંપનીના વેપારીઓએ આપ્યું નહિ; તેથી મીરકાસમની ઉપજને ધોકો લાગ્યો માટે તેણે નાકાં ઉઘાડાં મુકયાં. અને ઇંગ્રેજની હોડીઓ લૂંટી, તેથી લડાઈ સળગી. ઇંગ્રેજ સરદાર મેજર મનરો, મેજર કર્નાક, અને મેજર આદમ્સ હતા. તેમણે મીરકાસમ અને શાહઆલમને, તથા સુજાઉદૌલાને પટણા પહેલી, ઘેરીઆ, ઉધા નાળા, પટણા બીજી અને બક્સર આગળ હરાવ્યા. અને બુઢા મીરજાફરને બીજીવાર ગાદીએ બેસાડયો ૧૭૬૩.

### મૈસુર ૧ લો વિગ્રહ—૧૭૬૭-૧૭૬૯

કારણ—(૧) હૈદરે કેટલાક રાજાનું અપમાન કર્યું (૨) ઇંગ્રેજના મુલકમાં લૂટફાટ ચલાવી: તેથી લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર કર્નલ સ્મીથે હૈદરને ચંગામ, ત્રિનોમાલી, અને આમ્બુર આગળ હરાવ્યો; માટે હૈદરે ૧૭૬૯ માં મદ્રાસ આગળ સંધિ કરી.

### મૈસુરનો ૨ જો વિગ્રહ—૧૭૮૦-૧૭૮૪

(૧) ઇંગ્રેજે માહીમની નજીકનો હૈદરનો મુલક દબાવ્યો; (૨) જ્યારે હૈદર ઉપર માધવરાવ પેશ્વાએ ચડાઇ કરી, ત્યારે ઇંગ્રેજે તેને મદદ આપી નહિ. માટે હૈદરે ઇંગ્રેજ સરદાર બેલી, કુટ, અને એગ્લીટન જોડે પોલીલોર પહેલી, ચીલાંબ્રામ, પોર્તુનોવા, પોલીલોર બીજી, સોલીંગર અને પનીઆર આગળ લડાઈ કરી; ત્યારપછી ૧૭૮૨ માં હૈદરનું મરણ થયું. તેથી તેના છોકરા ટીપુએ ૧૭૮૪ માં મંગ્લોર આગળ સંધિ કરી.

### મૈસુરનો ૩ જો વિગ્રહ —૧૭૯૦-૧૭૯૨.

કારણ—ટીપુએ વગર વાંકે ઇંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા ઉપર ચડાઇ કરી; તેથી કાર્નવાલીસે શ્રીરંગપટણ અને બેંગલોર આગળ હરાવ્યો. અને તેનો કેટલોક મુલક જીતી લીધો. તેથી ટીપુએ

૧૭૯૨ માં સીરંગપટણ આગળ સલાહ કરી.

### મેસુરનો ૪ થો વિગ્રહ—૧૭૯૯

કારણ—ટીપુએ ઇંગ્રેજ સાથે લડવાને નેપોલીઅન બોનાપાર્ટ તથા કાબુલના પાદશાહ ઝમાનશાહ જોડે કાગળ પત્રનો વ્યવહાર રાખ્યો. તે પત્રો વેલેસ્લીએ પકડયા; તેથી લડાઇ જાગી. ઇંગ્રેજ સરદાર હેરીસ, બેયર્ડ, અને સ્ટુઅર્ટ હતા. તેમણે ૧૭૯૯ માં માલવેલી મદાસીર અને સીરંગપટણ આગળ ટીપુને હરાવ્યો. બેયર્ડ સાહેબ જોડે લડતાં ટીપુ સીરંગપટણ આગળ રણમાં પડયો.

### મરેઠી ૧ લો વિગ્રહ—૧૭૭૫—૧૭૮૨

ઇંગ્રેજે રાઘોબાનો પક્ષ પકડયો. તેથી માધવરાવ પેશ્વા લડવાને સામો થયો. અને ઇંગ્રેજ સૈન્યને ૧૭૭૯ માં આરાસના મેદાનમાં હરાવી પોતાને મન ગમતી સરતો વારગામ મુકામે કબુલ કરી છેવટે એ વિગ્રહનો અંત સાલબાઇની સલાહ થવાથી પૂરો થયો.

### મરેઠી ૨ જો વિગ્રહ—૧૮૦૩—૧૮૦૪

સિંધીઆ તથા ભોંસલા બાજીરાવપર અદેખાઇ કરવા લાગ્યા; કારણકે બાજીરાવે ઇંગ્રેજો સાથે વસાઇ મુકામે શરમ લગાડે એવી સરતો કબુલ કરીહતી. આથી બાજીરાવનાપર અદેખાઇ કરનાર સીંધીઆ તથા ભોંસલાને દિલ્હી, લાસવારી, આરગામ અને અસાઈ આગળ ઇંગ્રેજ સરદારલેક તથા વેલેસ્લીએ હરાવ્યા. આખરે સિંધીઆએ સરજીઅંજે ગામ આગળ અને ભોંસલાએ દેવગામ આગળ સંધિ કરી. ૧૮૦૩

હોલકર—એણે ઇંગ્રેજના મુલકમાં લુટફાટ કરવા માંડી, તેથી મોન્સન સાહેબે તેની પાછળ પડી મુકંદરાની નાળમાં તેને ઘેરી લીધો. પણ ત્યાં મોન્સનની હાર થઇ. ફરીથી ૧૮૦૪ માં ડીગ આગળ મોન્સને તથા ફ્રેજરે તેને હરાવ્યો. અને તેજ સાલમાં ફરક્કાબાદ આગળ લાર્ડ લેકે હરાવ્યો. પણ તાબે થયો નહિ; આખરે તેણે ૧૮૦૫ માં રાજપુરઘાટ આગળ સંધિ કરી.

### મરેઠી ૩ જો વિગ્રહ—૧૮૧૭—૧૮૧૮

કારણ—(૧) બાજીરાવ પેશ્વાએ, ઇંગ્રેજની તાબેદારી તજીને નીકળી જવા માટે સિંધીઆ, ભોંસલા, અને હોલકર જોડે છુપી મ-

અસતકરી. (૨) ગાયકવાડે નાણાંનો ફડચો કાઢવા ગંગાધર વકીલને પુને મોકલ્યો, ત્યાં તેને બાજીરાવના ગલતીઆ ત્રંબકરાવે મારી નાંખ્યો. (૩) બાજીરાવે એલફીન્સ્ટનના તંબુપર હલ્લો કર્યો; માટે લડાઈ સળગી. ઇંગ્રેજ સરદાર કર્નલબર; સ્ટાન્ટન, અને સ્મીથે ખડકી, કોરેગામ, અને આસ્ટી આગળ બાજીરાવને હરાવ્યો.

અ ભોંસલા–ઇંગ્રેજે આપાસાહેબને નાગપૂરની ગાદી આપી; છતાં તેણે ઇંગ્રેજ જેન્કીસનપર હલ્લો કર્યો; તેથી લડાઈ સળગી નાગપૂર ને જબલપુર આગળ ઇંગ્રેજે તેને હરાવ્યો; ને રઘુજી બીજાને ૧૮૧૭ માં નાગપુરની ગાદી આપી.

બ હોલકર—જશવંતરાવ હોલકરની સ્ત્રી તુલસીબાઈ મલ્હારરાવને નામે રાજ્ય કારભાર કરવા લાગી. તે ઇંગ્રેજના મતને મળતી હતી; તેથી તેના સરદારોએ તેને મારી નાંખીને ઇંગ્રેજ સામે લડાઈ શરૂ કરી. ઇંગ્રેજ સરદાર હિસ્લોપ તથા માલ્કમે મહીદપુર આગળ ઇંગ્રેજના લશ્કરને હરાવ્યું. આખરે ૧૮૧૭ માં મંદેસર આગળ કરાર થવાથી લડાઈનો અંત આવ્યો.

## નેપાળ સાથે વિગ્રહ—૧૮૧૪—૧૮૧૬

કારણ—(૧) ગુર્ખા રાજાએ ઇંગ્રેજના મુલકમાં લૂંટફાટ ચલાવી. (૨) ઇંગ્રેજના દોસ્ત બોટવાળના રાજાને કેદ કર્યો. (૩) બોટવાળમાં ૧૮ ઇંગ્રેજોને કાપી નાંખ્યા. માટે લડાઈ સળગી. ઇંગ્રેજ સરદારોએ મલુન, મકવાનપૂર, અને હરિહરપુર આગળ ગુર્ખા રાજાને હરાવ્યો. તેથી તેણે ખટમંડુ (સેગાઉલી) મુકામે સંધિ કરી

## પિંઢારી વિગ્રહ—૧૮૧૭

પિંઢારા પૈસો મેળવવા માટે રૈયતને ગળે ફાંસો દેતા હતા. તેમજ મોઢે મરચાંના તોબરા બાંધતા, વળી માણસને લુગડાં વીંટાળી સળગાવતા હતા. માટે લડાઈ સળગી; તેમના મુખ્ય ચાર સરદાર હતા. અમીરખાં, કરીમખાં, ચિતુ, વસીલમહમદ તેમને ઇંગ્રેજ સરદાર મેજર હેસ્ટીંગ્સ, મેલ્કમ, અને હીસ્લોપે પકડ્યા. છેવટે તેઓ તાબે થયા; તેથી ઇંગ્રેજે તેમને જાગીર આપી.

## પહેલો બ્રહ્મી વિગ્રહ—૧૮૨૪—૧૮૨૬

કારણ—બ્રહ્મી રાજાના કેટલાક માણસો ઇંગ્રેજને હેર-

જો ગયા; તે ઇંગ્રેજે બ્રહ્મી રાજાને સોંપ્યા નહિ. (૨)બંગાળાની પાસેના કેટલાક બ્રિટિશ મુલકપર બ્રહ્મી રાજા દાવો કરવા લાગ્યો. (૩) બ્રહ્મી રાજાએ શાહપુરી બેટ પાસેના બ્રિટિશ વહાણને નુકસાન કર્યું, તથા ૧૧૩ ઇંગ્રેજને કાપી નાંખ્યા, (૪) ઇંગ્રેજના મિત્ર કાચારના રાજા ઉપર બ્રહ્મી રાજાએ ચડાઈ તેથી લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર સર આર્ચિબાલ્ડ કેમ્બેલે બ્રહ્મી સરદાર મહાબાંદુલાને રંગુન. પ્રોમ અને પગામ આગળ ૧૮૨૪-૨૫ માં હરાવ્યો; તેથી બ્રહ્મી રાજાએ ૧૮૨૬ માં યાન્દાબાના મુકામે સંધિ કરી.

## બ્રહ્મી બીજો વિગ્રહ—૧૮૫૨

કારણ—(૧) બ્રહ્મી રાજાના કારભારી રંગુનના સુબાએ ઇંગ્રેજ વેપારીઓપર જુલમ કર્યો. (૨) ઇંગ્રેજ કપ્તાનનું અપમાન કર્યું, તેથી લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર લેમ્બાર્ટ અને ગોડવીને રંગુન અને પેગુ આગળ ૧૮૫૨ માં બ્રહ્મી રાજાને હરાવ્યો. માટે પેગુ આગળ સંધિ કરી ૧૮૫૨.

## ત્રીજો બ્રહ્મી વિગ્રહ—૧૮૮૫

કારણ—(૧) બ્રહ્મદેશના રાજા થીબોએ પોતાના રાજ્યમાં ફ્રેન્ચ અધિકારી રાખ્યા. (૨) ફ્રેન્ચને રેલવે બાંધવાની છૂટ આપી. (૩) મુંબાઇની બરમા ટ્રેડિંગ કંપનીને હરકત કરી. (૪) ઇંગ્રેજના માણસોને બંદીખાને નાંખ્યા; તેથી લડાઇ સળગી. ઇંગ્રેજસરદારસ્લેડન, તથા પેન્ડરગાસ્ટને થીબોને માંડલેજ આગળ હરાવી રત્નાગીરીમાં કેદ કર્યો. પછી થોડી મુદતે બ્રહ્મદેશ ખાલસા કર્યો.

## પહેલો અફઘાન વિગ્રહ ૧૮૩૯-૧૮૪૨.

કારણ—રૂશિયા સરકારે હિંદુસ્તાન ઉપર તરાપ મારવા માટે દોસ્ત મહમદ સાથે મિત્રાચારી બાંધી, તેથી ઇંગ્રેજોને ભય લાગ્યો, માટે દોસ્ત મહમદ સાથે સલાહ કરવાને બર્નસને મોકલ્યો. તેનું દોસ્ત મહમદે અપમાન કર્યું. તેથી લડાઇ સળગી ઇંગ્રેજ સરદાર નાનકીન, સેલ, એલફિન્સ્ટન, નોટ, પોલોક અને જનરલ ઇંગ્લાંડ હલાપરવાન આગળ દોસ્ત મહમદને સેલે હરાવ્યો. છેવટે બંદીવાનને છોડાવી બધું લશ્કર હિંદુસ્તાનમાં આવ્યું.

## બીજો અફઘાન વિગ્રહ ૧૮૮૦-૧૮૮૧

કારણ—શેરઅલી રૂષીઆ સાથે સલાહ કરતો હતો, એવું જણાયાથી ઇંગ્રેજે તેની પાસે વકીલ મોકલ્યો, તેનું શેરઅલીએ અપમાન કર્યું, અને રૂષ એલચીને માન આપ્યું, તેથી લડાઇ સળગી. અફઘાન સરદાર યાકુબખાં, અયુબખાં, મુશાખાં, ગિરજુશાખાં અને ખાન મહમદ હતા. તેઓને ઇંગ્રેજ સરદાર રાબર્ટ તથા સ્ટુઅર્ટે નરમ પાડ્યા. છેવટે કેટલાક સરતોએ ઇંગ્રેજે અબદુલ રહેમાનને કાબુલની ગાદી આપી.

## સિંધ વિગ્રહ ૧૮૪૨-૧૮૪૩

કારણ—(૧) અમીરોએ કરાંચી આગળ ઇંગ્રેજી માલની જકાત લીધી. (૨) સિંધમાં રેસીડેન્ટ રાખવાની અમીરોએ ના પાડી (૩) મુંબાઇના લશ્કરને અફઘાનીસ્તાનમાં જતાં અટકાવ્યું. તેથી લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર સરચાર્લસ નેપીઅરે સિંધના અમીર શેરમહમદ અને શાહમહમદને હૈદ્રાબાદ અને મિયાની આગળ ૧૮૪૩માં હરાવી સિંધ ખાલસા કર્યો.

## સિંધીઆ વિગ્રહ—૧૮૪૨—૧૮૪૪

કારણ—ઇંગ્રેજે જનકોજીના મામાનો પક્ષ સ્વીકાર્યો, માટે તારા બાઇએ ઇંગ્રેજના નીમેલા કારભારીને બરતરફ કરી તેથી લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર એલનબરો, ગોફ અને ગ્રેસાહેબે તારા બાઇના લશ્કરને ૧૮૪૩ માં માહારાજપૂર અને પનીયાર આગળ હરાવ્યું, માટે તારાબાઇએ ગ્વાલીઅરની સંધી કરી. ૧૮૪૪

## પહેલો શીખ વિગ્રહ—૧૮૪૪—૧૮૪૫.

કારણ—શીખ લોકનુ બળ વધી પડવાથી તેમણે ફીરોજપુરના ઇંગ્રેજી થાણાને હરકત પોહોંચાડી, તેથી લડાઇ સળગી. ૧૮૪૫ માં મુડકી અને ફિરોજપૂર આગળ તથા ૧૮૪૬ માં સોબ્રાન અને આલીવાલ આગળ ઇંગ્રેજ સરદાર ગોફ તથા સ્મિથે સામસિંહ, ગુલાબસિંહ તેજસિંહ અને લાલસિંહને હરાવ્યા. તેથી તેમણે લાહોરની સંધી કરી.

## બીજો શીખ વિગ્રહ—૧૮૪૮—૧૮૪૯

કારણ—મુલતાનના સુબા લાલા મુળરાજે ઇંગ્રેજ સરદાર મી.

આગળ્યું અને એન્ડરસનને મરાવ્યા, તેથી લડાઇ સળગી ઇં-ગ્રેજ સરદાર એડવર્ડ અને ગોફ કિનેરી, સદ્દોસેન, રામનગર, ચિલી-યનવલ્લા અને ગુજરાત આગળ શેરસિંહ અને છત્રસિંહને હરાવ્યા અને દુલીપસિંહને વર્ષાસન બાંધી આપી ૧૮૪૯ માં પંજાબ પ્રાંત ખાલસા કર્યો.

### પહેલો ચીનાઇ વિગ્રહ–૧૮૪૦–૧૮૪૨

કારણ—ચીનના રાજાએ પોતાના દેશમાં આવતુ બ્રીટિશ અ-ફીણ અટકાવ્યું માટે લડાઇ સળગી. આકલાંડે ગોફ સાહેબને લશ્કર આપી ચીનપર મોકલ્યો. તેણે ચીનના રાજાને હરાવી ચીનના બં-દરોમાં વેપાર કરવાની મંજુરી મેળવી.

### બીજો ચિનાઇ વિગ્રહ ૧૮૫૭

કારણ—કંતાનના સુબાએ પોતાના દેશમાં વેપાર કરનાર ઇં-ગ્રેજને હરકત કરી, માટે બીજીવાર ચીન સાથે લડાઇ સળગી. એ-લ્જીને કંતાનના સુબાને હરાવી ચીનનાં બંદરોમાં વેપાર કરવાની છુ-ટ મેળવી.

### ઇરાન સાથે વિગ્રહ ૧૮૫૭

પોટેન્જર નામના ઇંગ્રેજને હેરાતગઢ જીતવામાં ઇરાની શાહે હરકત કરી. તથા ઇંગ્રેજી અમલદારોનું અપમાન કર્યું માટે લડાઇ સળગી. ઇંગ્રેજ સરદાર ઓટ્રામે ઇરાની શાહને હરાવ્યો તેથી શા-હે પેરીસની સંધી કરી; અને અફઘાનીસ્તાન ઉપરથી પોતાનો દાવો ઉઠાવ્યો.

### ભુતાન સાથે વિગ્રહ ૧૮૬૪.

આસામની તળેટી પાસે દુવાર નામે પરગણું હતું. તે લેવા માટે લારેન્સે ભુતાનના રાજાને કેટલાક રૂપીઆ આપવા માંડ્યા, છ-તાં તેણે માન્યું નહિ. તેથી લડાઇ સળગી. છેવટે ઇંગ્રેજે ૨૫ હજા-ર રૂપિયા આપી એ પરગણું પોતાને તાબે કર્યું ૧૮૬૪.

### (૨) મહમદગીજની અને શાહબુદીનઘોરી

(૧) મહમુદે જેમ હિંદપર હુમલા કર્યા, તેમ શાહબુદીને કર્યા.

(૨) ગીજનીની સ્વારીઓ દ્રવ્યલોભી હતી. અને ઘોરીની સ્વા-રીઓ રાજ્ય લોભી હતી.

(૩) બંને ખરાભિમાની હતા; તેમજ પરાક્રમ અને નિર્દય-તામાં સરખા હતા.

### અલ્લાઉદ્દીન ખુની અને મહુમદ ગાંડો.

(૧) માણસોની કતલ કરવામાં બંનેજણ સરખા હતા; (૨) ખુની અભણ ને ગાંડો ભણેલો હતો. (૩) ખુનીએ રાજ્યસત્તા વધારી; અને ગાંડાએ ઘટાડી.

### અલ્લાઉદ્દીન ખુની અને ઔરંગઝેબ.

(૧) કુટુંબનું કાસળ કાઢવામાં બંને સરખા હતા. (૨) હિંદુઓ ઉપર કેર કરવામાં બંને સરખા હતા. (૩) અલાઉદ્દીનના કાયદા સારા ને ઔરંગઝેબના બુરા. (૪) લડવાની કળામાં ઔરંગઝેબ કરતાં ખુની નામીચો હતો. (૫) રાજ્યની હદ વધારવામાં અલાઉદ્દીન આગળ હતો.

### ફિરોજશાહ ને શિરશાહ.

(૧) લોકોપયોગી કામ કરવામાં બંને સરખા હતા (૨) ફિરોજશાહ નબળો, ને શિરશાહ શૂરો હતો. (૩) ફિરોજશાહે સત્તા ઘટાડી ને શિરશાહે વધારી.

### (૫) અકબર અને ઔરંગઝેબ.

(૧) રાજ્યકીય શક્તિ દક્ષતા અને ચંચળાઇમાં બંને સરખા હતા.

(૨) અકબરે હિંદુનો જજીયા વેરો માફ કર્યો, અને તે ઔરંગઝેબે ચાલુ કર્યો.

(૩) અકબરે હિંદુઓને નોકરીમાં દાખલ કર્યા, અને ઔરંગઝેબે કાઢી મુક્યા.

(૪) અકબર ઉદાર, ક્ષમાવાન, ને પ્રમાણિક હતો, પણ ઔરંગઝેબ કપટી અને પક્ષપાતી હતો.

(૫) અકબરે હિંદુ ધર્મને ઉત્તેજન આપ્યું, ને ઔરંગઝેબે હિંદુ ધર્મ ઉપર જુલમ ગુજાર્યો.

(૬) અકબરે રજપુતોની જોડે દોસ્તી બાંધી, ને ઔરંગઝેબે દુશ્મનાવટ વધારી.

(૭) અકબરે હિંદુઓનુ સૌર વર્ષ ચાલુ કર્યું, ઔરંગઝેબે મુસલમાનનો હીજરી સન ચાલુ કર્યો.

## બાજીરાવ પહેલો ને બાજીરાવ બીજો.

(૧) પહેલો હોશિયાર ને બીજો બાયલો હતો. (૨) પહેલાએ મરેઠી અંગો સાથે સંપ રાખ્યો. ને બીજાએ કુસંપ કર્યો. (૩) પહેલાએ મરેઠી સત્તા વધારી, ને બીજાએ ઘટાડી.

## શિવાજી અને બાજીરાવ.

(૧) શિવાજી બહાદુર ને શૂરો હતો. તેમ બાજીરાવ પણ હતો (૨) શિવાજીએ મરેઠી રાજ્યનો પાયો નાંખ્યો, અને બાજીરાવે તે પર રાજ્યના વધારાની ઇમારત ચણી.

(૩) બાજીરાવ કરતાં, શિવાજી મુલકનો બંદોબસ્ત રાખવામાં હોશિઆર હતો.

## ડુપ્લે અને લાલી.

(૧) અંગ્રેજોનું જડમૂળ કાઢવામાં બંને સરખા હતા.

(૨) ડુપ્લેએ ફ્રેન્ચ રાજ્ય મેળવ્યું, પણ લાલીએ તે ખોયું.

(૩) યુદ્ધ કૌશલ્યમાં ડુપ્લે કરતાં લાલી ચઢિયાતો ગણાતો.

## કલાઇવ ને શિવાજી

(૧) કલાઇવે બ્રિટિશ રાજ્યનો પાયો નાંખ્યો, તેમ શિવાજીએ મરેઠી રાજ્યનો પાયો નાંખ્યો. (૨) બંને નાનપણથી ભણ્યા નહિ. (૩) કલાઇવે અમીચંદને દગો દીધો, તેમ શિવાજીએ અફજલખાનને દગો દીધો. (૪) રાજ્ય સાચવી રાખવામાં બંને સરખા હતા. (૫) બંનેમાં લશ્કરી ગુણ સ્વભાવિક હતા (૬) નાનપણમાં કલાઇવ ઇંગ્લાંડમાં બજારો લુંટતો, તેમ શિવાજી દક્ષિણમાં લુંટફાટ કરતો.

## કલાઇવ ને હૈદર.

(૧) કલાઇવે હિંદમાં રાજ્ય સ્થાપ્યું. તેમ હૈદરે મૈસુરમાં રાજ્ય સ્થાપ્યું. (૨) બંને નાનપણથી ભણ્યા નહિ. (૩) કલાઇવે અમીચંદને દગો દીધો તેમ હૈદરે કારીકલની વિધવા રાણીને દગો દીધો. (૪) બંનેમાં લશ્કરી ગુણ સ્વભાવિક હતા.

## કલાઇવ અને ડુપ્લે.

(૧) દેશી રાજ્યોની ખટપટ માથે ઓરવામાં બંને સરખા હતા.

(૨) કલાઇવમાં યુદ્ધ કૌશલ્ય હતું તેવું ડુપ્લેમાં નહોતું.

(૪) ક્લાઇવે દેશી લશ્કરનો પ્યાર મેળવ્યો, તેમ ડુપ્લેએ મેળવ્યો નહિ.

## ક્લાઇવ ને હેસ્ટીંગ્સ.

(૧) ક્લાઇવે બ્રિટિશ રાજ્યનો પાયો નાખ્યો. તેપર હેસ્ટીંગ્સે રાજ્ય કારભારની ઇમારત ચણી.

(૨) ક્લાઇવે રાજ્ય મેળવવામાં બુદ્ધિ વાપરી, તેમ હેસ્ટીંગ્સે રાજ્ય ચલાવવામાં વાપરી (૩) ક્લાઇવ દેશી રાજ્યો જોડે મિત્રાચારીથી વર્ત્યો અને હેસ્ટીંગ્સે દેશી રાજ્યો પાસેથી પૈસા ઓકાવ્યો.

## વેલેસ્લી ને ડેલહોઝી

(૧) બંનેની રાજ્યનીતિથી દેશી રાજ્ય ખાલસા થયાં

(૨) વેલેસ્લીએ મુંબાઇ, મદ્રાસ, વાયવ્ય પ્રાંત મેળવી રાજ્ય વધાર્યું. તેવીજ રીતે ડેલહોઝીએ પંજાબ, મધ્યપ્રાંત, અને બ્રહ્મદેશ મેળવી રાજ્ય વધાર્યું.

(૩) વેલેસ્લી કરતાં ડેલહોઝી દેશ આબાદ કરવામાં અધિપાનો હતો.

(૪) વેલેસ્લીની રાજ્યનીતિ શાંતિવાળી હતી. તેવીજ ડેલહોઝીની નહોતી, તેથી બળવાનું મુળ રોપાયું

## બેન્ટીંક અને અકબર.

(૧) અકબરના વારામાં જેવી શાંતિ હતી, તેવીજ બેન્ટીંકના વારામાં હતી. (૨) જંગલી રીવાજો બંધ પાડવામાં બંને સરખા હતા.

(૩) બંને જણે કેળવણી માટે નિશાળો સ્થાપી.

## બેન્ટીંક ને રીપન

(૧) બંને જણ રૈયતને વહાલા હતા. (૨) કેળવણીનો ફેલાવો કરવામાં બંનેના વિચાર સરખા હતા.

(૩) દેશી લોકોને મોટા હોદ્દા આપવામાં બંનેનાં મન સરખાં હતાં. (૪) બંનેના વખતમાં રૈયત શાન્તિમાં હતી.

(૫) વસુલાતખાતું સુધારવાપર બંનેનાં મન સરખાં હતાં.

(૬) હિંદને દેવામાંથી ઉગારવામાં બંનેની મહેનત સરખી હતી.

## લીટન ને કર્ઝન

(૧) હિંદપર ખર્ચનો બોજો નાખવામાં બંને જણ સરખા હતા.

(૨) લીટને લૈસન્સટેક્ષ નાખ્યો, તેમ કર્ઝને ઇન્કમટેક્ષ નાખ્યો.

(૩) લીટને કૈસરે હિંદ ખિતાબ ધર્યો, તેમ કર્ઝને જ્યુબીલી

મહોત્સવ કર્યો.    (૪) એને કાન્ઝરવેટીવ પક્ષના હતા.

## ઉપયોગી હેવાલ.

**ક્લાઇવ**—એ ૧૭૨૫માં ઇંગ્લાંડના સ્રોપશાયરપ્રગણાના મોર્ટિંગ્ન ગામમાં જન્મ્યો હતો. ૧૭૪૪માં કંપનીસાથે હિંદમાં આવ્યો; કંપનીએ એને કારકુનની જગા આપી, પણ તે પસંદ ન પડવાથી લશ્કરી ખાતામાં દાખલ થયો: પછી તે ત્રાંચીનાપલ્લી, આર્કાટ, અર્ણિ-અને કાવરે પાકની લડાઇમાં પંકાયો; ૧૭૫૨ માં પહેલીવાર વિલા-ગયો, પછી ૧૭૫૫ માં ગવરનર થઇ આવ્યો. ૧૭૫૭ માં પ્લાસી આગળ સુરાજઉદૌલાને હરાવ્યો. ૧૭૬૦ માં બીજીવાર વિલાયત ગયો અને ૧૭૬૬ મા પાછો આવ્યો; ત્યારપછી ૧૭૬૭ માં વિલા-યત ગયો, ત્યાં તેના વેરીએ લાંચ લીધાનો આરોપ મુક્યો; તેમાં તે નિર્દોષ ઠર્યો; આ મહાન નરે, બ્રીટિશ રાજ્યનો પાયો નાંખ્યો, ત્યારથીજ ઇંગ્રેજની ચડતી થઇ; આ નર, ૧૭૭૪ માં આપઘા-ત કરી મરણ પામ્યો.

**ડુપ્લે**—એ ફ્રેન્ચ કંપનીમાં ૧૭૩૧ માં વેપારી હતો. એની હોશીયારી જોઇને ફ્રેન્ચ સરકારે એને પાંડેચેરીનો ગવર્નર બનાવ્યો. એનામાં યુદ્ધ કૌશલ્ય ક્લાઇવ જેવું નહોતું; તોપણ ઇંગ્રેજોને હિંદુ-સ્તાનમાં કાઢી મુકવાને મહેનત કરતો હતો. એણે ૧૭૪૬ માં મ-દ્રાસ જીત્યું, તેથી ફ્રેન્ચ સરકારે એને માર્કવિસનો ખિતાબ આપ્યો. એણે આર્કાટ અને હૈદ્રાબાદની ગાદીને માટે નવા હકદાર ઉભા કર્યા. અને આર્કાટના નવાબ અન્વરૂદીનને ૧૭૫૧ માં અંબુર આ-ગળ હરાવ્યો. એ ૧૭૫૪ માં ફ્રાન્સ ગયો, ત્યાં ફ્રાન્સસરકારે એનું અપમાન કર્યું; માટે આ અફસોસથી ૧૭૬૩ માં મરણ પામ્યો.

**લાલી**—પાનું ૧૪૩ મું જુઓ.    **બુસી**—પાનું ૧૪૩ મું જુઓ.

**મહમદઅલી**—એ કર્ણાટકનો નવાબ હતો, એને ચંદાસાહેબ કરીને જમાઇ હતો, એ જમાઇએ મરેઠાનાં ત્રિચીનાપલ્લી અને તં-જાવરનાં કુતી લઇ પોતાના ફ્રેંચ મીત્ર ડુમાસને આપ્યાં, માટે મરેઠા સરદાર રાઘોજી અને મોરારીરાવે, મહમદઅલ્લી ઉપર ચડાઇ કરી તેને અંબુર આગળ ૧૭૪૭ માં હરાવ્યો. અને દોસ્તઅલ્લીના દીકરા સફદરઅલીને નવાબ ઠરાવ્યો તથા ચંદાસાહેબને પકડી સતારે

લઈ ગયા, અને ત્યાં બંદીખાને નાંખ્યો.

**ચંદાસાહેબ**—એ દોસ્તઅલ્લીનો જમાઈ હતો એને મરેઠા-ઓ બંદીખાને નાંખ્યો હતો, ત્યાંથી ફ્રેન્ચ સરદાર ડુપ્લેએ મરે-ઠાને સાત લાખ રૂપિઆ આપી છોડાવ્યો, અને તેને કર્ણાટકની ગા-દી આપવાનું ઠરાવ્યું. પછી એ ત્રણે જણે કર્ણાટકના નવાબ અ-ન્વરૂદીનને ૧૭૫૧ માં અંબુર આગળ મારી નાંખ્યો. અને એના દીકરા મહમદઅલ્લીને ત્રિચોનાપલ્લીમાં ઘેર્યો, પણ એ ઘેરો ઇંગ્રેજોએ ઉઠાવી પોતાના મીત્ર મહમદઅલ્લીને છોડાવ્યો. અને તેને કર્ણાટકની ગાદીએ બેસાડ્યો.

**નાનાફડનવીસ**—એ માધવરાવ પેશ્વાનો કારભારી હતો. જ્યા-રે પુનાની ગાદી માટે રાઘોબાએ ઇંગ્રેજ સાથે સુરતની સંધી કરી હતી. ત્યારે નાનો સવાઈ માધવરાવના તરફ હતો. એણે નિજામને કુર્દલાની લડાઈમાં હરાવ્યો હતો. એ નામજાદો મરેઠી રાજ્યનું બ-ળ અને સ્વતંત્રતા જાળવવાની કોશીશ કરતો હતો, એવામાં એનું મરણ થયું ઇ૦ સ૦ ૧૮૦૦

**રામનારાયણ**—એ મીરકાશમના વખતમાં બંગાળામાં ફો-જદાર હતો. એણે ઇંગ્રેજને મદદ કરી હતી, તેથી નવાબે એને ગળે પથરો બાંધી નદીમાં નાંખ્યો.

**નંદકુમાર**—એ ન્યાતે બ્રાહ્મણ અને મોટો જાગીરદાર હતો. તેણે કૌંસીલના કેટલાક મેમ્બરની શીખવણીથી ગવર્નર જનરલ વા-નહેસ્ટીંગ્સ ઉપર લાંચ લીધાનું તહોમત મુક્યું. પણ એવામાં એના ઉપર જુઠું ખત બનાવ્યાનું તહોમત ઠર્યું, અને તેની તપાસણી સુપ્રીમ કોર્ટમાં થઈ, તેમાં નંદકુમાર ગુન્હેગાર ઠર્યો, માટે ઇંગ્લાંડના કાયદા મુજબ તેને ફાંસીની શિક્ષા થઈ.

**મુજફ્ફરજંગ**—નિજામ ઉલમુલ્કના મોટા છોકરા ગ્યાસુદીને ગા-દી લેવાની ના પાડી. તેથી તેનો ભાઈ નાશીરજંગ ગાદીએ બેઠો, પણ તેને તેના ભાઇમુજફ્ફરજંગે ડુપ્લીનીમદદથી ઉઠાડીમુકીપોતેગાદીએ બેઠો.

**નાશીરજંગ**—એ નિમમુલ્કનો છોકરો હતો, એને એના ભા-ઈ મુજફ્ફરજંગે ડુપ્લીની મદદથી ગાદીએથી ઉઠાડી મુક્યો.

**મેજરલારેન્સ**—એ ૧૭૪૮ માં હિંદમાં આવ્યો, અને ૧૭૪૯

## પહેલાંના અને હમણાના વારામાં રૈયતની હાલત સરખાવો.

### મુસલમાનોના અને ઇંગ્રેજના વારામાં રૈયતની હાલત

(૧) મુસલમાનોના વખતમાં ગરીબોપર જુલમ ગુજારવામાં આવતો, પણ ઇંગ્રેજ વખતમાં વાઘ અને બકરી એક આરે પાણી પીવે છે.

(૨) મુસલમાનોના વખતમાં લડાઇ વખતે ઘરબાર છોડીને નાશી જવું પડતું; પણ બ્રીટિશ રાજ્યમાં લડાઇ વખતે રૈયત પોતાના ધંધામાં મચી રહેછે.

(૩) મુસલમાનોનાં વખતમાં ચોક્કસ કાયદા નહોતા, તેથી રૈયતને ઘણું દુ:ખ વેઠવું પડતું. પણ બ્રીટિશ રાજ્યમાં ચોક્કસ અને પક્કા કાયદા હોવાથી રૈયત આબાદ છે.

(૪) મુસલમાનોના વખતમાં બાદશાહની રજા વગર પોતાના મિત્રને જમવાનું આમંત્રણ કરાતું નહોતું, તેમજ રાજ્ય દરબારમાં છુટથી બોલી શકાતું નહિ; વળી, સરકારી કામની વિરૂદ્ધ બોલનારની જીભ કાપી નાંખતા, પણ બ્રીટિશ રાજ્યમાં રૈયત રાજ્ય વિરૂદ્ધ ટીકા લખી પોતાના વિચારો દર્શાવી શકેછે.

(૫) આગલા પાદશાહોના વખતમાં હિંદનો વેપાર એક કરોડ રૂ. સુધીનો હતો; પણ બ્રીટીશ અમલમાં હિંદનો વેપાર ૫૦ કરોડનો છે.

(૬) આગલા પાદશાહોના વખતમાં ખજાનો પૈસાથી ભરપુર હતો અને રૈયત દુ:ખી હતી; પણ હાલ ઇંગ્રેજ સરકારને હિંદ ખાતે ૨૩ કરોડનું દેવું છે. અને હાથ તળેની રૈયત આબાદ છે.

### (૨) મરેઠા અને ઇંગ્રેજના વારામાં રૈયતની હાલત સરખાવો.

(૧) મરેઠી રાજ્યરીતી એવી હતી, તે એ રાજ્યની ટકેવતપર-

થી જણાય આવેછે,—પાસા પડે તેમ દાવ અને રાજા કરે તેમ ન્યાય; એટલે જેમ પાસા પડે તેમ દાવ અને રાજા કરે તે ઇન્સાફ પણ ઇંગ્રેજી રાજ્ય તો " રામરાજ " જેવું ગણાયછે.

(૨) કોઇ ધનાઢ્ય પૈસાદારથી પોતાની દોલત જાહેર રીતે વાપરી શકાતિ નહોતી. એવો અટકાવ આ રાજ્યમાં નથી.

(૩) કોઇ ગૃહસ્થપર મરેઠા રાજાની ઇતરાજી થાય, ત્યારે ગૃહસ્થની સઘળી મિલકત લૂંટી લેવામાં આવતી. અને તેના કુટુંબકબીલાને મારી નાંખતો. આવો જુલમ આ રાજ્યમાં કદી સંભળાયો નથી.

(૪) મરેઠી ટોળીઓ લૂંટમાંથી પોતાના રાજાને ભાગ આપતી હતી; તેથી રાજા તેગનાપર ખુશી રહેતો હતો. અને ફર્યાદીનો દાદ સાંભળતો નહોતો. આ રાજ્ય લૂંટ અને ધાડનું નામ સંભળાતું નથી.

(૩) પોર્તુગીઝ અને ઇંગ્રેજની રાજરીતિ સરખાવો.

(૧) જે લોકોએ પોર્તુગીઝનો ધર્મ કબુલ કર્યો નહિ તે લોકોના ઉપર પોર્તુગીઝ અમલદારોએ તરવારના માર ચલાવ્યો. ઇંગ્રેજ લોકો પોતાનો ધર્મ બોધથી ફેલાવેછે. પણ પોર્તુગીઝની પેઠે ક્રુરતા વાપરતા નથી.

(૨) આ રાજ્યમાં, બ્રાહ્મણો જે જનોઇ પહેરે છે, તે જનોઇ પોર્તુગીઝના જુલમથી કમરે લપેટવી પડતી.

(૩) અસલના વખતમાં હિંદુઓ પોતાના ઘરની સામે તુળશીનો ઝાડ ઉગાડતા હતા; પણ હમણાં એ ઝાડ ઘરની પછવાડેના બાગમાં જોવામાં આવેછે. કારણકે એ પોર્તુગીઝના જુલમની અસર જણાય છે; તેમ આ રાજ્યમાં નથી.

(૪) પોર્તુગીઝના વખતમાં જાહેર રીતે ગણપતિની પૂજા થતી નહોતી, પણ કેટલાક ગામોમાં જમીનપર ચોખા પાથરીને ગણપતિ

કાઢતા. હતા. અને છાની રીતે પૂજા કરતા, આ અસર પોર્તુગીઝ-નો જુલમ જણાવેછે.

## હલકે હોદ્દેથી ઉંચે હોદ્દે ચડનાર પુરૂષો.

(૧) સબકતગીન, અલતમશ, કુતબુદીન અને બુલબુન ગુલામથી પાદશાહ થયા. (૨) કાફુર ગુલામથી વજીર થયો. (૩) ગ્યાસુદીન તઘલખ ગુલામથી પાદશાહ થયો. (૪) શિવાજી જાગીરપરથી રાજા થયો (૫) બાબાજી તલાટી ઉપરથી પ્રધાન થયો (૬) રાણોજી ખાસદારપરથી સરદાર. (૭) મલ્હારજી હોલકર, ઘોડેસ્વાર પરથી સરદાર. (૮) કલાઈવ કારકુનથી ગવરનર. હૈદર સિપાઈથી પાદશાહ. (૧૦) હેસ્ટીંગ્સ હલકી નોકરીપરથી ગવરનર જનરલ. (૧૧) કાર્નવાલીસ હલકી નોકરીપરથી ગવરનર જનરલ, (૧૨) લારેન્સ આસીસ્ટંટ કલેક્ટરથી ગવરનર જનરલ.

## કાયદા તથા બીલો.

(૧) રેગ્યુલેટીંગ આક્ટ—વાર્ન હેસ્ટીંગ્સનું વર્ણન જુઓ.
(૨) પીટનું બીલ— „
(૩) ફોક્સનું બીલ— „
(૪) ગેગિંગ આક્ટ } લીટન જુઓ.
(૫) વેર્નાક્યુલર આક્ટ } „
(૬) ઈલ્બર્ટ બીલ } રીપન જુઓ
(૭) લોકલસેલ્ફ } „
(૮) ઈલબર્ટ— } „
(૯) રાઉલટ બીલ } લેન્સડાઉન જુઓ
(૧૦) ફેક્ટરી એક્ટ } „

## રાજકીય પરવાના ( પટા )

૧૭૭૩ માં રેગ્યુલેટીંગ એક્ટ થયો, તેથી કંપનીને રાજસત્તા મળી.

૧૭૮૩ માં ફૉકસનું બીલ રજુ થયું, તેમાં કંપની વેપાર કરે, અને રાજ કારભાર પાર્લામેન્ટ ચલાવે, એ સંબંધી હકીકત હતી, પણ તે નાપાસ થયું.

૧૭૮૪ માં પીટનું બીલ પાસ થયું; તેથી ડાઇરેક્ટરો ઉપર દેખરેખ રાખનાર બોર્ડ ઑફ કંટ્રોલ નામે સભા નીમાઇ.

૧૮૩૩ ના ધારાથી કંપનીને વેપારની બંધી કરવામાં આવી. અને હિંદ તથા ચીનમાં વેપાર કરવાની સર્વે ઇંગ્રેજને છુટ મળી.

૧૮૫૮ ના ધારાથી કંપનીનું રાજ્ય ઇંગ્લાંડની રાણીને હસ્તક આવ્યું.

૧૮૬૧ ના ધારાથી મુંબાઇ તથા મદ્રાસની કૌન્સિલમાં કાયદા બાંધવા માટે દેશી ગૃહસ્થ દાખલ કરવામાં આવ્યા.

૧૮૬૧ ના ધારાથી સુપ્રીમ કોર્ટને ઠામે હાઇકોર્ટ સ્થપાઇ.

૧૮૮૩ માં ઇલ્બર્ટ બીલ પાસ થયું. તેમાં દેશી જડજો ગોરાઓનો ઇન્સાફ કરે તે સંબંધી બાબત હતી.

## રાજ્યોની ચડતી પડતીનાં કારણ

### મુગલવંશની ચડતીનાં કારણું

૧ પ્રાચીન હિંદુશાસ્ત્ર પ્રમાણે રાજનીતિ ચલાવી.
૨ હિંદુ અને મુસલમાનોને સરખા ગણતા.
૩ શુરા રજપુતોનાં મન મેળવ્યાં.
૪ મુસલમાની જુલમ અટકાવ્યો.
૫ મુલકનો બંદોબસ્ત સારો રાખતા હતા.
૬ વસુલાત લેવાની રીત સારી હતી.

### મુગલવંશની પડતીનાં કારણ

૧ ઓરંગઝેબનું ધર્માભિમાન તથા તેની પછીના બાદશાહ સરદારોના હાથ નીચે પુતળાં જેવા હતા.

૨ મરાઠા, રોહિલા, શીખ અને રજપુતોએ બંડ કર્યાં તથા પ્રાંતોમાં સુબા સ્વતંત્ર થયા.

૩ ઔરંગજેબે વિજાપુર, ગોવળકાંડા અને અહમદનગરના રાજ્યોની સત્તા તોડી પાડી, તેથી શીવાજી મહારાજને પુરતી મળી.

૪ પાદશાહો ભૂગોળવિદ્યા જાણતા નહિ.

૫ જજીયાવેરો ચાલતો રાખવાથી હિંદુ લોકો ગુસ્સે થયા.

૬ કુટુંબ અને ભાઈઓમાં સંપ નહોતો તથા પરદેશી હુમલા.

૭ હિંદુઓને મોટી નોકરીમાં દાખલ કર્યા નહિ, અને મુસલમાનોને મોટા હોદ્દા આપવા માંડયા.

૮ લશ્કરને પગાર આપી શક્યા નહિ, તથા છેવટના ભાગમાં મહેસુલ વસુલ થયું નહિ.

૯ સિપાઈઓ સુસ્ત, લાંચીઆ, વ્યભિચારી, એશઆરામી, અને દારૂડીઆ હતા.

૧૦ લશ્કરની ગોઠવણ ઢીલી થઈ હતી.

૧૧ લડાઈમાં ઘોડા ઉપર બોજાઓનો ઘણો સામાન નાંખતા તેથી ઘોડાને નાસવામાં અડચણ પડતી.

## હિંદુઓની ચડતીનાં કારણ

૧ હિંદુ લોકો સંપ સંપીને રાજ્ય ચલાવતા હતા.

૨ શત્રુ સામે લડવામાં એક બીજાને મદદ આપતા.

૩ ખંડિયાં રાજ્યોને ખાલસા કરવાનો લોભ રાખતા નહિ.

૪ મુલકનો બંદોબસ્ત રાખવામાં હોશિયાર હતા.

૫ ઇન્સાફ કરવામાં તથા પ્રજાનું રક્ષણ કરવામાં પોતે દેખરેખ રાખતા.

૬ ધર્મ સંબંધી જોર જુલમ કરતા નહિ.

૭ શાસ્ત્ર પ્રમાણે વેરા ઉઘરાવતા હતા.

## હિંદુઓની પડતીનાં કારણ

૧ રાજ્ય લોભ અને દગા બાજીથી કુસંપ કર્યો.

૨ પોતાનો બચાવ કરવાની આગળથી તૈયારી કરતા નહિ.

૩ સિંધુ નદીને ઓળંગવાના વહેમથી મુસલમાની બળ જાણ્યું નહિ.

૪ લડવાની કળામાં સુધારો કર્યો નહિ.

૫ રાજા હાથી ઉપરથી ઉતરેતો ગરાયો એવું સમજી નાસાનાસ કરતા હતા.

### મરેઠી રાજ્યની ચડતીનાં કારણ

૧ એમનું લશ્કર તથા ઘોડા કસાએલા હતા.

૨ ઘોડા ઉપર ઝાઝો સામાન નાંખતા નહિ. તેથી નાસવામાં સુગમતા પડતી.

૩ લશ્કરની ગોઠવણી કરવામાં ચાલાક હતા.

૪ પહાડી મુલક તથા ઘાટોના ભોમિયા હતા તેથી ઘર વખતે સંતાઈ જવાની સુગમતા પડતી હતી.

૫ પ્રસંગ આવે ત્યારે નાશી જવામાં ચુકતા નહિ.

૬ દગો કરવામાં બહાદુર હતા. તેમ દેશાભિમાની હતા.

૭ તેઓ એશઆરામી, વ્યભિચારી અને દારૂડીઆ નહોતા.

૮ પોતાની રૈયત ઉપર જુલમ ગુજારતા નહિ.

૯ મુલકના બંદોબસ્ત ઉપર તથા રૈયતને ઇન્સાફ આપવામાં નજર રાખતા.

### મરેઠી તથા પેશ્વાઈ રાજ્યની પડતીનાં કારણ

૧ શિવાજી મહારાજ પછીના રાજા દારૂડીઆ તથા વ્યભિચારી હતા.

૨ પોતાના રાજનો બધો કારભાર પેશ્વાને સોંપી રાજ્ય સત્તા ઘટાડી.

૩ સરદારોમાં સંપ નહિ હોવાથી માંહોમાંહે લડયા.

૪ મરેઠા રાજા અભણ હતા.

૫ પાછળના રાજાઓમાં દેશાભિમાન નહોતું, તથા રાજ્ય સો બધી ઇંગ્રેજને શરણે ગયા.

### ગુલામ વંશની પડતીનાં કારણ

૧ કુતબુદીનના મરણ પછી સરદારો સ્વતંત્ર થયા.

૨ પ્રાંતોના સુબાઓએ બંડ ઉઠાવ્યાં.
૩ પરદેશી ચડાઇઓ.
૪ પાછળના રાજાઓએ રાજ્ય કારભારમાં લક્ષ આપ્યું નહિ.
૫ રજપુતો ઉપર ઘણી ક્રુરતા વાપરી.
૬ રાજ્યની દોરી વિશ્વાસ ઘાતી વજીરોના હાથમાં હતી.

### ખિલજી વંશની પડતીનાં કારણ

૧ કુટુંબમાં કુસંપ થયો.
૨ હિંદુ તથા મુગલો ઉપર ક્રુરતા વાપરી.
૩ નીચ જાતના પ્રધાનોને રાજ્યનો અંકોડો સોંપ્યો.
૪ મુગલોના હુમલા તથા સુબાઓનાં બંડ.

### તઘલખ વંશની પડતીનાં કારણ

૧ પાદશાહ અવિચારી, હઠીલા અને બાયલા હતા.
૨ સુબાઓનાં બંડ.
૩ હિંદુઓનાં બંડ.
૪ તૈમુરલિંગની સ્વારી,
૫ પાછળના રાજા નબળા થવાથી રાજ્યની પડતી થઈ.

### બંગાળાના નવાબોની પડતીનાં કારણ

૧ નવાબો યુરોપવિદ્યા ભણ્યા નહોતા.
૨ લશ્કરને કવાયત શીખવતા નહિ.
૩ ઇંગ્રેજની અદેખાઇ કરવા લાગ્યા.
૪ નવાબો મોજસોખીલા અને વ્યભિચારી હતા.

## ઇંગ્રેજી રાજ્યથી થતા ફાયદા

૧ લોકોના જાનમાલનું સારી રીતે રક્ષણ થયું. ઉદાહરણ. વાઘ અને બકરી એક આરે પાણી પીવે છે.

૨ વિદ્યા વધવાથી સ્વતંત્રતાના વિચાર પેદા થયા. અને પોતાના હક માગવા તૈયાર થયા.

૩ દેશ ઉપર ખર્ચ વધ્યો છે, પણ દેશ આબાદ છે.

૪ રેલવે, તાર અને ટપાલથી વેપારને ઉત્તેજન મળ્યું.

૫ યાંત્રિક કળા તરફ ભેજાનું વલણ થયું.

૬ મુસલમાનોના વખતમાં બુદ્ધિ બેહેર મારી ગઈ હતી. તે જાગૃત થઈ.

૭ વૈદક વિદ્યાને ઉત્તેજન મળ્યું.

## હિંદમાં થએલી પ્રસિદ્ધ રાણીઓ.

(૧) રજીયાબેગમ—એ અલ્તમશની દીકરી હતી. પૃષ્ઠ ૮૫ જુઓ.

(૨) નૂરજહાં—એ અયાઝ નામે ઇરાનીની દીકરી હતી. પૃષ્ઠ ૧૦૯ જુઓ.

(૩) ચાંદબીબી—એ વિજાપુરના પાદશાહ અલીઆદિલશા હની વિધવા હતી. પૃષ્ઠ ૧૦૬ જુઓ.

(૪) જીજીબાઈ—એ શિવાજી મહારાજની મા હતી પૃષ્ઠ ૨૦ જુઓ.

(૫) અહલ્યાબાઇ—એ ખંડેરાવ હોલકરની સ્ત્રી હતી. પ્રકરણ ૧૧ મું જુઓ.

(૬) તુલસીબાઇ—એ જશવંતરાવ હોલકરની સ્ત્રી હતી. પ્રકરણ ૧૧ મું જુઓ.

(૭) તારાબાઇ—એ શિવાજી બીજાની માં હતી. પ્રકરણ ૧૧ મું જુઓ.

(૮) બઇજાબાઇ—એ દોલતરાવ સિંધીઆની સ્ત્રી હતી.

(૯) તારાબાઇ—એ જંકોજી સિંધીઆની સ્ત્રી હતી, પૃષ્ઠ ૧૭૨ જુઓ.

(૧૦) ચંદાકુંવર—એ દુલિપસિંહની મા હતી, પૃષ્ઠ ૧૭૪ જુઓ.

(૧૧) મહારાણી વિક્ટોરિયા—એ ઇંગ્લાંદમાં રહી હાલ આપણાપર રાજ્ય ચલાવે છે.

આઝાજહાં ૧૩૯૪-૧૩૯૮ મહમદ ૧૪૫૭-૧૪૫૭
મુબારિક. ૧૩૯૮-૧૪૦૧ હુસેન ૧૪૫૭-૧૪૭૯
ઇબ્રાહીમ ૧૪૦૧-૧૪૪૦

## સિંધીઆ સરકારની વંશાવળી.

રાણોજી ૧૭૩૮-૧૭૫૦ જંકોજી (૨) ૧૮૨૭-૧૮૪૩
જંકોજી ૧૭૫૦-૧૭૬૧ જયાજીરાવ ૧૮૪૩-૧૮૮૬
મહાદજી ૧૭૬૧-૧૭૯૪ માધવરાવ ૧૮૮૬—હાલ ગ્વા-
દોલતરાવ ૧૭૯૪-૧૮૨૭ લીઅરની ગાદીએ રાજ્ય કરેછે.

## હોલકર સરકારની વંશાવળી.

મલ્હારજી ૧૭૨૮-૧૭૬૬ હરિહરરાવ ૧૮૩૩-૧૮૪૩
તુકાજી ૧૭૬૬-૧૭૯૭ તકાજીરાવ ૧૮૪૩-૧૮૮૬
યશવંતરાવ ૧૭૯૭-૧૮૧૧ શિવાજીરાવ ૧૮૮૬ થી હા-
મલ્હારરાવ ૧૮૧૧-૧૮૩૩ લ ઇંદોરમાં રાજ્ય કરેછે.

## ભોંસલે સરકારની વંશાવળી.

રઘોજી ૧૭૩૪-૧૭૫૫ પરસાજી ૧૮૧૬-૧૮૧૭
જાનોજી ૧૭૫૫=૧૭૮૫ આપાસાહેબ ૧૮૧૭=૧૮૧૮
રઘોજી બીજો } ૧૭૮૫-૧૮૧૬ રઘોજી ત્રીજો } ૧૮૧૮-૧૮૫૩ ખાલસા

## ફ્રેન્ચ ગવર્નર.

માર્તિન..............૧૩૬૪..............................
ડુમાસ ..............................૧૭૪૧..............
ડુપ્લે..............૧૭૪૧..............૧૭૫૪..........૧૩
ગોડેહુ..............૧૭૫૪..............૧૭૫૮..........૪
લાલી..............૧૭૫૮..............૧૭૬૧..........૩

| | | | |
|---|---|---|---|
| શાહસુજા | ૧૮૦૩—૧૮૦૯ | શેરઅલી | ૧૮૬૩—૧૮૬૬ |
| મહમુદ | ૧૮૦૯—૧૮૨૬ | યાકુબખાં | ૧૮૭૯—૧૮૭૯ |
| દોસ્તમહમદ. | ૧૮૨૬—૧૮૩૯ | મુસાખાં | ૧૮૭૯—૧૮૮૦ |
| શાહસુજા }<br>બીજીવાર } | ૧૮૩૯—૧૮૪૨ | અબદુલરહેમાન ૧૮૮૦ થી હાલ | |

પંજાબના શિખ રાજા.

રણજીતસિંહ ............૧૮૦૦....................૧૮૩૯..........૩૯
ખડકસિંહ........................૧૮૩૯...................૧૮૩૯.........૦
નિહાલસિંહ..............૧૮૩૯.......................૧૮૪૦..........૧
શેરસિંહ ...... .........૧૮૪૦.....................૧૮૪૩..........૩
દુલિપસિંહ..............૧૮૪૩......................૧૮૪૯માં ખાલસા

## સુર અથવા અફઘાન વંશ.

શિરશાહ—૧૫૪૦—૧૫૪૫—શિરશાહનું ખરૂં નામ ફરીદ હતું. પણ એણે સિંહને એક ઝટકાથી માર્યો માટે બીજું નામ શેરખાં કે શિરશાહ પડયું. એણે દિલ્હીના બાદશાહ હુમાયુંને ૧૫૩૯માં બક્સર આગળ તથા ૧૫૪૦ માં કનોજ આગળ હરાવ્યો. વળી, માળવાના રાજા માલદેવને રાયસનના કિલ્લામાં ઘેર્યો. ને તેમ ઉગારવાનું વચન આપ્યું; પણ પાછળથી તેની ફોજને કાપી નાંખી. એણે જમીન વેરો ઘટાડી નાંખ્યો, અને મુસાફરો માટે કુવા, વાવ; તળાવ, ને રસ્તા બંધાવ્યા, એ સિવાય ઘણે ઠેકાણે મસીદો બંધાવી, ને દરેક મસીદમાં એક નિમાજ પઢનાર તથા બાંગ પોકારનાર ફકીરને રાખ્યો. આ બાદશાહે કલીંજરને ઘેરો ઘાલ્યો હતો. ત્યાં દારૂનું પીપ ફાટવાથી એનું મોત થયું.

**સલીમશાહ**—૧૫૪૫—૧૫૫૩—શેરશાહનો મોટો છોકરો આદિલશાહ કમઅકલનો હતો તેથી અમીરોએ એના નાના છોકરા સલીમશાહને ગાદીએ બેસાડ્યો. એણે દિલ્હીની પાસે એક મહેલ બાંધ્યો હતો. તેને નુરઘર કે સલીમઘર કહેછે. એના બાપના કરતાં ઇન્સાફ આપવામાં ચઢિયાતો હતો. એક વખતે એને ભારે મંદવાડ થયો. તેથી એણે જમા મુકાવી. એવામાં એક સરદારે બળવો કર્યો; તેથી તેનાપર જલદી ચડાઇ કરી બળવો સમાવી દીધો.

**ફિરોજ**—૧૫૫૩-૧૫૫૩-સલીમશાહ મુઓ, તેવખતે એનો છોકરો ફિરોજશાહ ૧૨ વરસનો હતો. એને એના કાકા આદિલશાહે રાજ્ય લેવા માટે મારી નાંખ્યો; ને પોતે ગાદીનો ધણી થયો.

**આદિલશાહ**—૧૫૫૩-૧૫૫૫—એ મૂઢ હતો, એણે રાજ્ય લોભથી પોતાના ભત્રીજાને મારી નાંખ્યો. તેવખતે એના રાજ્યમાં હેમુ નામે એક હિંદુ હતો. તે નાની સરખી દુકાન કરતો હતો. એને આદિલશાહે રાજ્ય કારભાર સોંપ્યો; એવામાં એના સાળા ઇબ્રાહીમ સુરે બળવો કરી દિલ્હી તાબે કર્યું.

**ઇબ્રાહીમ**—૧૫૫૫-૧૫૫૫—એણે બળવો કરી રાજ્ય મેળવ્યું, પણ દોઢ માસ પછી એની પાસેથી એના પિત્રાઇ ભાઇ સિકંદરસુરે રાજ્ય છીની લીધું.

**સિકંદરસુર**—૧૫૫૫-૧૫૫૬—એણે પિત્રાઇ ભાઇ પાસેથી રાજ્ય મેળવ્યું; પણ રાજ્યનો ખરો ધણી હુમાયુ હતો. માટે હુમાયુએ બેહેરામની મદદથી સિકંદરસુરને પાણીપતના મેદાનમાં હરાવ્યો; ને પોતાનું રાજ્ય પાછું મેળવ્યું.

## હિંદુસ્તાનની રાજ પદ્ધતિ.

હિંદુસ્તાનમાં રાજ્ય કારભાર કરવાની સત્તા બાદશાહને સોં-

પીછે. અને તેની નીમનોક મહારાણી પોતે કરેછે. અને તે વાઇસરાય હિંદના કારભાર માટે જવાબદાર હોયછે. એને રાજ્યકારભારમાં મદદ કરવા માટે સુપ્રીમ કૌન્સિલ સોંપાછે. એ કૌન્સિલના પાંચ સભાસદ મેમ્બરની વાઇસરાય પસંદ કરેછે. અને તેઓને કૌન્સિલમાં મહારાણી નીમેછે. વાઇસરાયને મદદ કરવા માટે સાત સેક્રેટરી હોયછે. અને તે સાત જુદાં જુદાં ખાતાંપર દેખરેખ રાખેછે. રાજ્યકારભારની સુગમતા માટે બ્રીટિશ હિંદના આઠ પ્રાંત કર્યાછે. તેઓના ઉપર ગવર્નરો, લેફ્ટેનન્ટ ગવર્નરો અથવા કમિશનરો નિમેલા હોયછે. ચાર નાના પ્રાંતો સ્થાનિક સરકારના તાબામાં છે. હિંદમાં ૧૫૪ ખંડિયાં સંસ્થાન છે. તે ઉપર પોલીટિકલ એજંટની મદદથી હિંદુ અને મુસલમાન રાજાઓ રાજ્ય કરેછે. મુંબાઇ અને મદ્રાસમાં મોટા ગવર્નર છે. પંજાબ, વાયવ્ય પ્રાંત, અને બંગાળા ઉપર લેફ્ટેનન્ટ ગવર્નર અમલ ચલાવેછે. મધ્ય, અયોધ્યા, આસામ; બ્રહ્મદેશ, વરાડ અને કુર્ગ કમીશનરના તાબામાં છે.

## ઇંગ્લાંડનું રાજ્ય બંધારણ.

ઇંગ્લાંડના રાજ્ય બંધારણ ઉપરથી, હિંદુસ્તાનની રાજ પદ્ધતિ ઘડી કાઢવામાં આવીછે; માટે આપણે ઇંગ્લાંડનું રાજ્ય બંધારણ જાણવું જોઇએ. ગ્રેટબ્રિટન, આયર્લાંડ અને ઇંગ્લાંડનું રાજ્ય, રાજા તથા અમીરો અને આમની સભાને તાબેછે. એ બે સભા મળીને પાર્લામેન્ટ ગણાયછે.

રાજા—નાણું પાડવું, અમીરોને ઇલકાબ આપવો, લડાઈ કરવી, ગુન્હેગારને માફી આપવી, પાર્લામેંટ બોલાવવી કે બરખાસ્ત કરવી, વગેરે હકો રાજાને છે. કાયદા મંજુર કરવા કે નહિ, તે રા-

જાના હાથમાં છે, એટલે રાજાની સલાહ વગર કોઇપણ નવો કાયદો થાય નહિ; પણ હાલના વખતમાં આ હક રાજાના નામથી પ્રધાનો ભોગવેછે.

પાર્લામેન્ટ—અમીરોની સભા અને રૈયતની સભા મળીને પાર્લામેન્ટ થાયછે. તેમાં અમીર સભાસદો ૪૫૨ અને રૈયત સભાસદો ૬૪૮ હોયછે. કાયદા ઘડવાને તથા ખૂટતો પૈસો ઉઘરાવાને મત આપવો, તે પાર્લામેન્ટનું કામછે.

આમની (રૈયતની) સભા—ઇંગ્રેજીમાં એને હાઉસ ઓફ કૉમન્સ કહેછે. અને તે સભા પાર્લામેન્ટનો એક ભાગછે એમાં સ્કોટલાંડ, ઇંગ્લાંડ, વેલ્સ અને આયર્લાંડનાં પ્રગણાંમાંથી રૈયતના ચુંટેલા મેમ્બરો બેસેછે. તેઓ હરકોઇ કાયદો સુધારીને અમીરોની સભામાં મોકલેછે. આમની સભામાં કુલ ૬૫૮ સભાસદ છે. અને તેમાં બે પક્ષ છે. એક લીબરલ—રૈયતના લાભમાં રહેનાર. અને બીજો કોન્ઝરવેટીવ—રાજ્ય હકમાં રહેનાર. આ સભાના પ્રમુખને સ્પીકર કહેછે.

ઉમરાવોની સભા—ઇંગ્રેજીમાં એને હાઉસ ઓફ લૉર્ડસ કહેછે; અને તે પાર્લામેંટનો એક ભાગછે. તેમાં બે આર્ચ બિશપ, ૨૪ બિશપ, તથા ઇંગ્લાંડ, સ્કાટલાંડ, અને આયર્લાંડના અમીરો બેસેછે. તેઓ, આમની સભાએ પાસ કરેલો કાયદો તપાસે છે; અને રાજાની સભામાં મોકલેછે. અમીરોની સભામાં કુલ ૪૫૨ સભાસદો છે; આ સભાના પ્રમુખને લૉર્ડ ચાન્સેલર કહેછે.

કેબીનેટ—કાયદાને અમલમાં લાવવાની સત્તા ફક્ત રાજાને હાથ છે. એવું કાયદાનું મત છે; છતાં હાલ વહીવટ એવો છે. કે પ્રધાનો રાજાના નામથી કાયદાનો અમલ કરેછે. પાર્લામેન્ટની બંને સભામાંથી એ પ્રધાનો ચુંટી કાઢવામાં આવેછે. તેઓ રાજકાર-

બાર અને કાયદાની બાબતમાં રાજાને, જે સલાહ આપેછે, તેને માટે તેઓ પાર્લામેન્ટને જવાબદાર છે; એવા મોટા મોટા પ્રધાનોની રાજા પાસે મંડળી રહેછે; તેને કેબીનેટ કહેછે. એ કેબીનેટમાં ઘણું કરીને ચૌદ કે પંદર સભાસદ હોયછે. અગારોની સભાએ પાસ કરીને મોકલેલો કાયદો એ કેબીનેટ તપાસેછે; અને રાજાની સહી માટે મોકલે છે

## હિંદના વૉઇસરાયની કૌન્સિલ સંબંધી બીના.

વૉઇસરાયની કૌન્સિલની બે શાખા છે. (૧) વિધાયક એટલે કાયદો કરનારી. (૨) પ્રવર્તક એટલે કાયદાનો અમલ કરનારી. પ્રવર્તક કૌન્સિલમાં વૉઇસરાય ઉપરાંત ૭ મેમ્બર હોયછે; રાણીના હાથની સહી સિક્કાવાળી ચાઠીથી એ મેમ્બરોને નીમવામાં આવેછે. તેમાં અસાધારણ મેમ્બર કમાન્ડર ઇન ચીફ ગણાયછે; અને એનો હોદ્દો ગવર્નર જનરલથી ઉતરતો છે. કૌન્સિલ આગળ જે કામ આવ્યું હોય, તે અધિક મતથી પાસ થાયછે. જો કૌન્સિલમાં બે સામસામાં મત સરખાં પડે; તો વૉઇસરાયનો મત કાસ્ટીંગ ગણાયછે. એટલે એના મત પ્રમાણે ફેંસલો થાયછે. (૨) વિધાયક કૌન્સિલમાં વધારાના મેમ્બરોને વૉઇસરાય નીમે છે. તેઓની સંખ્યા ૭ થી ઓછી, અને બારથી વધારે નથી. કૌન્સિલરોના વધુ મતથી જે કાયદો પાસ, તે કાયદાની મંજુરી માટે વૉઇસરાય, કૈસરેહિંદને લખેછે.

**રેવન્યુ ખાતુ**—ગામડામાં ઉપજ ઉઘરાવનાર પટેલ તલાટી હોયછે; તેમને રાવણીઆ વગેરે મદદ આપેછે. પટેલ તલાટીનો ઉપરી તાલુકાનો મામલતદાર હોયછે; તેને કારકુનો વગેરે મદદ આપેછે. મામલતદારનો ઉપરી જીલ્લાનો કલેક્ટર હોય છે તેને આસીસ્ટંટ કલેક્ટર,

ડિસ્ટ્રીક્ટ કલેક્ટર, અને હજુર ડેપ્યુટી કલેક્ટર મદદ આપેછે. કલેક્ટર સાહેબના ઉપરીને રેવન્યુ કમિશનર કહેછે; તે અવલ કારકુંનની, મામલતદારની, અને ડેપ્યુટી કલેક્ટરની જગ્યા આપી શકે છે. પણ ડેપ્યુટી કલેક્ટરની જગ્યા આપવામાં ગવર્નર ઇન કૌન્સિલની મંજુરી મેળવવી પડેછે. કમીશનરના કામથી નારાજ થઇ અપીલ આપવી હોય, તો ગવર્નર ઇન કૌન્સિલને અપાયછે.

**પોલીસખાતુ**—દરેક થાણામાં સિપાઇનો ઉપરી નાયક હોયછે; અને નાયકનો ઉપરી હવાલદાર હોયછે. હવાલદારનો ઉપરી જમાદાર હોયછે; અને તે ખધાનો ઉપરી તાલુકાનો ફાજદાર ઉર્ફે ચીફ કોન્સટેબલ હોયછે. ચીફકોન્સટેબલનો ઉપરી પોલીસ ઇન્સ્પેક્ટર હોયછે. અને તેમનો ઉપરી આસીસ્ટંટ પોલીસ સુપરીન્ટેન્ડન્ટ કે જીલ્લાનો પોલીસ સુપરીન્ટેન્ડન્ટ હોયછે. પોલીસ સુપરીન્ટેન્ડન્ટના સાહેબના ઉપરીને પોલીસ કમીશનર સાહેબ કહેછે; તેને ફાજદારની જગા આપવાનો અધિકાર છે. પોલીસ કમિશનરના કામથી નારાજ થઇ અપીલ આપવી હોય. તો ગવરનર ઇન કૌન્સિલને અપાયછે.

**કેળવણી ખાતું**--નિશાળનો ઉપરી મહેતાજી હોયછે, તેને મદદ કરવાને, તેના હાથ નીચે આસીસ્ટંટો હોયછે. મહેતાજીઓનો ઉપરી રાવસાહેબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર હોયછે; તેમને મદદ કરવાને તેમના તાબામાં બે કે ત્રણ આસીસ્ટંટ ડેપ્યુટી ઇન્સ્પેક્ટરો સોંપેલા છે. રાવસાહેબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરનો ઉપરી મેહેરબાન એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ બહાદુર હોયછે; તેમના ઉપર મહેરબાન ડિરેક્ટર સાહેબ બહાદુર છે. ડિરેક્ટર સાહેબના ફેંસલાથી નારાજ થઈ અપીલ કરવી હોય, તો ગવર્નર ઇન કૌન્સિલને કરવી.

ન્યાય ખાતુ–દરેક તાલુકામાં એક મુનસફ હોયછે. તે ૫૦૦૦ રૂ. સુધીના દાવા સાંભળેછે. અને તેમના કરેલા ચુકાદા ઉપર નારાજ થઇ અપીલ આપવી હોય, તો જડજ સાહેબને અપાય છે. રૂ. ૫૦૦૦ થી વધારેના એટલે ૫૦ હજાર સુધીના દાવા પહેલા વર્ગના સબાર્ડિનેટ જડજ સાંભળેછે. તેમના કરેલા ફેંસલા ઉપર અપીલ કરવી હોય, તો બારોબાર હાઇકોર્ટમાંજ કરવી. સ્માલકાજ કોર્ટના જડજો ફક્ત નાના દાવા સાંભળેછે. પણ તેમના કરેલા ફેંસલા ઉપર અપીલ થઇ શકતી નથી. બે વરસની ઉપરાંતની કેદથી માંડી કાળાપાણીની કે ફાંસીની સજા ફક્ત સેસન જડજ કરેછે; પણ ગુન્હેગારને ફાંસીએ લટકાવતા પહેલાં હાઇકોર્ટના નામદાર જડજની મંજુરી માગવી પડેછે.

### (૧) મરેઠી સિપાઇઓ અને મુગલાઇ સિપાઇઓને સરખાવો.

૧ મરેઠી સિપાઇ કસાયલા હતા, અને મુગલાઇ સિપાઇઓ દારૂડીઆ, વ્યભિચારિ, અને એશઆરામી હતા.

૨ મરેઠા ઘોડા ઉપર ઝાઝો સામાન નાંખતા નહિ. અને મુગલો નાંખતા, તેથી ઘોડા નાશી શકતા નહિ.

૩ મરેઠી ઘોડા કસાયલા હતા. તેવા મુગલાઇ નહોતા.

૪ મરેઠાનાં શરીર પહાડી જાતો જેવાં હતાં. તેવાં મુગલાઇ સિપાઇઓનાં નહોતાં.

૫ મરેઠી સિપાઇમાં સંપ હતો, તેવો મુગલ સિપાઇઓમાં નહોતો.

૬ મરેઠી સિપાઇઓની લડવાની રીત ઝાડના ડાળાં જેવી હતી, ને મુગલ સિપાઇની રીત એશ આરામી હતી.

૭ મરેઠા સીપાઈ ઝાડોમાં સંતાઈ રહેતા, અને મુગલ સીપાઈ તંબુમાં પડી રહેતા.

૮ મરેઠા સિપાઈઓમાં ધર્માભિમાન ઘણું હતું.

૯ મરેઠા સીપાઈઓ મુગલાઇ સિપાઈઓ કરતાં કામમાં ચઢીઆતા હતા.

૧૦ મુગલો કરતાં મરેઠાઓ લશ્કર ગોઠવવામાં હોશિયાર હતા.




નડીઆદ—સત્યસાગર પ્રેસ.